વિજ્ઞાનકથા એટલે ખરેખર શું તે વાત હ્યુગો જર્નસબેકે સરસ રીતે કહી છે. તેણે કહ્યું, "વિજ્ઞાનકથા એટલે મારા મતે જુલ્સવર્ન, એચ. જી. વેલ્સ અને એડગર એલન પો પ્રકારની કથા. વૈજ્ઞાનિક તથ્યો અને આર્ષદૃષ્ટિવાળી રોમાંસ કથાઓ અને જેમાં આજે વર્ણવેલી શોધ આવતીકાલે સાચી પણ પડે." પશ્ચિમમાં લખાયેલી મોટા ભાગની વિજ્ઞાનકથાઓ માટે આ વાત સાચી છે, પણ ભારતમાં લખાતી ભલેને ગમે તે ભાષામાં લખાતી હોય મોટા ભાગની વિજ્ઞાનકથાઓનું કથાવસ્તુ માનવકેન્દ્રી છે, જેમાં વૈજ્ઞાનિક વિકાસ અને માનવીય ભાવો કે સામાજિક પાયા વચ્ચેના આંતરસંબંધની વાત હોય છે.

ભારતમાં સહુથી પહેલી વિજ્ઞાનકથા બંગાળીમાં જગદીશચંદ્ર બોઝે અને એ જ સમયે મરાઠીમાં એસ. બી. રાનડેએ લખેલી હોવાનું કહેવાય છે. વરસો જતાં તમિલ જેવી બીજી ભારતીય ભાષાઓમાં પણ તેનો વિકાસ થયો છે પણ તેણે વધુ ઊંડાં મૂળ નાખ્યાં છે મરાઠીમાં. આ સંચય પરથી તે જોઈ શકાય છે. ભારતીય ભાષાઓમાં વિજ્ઞાનકથાઓનો કેવોક ચીલો પડ્યો છે તે વિભિન્ન ભારતીય ભાષાઓમાંથી લેખક-સંપાદક બાલ ફોન્ડકેએ ચીવટપૂર્વક પસંદ કરેલા આ સંચય પરથી જોઈ શકાય છે. શ્રી ફોન્ડકે સી.એસ.આઈ.આર.ના પ્રકાશન અને માહિતી નિદેશાલય(નવી દિલ્હી)ના નિયામક પણ છે.

લોકોપયોગી વિજ્ઞાનમાળા

# વીતી ગયેલું ભાવિ

સંપાદન : **બાલ ફોન્ડકે**
ચિત્ર : **સુબીર રૉય**
અનુવાદક : **યજ્ઞેશ દવે**

**લેખકો**
જયંત વી. નારલીકર,
બાલ ફોન્ડકે, લક્ષ્મણ લોંધે,
સુબોધ જાવડેકર, નિરંજન એસ. ઘાટે,
અરૂણ માંડે, શુભદા ગોગાટે, અનિશ દેબ,
શિર્ષેન્દુ મુખોપાધ્યાય,
નિરંજન સિન્હા, 'સુજાતા',
રાજશેખર ભૂસનુરમઠ, સંજય હવાનુર,
દેવવ્રત દાસ, મુકુલ શર્મા,
આર. એમ. શર્મા, કેનેથ ડૉયલ,
દેવેન્દ્ર મેવાડી, અરવિંદ મિશ્ર



**નેશનલ બુક ટ્રસ્ટ, ઈન્ડિયા**

# અનુક્રમ

# ઋણ-સ્વીકાર

વિભિન્ન ભારતીય ભાષાઓની ચૂંટેલી વિજ્ઞાનકથાઓનાં સંકલન આના પહેલાં પણ પ્રકાશિત થયાં છે. છતાં પણ, એવું કોઈ સંકલન અત્યાર સુધીમાં નથી છપાયું જેમાં ભૂતલ સીમાઓ ઓળંગીને ભારતીય વિજ્ઞાન-કથા સાહિત્યનું પ્રતિનિધિત્વ કરનારી રચનાઓ સંકલિત કરવામાં આવી હોય. પરંતુ વિજ્ઞાન-કથા સાહિત્યની દુનિયાના નકશા પર ભારતનું નામ અંકિત કરવાની દિશામાં આખરે નેશનલ બુક ટ્રસ્ટે પહેલ કરી; તથા આ પહેલ માટે પુસ્તકની રચનાઓની પસંદગી અને સંપાદનની જવાબદારી મને સોંપવા બદલ હું નેશનલ બુક ટ્રસ્ટ પ્રત્યે આભાર વ્યક્ત કરું છું. આ જવાબદારી સ્વીકારતી વેળા મેં વિચાર્યું નહોતું કે આ કેટલું અઘરું કામ છે, ખાસ કરીને એટલા માટે કે હું બધી ભાષાઓથી પરિચિત નથી; પરંતુ એવામાં ઘણાબધા મિત્રોએ આ કામમાં પોતાનો સહકાર દાખવ્યો જેમાં વિઠ્ઠલ નાડકર્ણી, આર. એસ. ભૂસનુરમઠ, સૈબાલકુમાર નાગ, સુકન્યા દત્તાનો હું વિશેષ આભારી છું.

**બાલ ફોન્ડકે**

# પ્રસ્તાવના

વિજ્ઞાનકથા એટલે શું? એ પ્રશ્ન સાહિત્યમાં આ પ્રકાર ખેડાતો થયો ત્યારથી ઘણા વિવેચકો અને સંપાદકોને મૂંઝવતો રહ્યો છે. આ ક્ષેત્રમાં સામ્રાજ્ય ભોગવનાર એડગર એલન પ્રો. વિલિયમ વિલ્સન, કે એડગર ફોસેટે આ સાહિત્ય પ્રકારની ચોક્કસ વ્યાખ્યા આપવાનો પ્રયત્ન કરી જોયો છે. આમ જોઈએ તો 'વિજ્ઞાનકથા' એ શબ્દને પણ તેને આગવો ઉત્ક્રાંતિ ઇતિહાસ છે. જોકે આ દિશામાં દૂરગામી અસરવાળું પહેલું મોટું પગલું ભરનારા હ્યુગો જર્નસબેક હતા, જેમના પરથી વિજ્ઞાનકથા માટેનો 'હ્યુગો' એવોર્ડ આપવામાં આવે છે. જર્નસબેક આ પ્રકારને 'વૈજ્ઞાનિક કથા' (Scientification) તરીકે જુદા પાડવાનો પ્રયત્ન કર્યો. આ ક્ષેત્રમાં ક્રાંતિ સર્જનાર દળદાર સામયિક 'એમેઝીંગ સ્ટોરીઝ'ના પ્રવેશાંકની પ્રસ્તાવનામાં તેમણે આ વ્યાખ્યા આપી છે.

આ સાહિત્યપ્રવાહને ઝડપથી મળતી સફળતાએ તેમને ભેદરેખા દોરવા પ્રેર્યા હશે. તેમણે કહ્યું, ''મારા મતે 'સાયંટીફિકેશન' એટલે જુલેવર્ન, એચ. જી. વેલ્સ અને એડગર એલન પો. પ્રકારની કથાઓ કે જેમાં વૈજ્ઞાનિક તથ્યો અને આર્ષદષ્ટિવાળી રોમાંસ કથાનો સમન્વય થયો છે. આ વિસ્મય કથાઓ રસપ્રદ વાચન જ પૂરું નથી પાડતી બલકે માહિતીપ્રદ પણ હોય છે. જ્ઞાનને તે બહુ સ્વાદિષ્ટ વાનગીની જેમ પીરસે છે. તેમાં વર્ણવેલી નવી શોધો ભવિષ્યમાં સાચી પડે તેવી શક્યતાઓ પણ નકારી ન શકાય.''

નકામા ફોતરાથી દાણો જુદો પાડવાની જરૂરિયાતમાંથી જ જર્નસબેકને પ્રેરણા મળી હશે. આ ખરેખર જરૂરી હતું કારણ કે સ્વૈરકલ્પના પર આધારિત કલ્પિત વિજ્ઞાન કથાઓને સાચી વિજ્ઞાનકથા તરીકે માન્યતા મળવાનું પૂરેપૂરું જોખમ હતુ. આ સાહિત્ય પ્રકારની વ્યાખ્યા કરવાનું અને તેના સમાર્જન કરવાના જર્નસબેક પછી પણ પ્રયાસો થયેલા છતાં એ જોખમ સાવ દૂર નથી થયું. આમ જર્નસબેકની ખેવનાથી વિજ્ઞાનકથાની વ્યાખ્યા બાંધતા અધિકારપત્રનો મુસદ્દો ઘડાયો જે સાચો હતો.

જોકે વિજ્ઞાનકથાની તેની વ્યાખ્યાની પાછળ ઘૂસી ગયેલી ખોટી છાપને આજે પણ જોઈ શકાય છે. કારણ કે આ પ્રકારને માત્ર અનુમાન કથા જ ન ગણવામાં આવે તો તે કદાચ બરોબર હતું પણ તેને ભાવિ ભાખનારી પયગંબરી કથા ગણવામાં

આવી. આ પ્રકારમાં હાથ અજમાવનાર પાસે ભલેને અખૂટ કલ્પનાશક્તિ હોય પણ તેની પાસે ગૂઢ વિષયવેત્તાની અપેક્ષા રાખવામાં આવતી.

જુલેવર્ન અને એચ. જી. વેલ્સને તેની વિજ્ઞાનકથાઓમાં વિગતવાર અહીં પણ ભવિષ્યની ઘટનાઓની ઝાંખી કરાવવામાં જે સફળતા મળેલી તેનાથી જર્નસબેક પ્રભાવિત થયો હોય જોકે તેને તે વાતનો ખ્યાલ ન આવ્યો કે જુલેવર્ન કે વેલ્સ ગમે તેટલા મહાન હોય, તેમના પ્રયત્નો ઉલ્લેખનીય હોય, પણ તેઓ અપવાદરૂપ હતા. નિયમરૂપ ન હતા. પર્વતો ગમે તેટલા ઊંચા હોય જમીન પરના નિયમો તેઓ નક્કી ન કરી શકે.

જલદી વિકાસ પામતી આ નવી પેઢીના વિજ્ઞાનકથા-લેખકો પર દેખીતી રીતે જ ખોટો બોજો લાદવામાં આવ્યો હતો. વીસીના મધ્યમાં આઇઝેક આસીમોવ અને રોબર્ટ હેઇનલીન સાહિત્યના યુવાન લેખકો માટે જ્હોન કેમ્પબેલે દાયણની ભૂમિકા ભજવી હતી. સુવર્ણયુગમાં તેમનો પ્રવેશ કરાવવામાં તેમણે ઘણી પીડા પણ ભોગવી હશે. તરત જ તેમણે તેમનું ઘોષણાપત્ર બહાર પાડ્યું. તેની આ પૂર્વભૂમિકાથી વિજ્ઞાનકથાનો મજબૂત પાયો નખાયો.

કેમ્પબેલે કહ્યું કે, 'વિજ્ઞાનકથાને વિજ્ઞાન જેવું જ તેની નજીકનું માધ્યમ ગણવું જોઈએ. વૈજ્ઞાનિક પદ્ધતિમાં સારી રીતે વિચારેલો સિદ્ધાંત માત્ર જાણીતી ઘટનાઓની જ સમજૂતી નથી આપતો બલકે નવી અને હજી ન શોધાયેલી ઘટનાઓ પણ ભાખી શકે છે. વિજ્ઞાનકથા પણ આ જ પ્રયત્ન કરે છે. વાર્તાના રૂપમાં લખે છે અને જે કંઈ નીપજી આવે છે તે માત્ર મશીન પર જ નહીં આખા માનવસમાજને લાગુ પાડી શકાય તેમ છે. ત્યારે આ સાહિત્યપ્રકાર માટે 'વિજ્ઞાનકથા'(Science fiction) ચલણમાં છે તે શબ્દ પણ તેણે આપ્યો.

આ બંને વ્યાખ્યામાં એક અપેક્ષા નિહિત છે તે એ છે કે કથા-સાહિત્યનો આ પ્રકાર તેના તત્ત્વમાં વિષયવસ્તુ સ્વરૂપ અને કાર્યક્ષેત્રમાં બીજા સમાન સાહિત્ય પ્રકારથી વધુ ક્રિયાશીલ હોય. આ અપેક્ષા મહદ્અંશે સંતોષાઈ છે પણ તેના લીધે તેની મૂળ પરિકલ્પનામાં વધારે છૂટછાટો લેવાઈ છે. આના લીધે ઘણા નવા દાખલ થયેલાઓએ વણખેડાયેલાં ક્ષેત્રો ખેડ્યાં છે. આમાં જો સફળતા મળે તો મુખ્ય ભૂમિ પર લાંગરવા પ્રવૃત્ત થયા છે. વિજ્ઞાનકથાના વિસ્તરેલા કહો કે મચડેલા સ્વરૂપે તેના પોતાના ખેલાડીઓ કે સમર્થકો પણ ઊભા કર્યા છે.

પ્રમાણિક રીતે એ વાતનો સ્વીકાર કરવો જોઈએ કે આ નવા મસીહાઓ અને તેમના અનુયાયીઓએ આ માધ્યમને સમૃદ્ધ બનાવ્યું છે. દરેક નવા વિજયથી બીજાઓને વધુ આગળ વધવા, પ્રયોગ કરવા, નવી દિશાઓની શોધ કરવા અને નવી કેડીઓ કંડારવાની પ્રેરણા મળી છે. આનું પરિણામ એ આવ્યું છે કે બીજા સાહિત્ય પ્રકારોની જેમ તેમાં સ્થગિતતા ક્યારેય નથી આવી.

છતાં પણ કેટલીક સાહસયાત્રાઓ એટલી બધી દૂર સુધી થઈ છે કે તેના મૂળ માતૃ-સ્વરૂપથી તેનું નાભિસંધાન અમુક સીમા પછી ખેંચાઈને તૂટી ગયું છે. થિયોડૉર સ્ટર્જને આ પ્રકારને પોતાની રીતે વ્યાખ્યાયિત કરતા ઘોષણાપત્રથી પહેલી યાત્રા આરંભી. તેણે કહ્યું કે 'વિજ્ઞાનકથા'-વાર્તા એ માનવીય પ્રશ્નો અને માનવીય સંબંધો અને સમાધાનોથી બંધાયેલી એવી માનવકેન્દ્રી કથા છે કે જે તેના વૈજ્ઞાનિક સત્ત્વતત્ત્વ વગર સંભવી ન શકે. વિજ્ઞાન કે જે કોઈ અતાર્કિક વાતને ચલાવતું નથી અને કથા કે જે લાગણી અને કલ્પના પર આધાર રાખે છે. આ બંનેના સમન્વયનો એક મોટો પ્રયાસ હતો.

એકવાર જર્નસબેક અને કેમ્પબેલે મહામહેનતથી બાંધેલા બંધમાં સ્ટર્જને એક કામચલાઉ ગાબડું પાડ્યું અને બંધના દરવાજાઓ જાણે ખુલી ગયા. તેના પછી જે લેખકો આવ્યા તેમણે વિજ્ઞાનના આધારસૂત્રવાળી કલ્પનાનો હંમેશાં ખ્યાલ ન રાખ્યો. તેથી વિજ્ઞાનકથા એટલે 'આપણે જે જગતમાં જીવીએ છીએ તેમાં ઉદ્ભવતી પરિસ્થિતિઓનું ગદ્ય વર્ણન નહીં પણ વિજ્ઞાન અને ટેક્નૉલોજીમાં થયેલી શોધો પર માનવ કે બીજા ગ્રહના જીવોના આભાસી વિજ્ઞાન કે આભાસી ટેક્નૉલોજીના આધારે ઘડેલી પરિકલ્પના એવો મત પ્રચલિત થયો.

આ પ્રકારના આરંભનું પરિણામ એ આવ્યું કે અંગ્રેજી બોલતા પશ્ચિમના દેશોમાં આજે ઘણા મોટા પ્રમાણમાં લખાતી નવી વિજ્ઞાનકથાઓમાં ભાગ્યે જ થોડું સાચું વિજ્ઞાન છે. આભાસી વિજ્ઞાન કે આભાસી ટેક્નૉલોજીનો આ વિજ્ઞાનકથા વાર્તામાં એટલો બધો ઉપયોગ થાય છે કે આ પ્રકાર તેની મૂળ ઓળખ ગુમાવી દેવાના ભયમાં છે. આ પરિસ્થિતિથી વિજ્ઞાનકથાના ચાહકો કે જાણકારોના મનમાં જ નહીં પણ આ ક્ષેત્રમાં કામ કરતા લેખકો અને ખાસ કરીને નવા લેખકોના મનમાં પણ ઘણી ગૂંચવણો સર્જાઈ છે.

પશ્ચિમની બીજી ભાષાઓની પરિસ્થિતિ વિષે બહુ માહિતી નથી કારણ કે તેમાંથી બહુ ઓછું અનુવાદમાં આવે છે. જોકે રશિયન અને પોલીશ વિજ્ઞાનકથાઓનું ઘણું સાહિત્ય અંગ્રેજી અનુવાદો મારફતે મળે છે ખરું. આ ભાષાના લેખકો જર્નસબેક-કેમ્પબેલ-સ્ટર્જન વિચારધારાને વફાદાર રહ્યા છે. સ્ટાનીસ્લો લેમે જે પરંપરા સ્થાપી દાખલો બેસાડ્યો તેની પણ તેમના પર અસર થઈ હોય તેવો સંભવ છે. જોકે મોટા ભાગની રશિયન વિજ્ઞાનકથાઓમાં ખરેખર ભાષાને કારણે વાર્તાનો રોમાંચ અનુભવી શકતાં નથી.

માત્ર અંગ્રેજીમાં લખતા હોય તેવા જ નહિ પણ બીજી અન્ય ભારતીય ભાષાઓમાં લખતા ભારતીય લેખકો સમકાલીન અમેરિકન અને બ્રિટિશ લેખકોથી પ્રભાવિત થયેલાં છે. આને પરિણામે તેઓ પણ આભાસી વિજ્ઞાનનો આશરો લે છે અને એવાં રૂઢિપ્રયોગોનો ઉપયોગ કરે છે કે જે ભારતીય સંસ્કૃતિ સંદર્ભથી દૂર હોય. આવા

સાહિત્યને ભારતીય વિજ્ઞાનકથા કહેવી કે નહીં તે મુદ્દો પણ વજૂદવાળો છે. લખનાર લેખકો ભારતના છે છતાં તેમના વિજ્ઞાનકથા સાહિત્યમાં ભારતીય કહેવાય કે વિજ્ઞાન કહેવાય તેવું બહું ઓછું છે. એ શક્ય છે કે અંગ્રેજી વાંચનારા વાચકોના થોડાં ઘણાં સાંસ્કૃતિક મૂળ પશ્ચિમમાં હોવાને લીધે લેખકો આવી રીતે લખતા હોય. જો તેઓ વિજ્ઞાનકથાના શુદ્ધ પ્રશિષ્ટ સ્વરૂપને વળગી રહેવા માગતા હોત તો નક્કર વિજ્ઞાન અને ઊંચે ઊડતી કલ્પના વચ્ચેના તંગ દોર પર ચાલવાની તેમને ફરજ પડી હોત. જાણીતાને સ્થાપિત વિજ્ઞાનથી કલ્પનાને સીમિત કરવાનું જરૂરી માન્યું હોત. જોકે આમ કરવું સહેલું નથી. આભાસી વિજ્ઞાનનો આધાર લેવાથી જ આ બંધનમાંથી છુટકારો મળતો હતો. આ કારણથી તેઓ એના તરફ આકર્ષાયા હોય તેમ પણ બને.

જોકે વિજ્ઞાનકથા લેખકોની સંખ્યા બહુ ઝાઝી નથી. ખાસ કરીને ભારતીય ભાષાઓમાં. ભારતીય ભાષામાં લખાતી મોટા ભાગની વિજ્ઞાનકથાઓ સ્ટર્જનની વ્યાખ્યાને વળગી રહે છે. જેથી તેઓ ભૂલતા નથી કે વિજ્ઞાનના વિકાસનું ગમે તેટલી ચોક્કસ રીતે નિરૂપણ કરીએ પણ તે વાર્તાના સ્વરૂપે થવું જોઈએ. એ જ રીતે કથા કે વાર્તા પણ મહદંશે માનવ આસપાસ ગૂંથાયેલી હોવી જોઈએ.

ભારતીય વિજ્ઞાનકથાઓના જે આંતરપ્રવાહો છે તેણે પણ આ સંચય માટે વાર્તાઓની પસંદગી માટે એક ભૂમિકા પૂરી પાડી છે. જો આ વાતને અવગણીએ તો તે વાજબી અને પ્રતિનિધિરૂપ પણ ન કહેવાય.

વિજ્ઞાનકથાનો ચાર વિશિષ્ટ તબક્કાઓમાંથી વિકાસ થયો છે. આ પ્રકારનો જન્મ ક્યારે થયો તે વિવાદાસ્પદ છે. કેટલાક લોકો વિજ્ઞાનકથાના ઉદ્‌ભવનાં મૂળ ગિલગામેશના બેબિલોનિયન મહાકાવ્ય સુધી જુએ છે. તે સમયની સંસ્કૃતિમાંથી જન્મતી એ કથાને આ પ્રકારમાં સમાવવાનું થાય તે સ્વાભાવિક છે. આ જ પ્રકારના વિચારો અને દલીલોથી આપણા દેશમાંના ઘણા લોકો એવા નિર્ણય પર આવે છે કે આધુનિક વિજ્ઞાન અને ટેક્નૉલોજી વેદોમાં મળી આવે છે.

સ્વસ્થ અને તાર્કિક વિશ્લેષણથી એક સમજૂતી સાધી શકાઈ છે કે મેરી શેલીની પ્રશિષ્ટ ગોથીક કૃતિ ફ્રાંકેન્સ્ટેઇન એ સર્વ પ્રથમ વિજ્ઞાનકથા વાર્તા હતી. વિડંબના તો તે છે કે ફ્રાંકેન્સ્ટેઇન એક વૈજ્ઞાનિક છે અને તેના ગફલતભર્યા પ્રયોગોથી વિકરાળ રાક્ષસનો જન્મ થાય છે. જોકે વીફરેલા રાક્ષસનું નામ જ તે વૈજ્ઞાનિકનું પર્યાયવાચી થઈ ગયેલું. આ કદાચ અમંગળના ભયમાંથી ઉત્પન્ન થતું માનવ જાતિનું ફ્રોઇડિયન સ્ખલન હતું અને તેનું કારણ માનવીય સાહસ પાછળ વિજ્ઞાને જે ભૂતાવળો ઊભી કરી છે તે હતું.

આ કથા ભલે ભયંકર લાગતી હોય પણ શૈલીની કથાનો આંતરપ્રવાહ એ ખરેખર સાહસ હતું અને પૂર્વ વિજ્ઞાનકથા કે આદિ વિજ્ઞાનકથા યુગ પર તેનું પ્રભુત્વ હતું.

એ યુગ આ સદીના ત્રીજા ને ચોથા દશકા સુધી લંબાયો. જ્યારે જ્હોન કેમ્પબેલે આસીમોવ, હેઇનલેઇન અને આર્થર ક્લાર્ક જેવા લેખકોની મદદથી દળદાર સામયિકોનું રૂપાંતરણ કર્યું ત્યારે તેની અસર ઝાંખી થઈ ગઈ.

ત્યાર પછી બીજા તબક્કામાં આ સ્વરૂપનો જે વિકાસ થયો તેના પર જર્ન્સબેક અને કેમ્પબેલે વિજ્ઞાનકથાની જે વ્યાખ્યા આપી હતી તેની સ્પષ્ટ અસર હતી. સ્વાભાવિક રીતે જ વિજ્ઞાને તેના અનુગામી તરીકે આવતી વિજ્ઞાનકથાઓને ગતિશીલ બળ પૂરું પાડ્યું. વિજ્ઞાન અને કથાવાર્તાના તલવાર જેવા તીક્ષ્ણ તંગ દોરડા પર ચાલવાનું ઉલ્લેખનીય સાહસ તેમાં અપેક્ષિત હતું. વિજ્ઞાન કે જે સ્વભાવે અનાસક્ત, બિન અંગત અને ગાંડપણની હદે તર્કબદ્ધ છે, તેના સ્વપ્નીલ, ભાવનાશીલ અને ક્યારેક તો તર્કથી અસંબદ્ધ તેવી કથા સાથેના લગ્ન કરવા જેવી આ વાત હતી. જોકે મૂળ ઉદ્દેશ તો પ્રસ્થાપિત થયેલા વિજ્ઞાન અને તેના શક્ય ભાવિને સમજાવવાનો અને પ્રચાર કરવાનો હતો એટલે આ લગ્નવિધિમાં કોઈ તકલીફ ન પડી. પ્રતિપાદિત અને સ્થાપિત વૈજ્ઞાનિક તથ્યોને આધારે તર્કના બધા આગ્રહોને ચુસ્તપણે વળગી રહીને અને કલ્પનાના ઉડાનને મુક્ત દોર આપીને ભવિષ્યનો રસ્તો કંડારતા એક સંવાદી અને સમરૂપ સ્વરૂપને ઘડી કાઢવાનો આમ મેળ બેઠો. આ યુગને ઘણા લોકો 'વિજ્ઞાનકથાનો સુવર્ણકાળ' ગણે છે. કારણ કે આ સમય દરમિયાન શુદ્ધ વિજ્ઞાનકથાની સર્વકાલીન પ્રશિષ્ઠ કૃતિઓ રચાઈ.

આ કથાઓની માહિતી એવી હતી કે કશા પડકાર વગર તેનો પ્રભાવ ચાલુ રહ્યો હોત. પણ બીજા વિશ્વયુદ્ધે ત્યારના સમય પૂરતી નહીં પણ ભવિષ્યમાં હંમેશને માટે માણસની વિશ્વને સમજાવવાની દૃષ્ટિ બદલી નાખી. હિરોશિમા અને નાગાસાકીના આકાશ પર છવાઈ ગયેલાં કાળાં વાદળોએ પોતાનું જ ભક્ષણ કરી જતા માણસાઈના કોશેટાને ચીરી નાખ્યો. માણસને પહેલી જ વાર સ્પષ્ટ ભાન થયું કે વિજ્ઞાન એ સમાજ વ્યવસ્થા અને માનવીય મૂલ્યને ક્રૂર રીતે બદલી શકે છે. વિજ્ઞાન એ જ્ઞાનની ઉપાસના અને પ્રકૃતિ પરના વિજયનું નિર્દોષ સાધન ન રહ્યું. માનવ કે એન્ડ્રોઈડ જીવતાજાગતા ફ્રેન્કેન્સ્ટાઇનની પેઠે બેકાબૂ થઈ ફર્યા કરે તેવી શક્યતાઓ દોડતી દેખાઈ. એક રીતે જોઈએ તો તેમણે માણસની દૃષ્ટિને વિશાળ કરવાનું કામ કર્યું. પ્રદેશ અને જાતિની સંકુચિત સીમાઓ કે જે સમાજોને જુદા પાડતી હતી તે કાલ્પનિક અને જેમાંથી મુક્ત અવર-જવર થઈ શકે તેવી લાગવા લાગી. માણસને વૈશ્વિક અસ્તિત્વના સંદર્ભમાં વિચારવાની ફરજ પડી.

તેની દૃષ્ટિમાં જે પરિવર્તન આવ્યું તેનું પ્રતિબિંબ વિજ્ઞાનકથાઓમાં પડ્યું. આ સાથે વિજ્ઞાનકથાનો ત્રીજા તબક્કામાં પ્રવેશ થયો કે જેમાં શુદ્ધ વિજ્ઞાનમાં રોપાયેલાં તેના મૂળિયાં તેણે જાળવી રાખ્યાં છે. પણ સામાજિક નિસ્બતનું પ્રાધાન્ય વધ્યું. ભવિષ્યમાં

વિજ્ઞાન અને ટેક્નૉલોજીના વિકાસને કારણે આવનારા આનુષંગિક પરિણામો અને તેના સમગ્ર માનવજાતિ પર જે પ્રભાવ પડશે તેના પર ભાર મૂકવામાં આવ્યો.

ત્રીજા તબક્કામાં જે પુખ્તતા આવી તેણે વિજ્ઞાનકથાની અપીલને વિસ્તૃત કરી. આ એ સમય હતો જેમાં સમાજવાદ અને મુક્ત વિચારોનું રાજકીય તેમ જ આર્થિક ક્ષેત્રમાં પ્રભુત્વ હતું. વાચકો કલ્પનાના ઉડાન તરીકે નહીં પણ શક્ય અથવા વ્યવહારિક વાસ્તવિકતા તરીકે તેને જોવા લાગ્યા. આને લીધે જે અંતર તથા દૂરતા ઓછી થઈ તેથી વિજ્ઞાનકથા વધુ નજીક આવી. આમ વિજ્ઞાનકથા એક બાજુથી સુખદ રીતે માનવ જીવનની નજીક આવી તો બીજી તરફ તેની સાથે જ તેના ઉદ્દેશો પણ તેણે સિદ્ધ કર્યા કારણ કે બહુજન સમાજમાં વૈજ્ઞાનિક બાબતોમાં રસ કેળવવામાં તે મદદરૂપ થઈ.

વિજ્ઞાન અને ટેકનૉલોજીની નવી અને નવતર વ્યવસ્થામાંથી નીપજતા આશ્ચર્યમાંથી કેટલાંકને વિજ્ઞાનકથાની પ્રેરણા મળી. તો કેટલાંક ખરાબ અને ખોટા માણસોના હાથમાં તે જવાથી ઘટનાઓનું જે દુષ્ચક્ર સર્જાશે તે ભીતિથી કેટલાક લેખકો સાશંક હતા. વિજ્ઞાનકથાની પ્રગટ અભિવ્યક્તિના રૂપાંતરણે તેનું કાયમી સ્થાન બનાવ્યું અને તેનો વૃદ્ધિ વિકાસ થવા લાગે. છેલ્લા અને ચોથા તબક્કા તરફ પ્રયાણ તે માત્ર સમયનો જ સવાલ હતો. કોઈ પણ સાહિત્ય એકવાર સ્થાપિત થઈ જાય છે ત્યારે પાછળથી એવો તબક્કો આવે છે કે તેમાં કામ કરનારા લેખકો, વિવેચકો અને વાચકો તેના તત્ત્વ કરતાં તેના આકાર અને શૈલી ઉપર વધારે ધ્યાન આપતાં થઈ જાય છે. શૈલીના આધિપત્યવાળા આ ચોથા તબક્કામાં વિજ્ઞાનકથા સાઈઠના દાયકામાં ઉદ્‌ભવ પામેલી વિજ્ઞાન કથા કરતાં ઘણે ઊંચે અને દૂર લઈ ગઈ. યુરોપ અને અમેરિકામાં આ પ્રકારનું પ્રભાવી વલણ રહ્યું છે. જોકે તેમાંની મોટા ભાગની વિજ્ઞાનકથાને પ્રસ્થાપિત વિજ્ઞાન સાથે બહુ આછોપાતળો સંબંધ રહ્યો છે અને એ રીતે તે નરમદળ (soft-core) સૉફ્ટવેર પ્રકારમાં આવે છે.

ભારતીય વિજ્ઞાનકથાનો પણ આવા જ તબક્કામાંથી વિકાસ થયો છે. આ સદીના આરંભના ભાગમાં ઘણી ભારતીય ભાષાઓમાં આ સાહિત્ય પ્રકારનો ઉદ્‌ભવ થયો. બંગાળીમાં પહેલી વિજ્ઞાનકથા લખવાનું શ્રેય જગદીશચંદ્ર બોઝને જાય છે. આ કથા 1897માં પ્રકાશિત થઈ હતી અને તે એક વ્યંગભરી મજાક પુરવાર થઈ.

એમાં સમુદ્રમાં એક તેલની શીશી રેડવાથી સમુદ્રમાં તોફાન શમી જાય છે તેની વાત હતી. જોકે 'તોફાન પર કાબૂ' નામની એ કથામાં વિજ્ઞાનકથાના બધાં લક્ષણો હતાં. આ કથામાં સીધી રીતે સમજાવી ન શકાય તેવી ઘટનાને વિજ્ઞાનના નિયમોને આધારે કથાના વાઘા પહેરાવી સમજાવવામાં આવી હતી. મરાઠીમાં પણ આ જ અરસામાં વિજ્ઞાનકથાનો આરંભ થયો. એસ.બી.રાનડેની 'તારાચે હાસ્ય' અને નાથ માધવની 'શ્રીનિવાસ રાવ' નવલકથા લગભગ સાથે જ પ્રકાશિત થઈ. 'કેરાલા કોકિલ'માં જુલેવર્નની 'જર્ની ટુ ધ મૂન'નો અનુવાદ પ્રકાશિત થયો તેવા ઉલ્લેખો મળે છે.

આ બધા જુલેવર્ન કે વેલ્સના અનુવાદો હતા અને સાહસના પ્રાધાન્યવાળી પહેલા તબક્કાવાળી કથાઓ હતી. આ પ્રકારની વિજ્ઞાનકથાઓ સાઇઠ અને સિત્તેરના દાયકા સુધી ચાલી. કથા-સાહિત્યના બીજા બધા પ્રકારોએ અનેક રૂપો સર્જ્યાં હતાં ત્યારે વિજ્ઞાનકથા એ પરીકથાને જ વળગી રહ્યું હતું અને તેને બાલ-સાહિત્ય જ ગણવામાં આવ્યું. બંગાળીમાં સત્યજીત રાય અને ડી. પી. ખમ્બેતે તથા નારાયણ ધરપ નિયમિત લખતા હોવા છતાં વિજ્ઞાનકથાને આ છાપમાંથી બચાવી શક્યા નહીં.

સીત્તેરના ગાળામાં ભારતીય વિજ્ઞાનકથાનો પુનર્જન્મ થયો ત્યાં સુધી આ પરિસ્થિતિ ચાલી. તરત જ તેણે બીજા તબક્કામાં હનુમાન કૂદકો લગાવ્યો અને ત્વરિતે જ ત્રીજા તબક્કામાં પણ પ્રવેશ કર્યો. આ પુનર્જન્મના ઘણાં કારણો હતાં.

ત્યાર પછીના સમયગાળામાં વિજ્ઞાનના સંપ્રેષણની કળામાં ધરમૂળથી ફેરફાર થયા હતા. આ જ ગાળામાં સામાન્ય માણસો સુધી વિજ્ઞાન પહોંચે તે નાટેના લેખો બધી ભારતીય ભાષામાં લખાવા લાગ્યા હતા. ભૂતકાળમાં કથા-સાહિત્ય માટે જ અનામત રખાયેલા પ્રકારમાં આ લેખો લખાતા હતા. જનસામાન્ય માટેના વિજ્ઞાનલેખો આ રીતે વાર્તામાં લઘુનાટકના કે સાહિત્યિક નિબંધ રૂપે લખાવા લાગ્યા.

આ જ રીતે વૈજ્ઞાનિક શોધ તરફ લઈ જતી ઘટનાઓને પણ વાર્તાના સ્વરૂપે નિરૂપવામાં આવી કે જેમાં વૈજ્ઞાનિકો જ કથાનાં પાત્રો હોય. આ પ્રકારને ઘણીવાર વિજ્ઞાનકથા તરીકે ગણી લેવાની ભૂલ થતી. આ પ્રકારનું સાહિત્ય બધી જ ભાષાઓમાં ફૂલ્યુંફાલ્યું અને આજે પણ વિકસી રહ્યું છે. જોકે તેના લેખકો, વાચકો કે વિવેચકો તેને વિજ્ઞાનકથા ગણતા નથી. વિજ્ઞાનકથાઓના સંપાદનમાં તેનો સમાવેશ થયો નથી. આ જ કારણથી આ સંપાદનમાં પણ તેનો સમાવેશ કર્યો નથી.

10 + 2 + 3ની નવી શિક્ષણ પ્રણાલિકા માટે તૈયાર કરાયેલા નવા વિજ્ઞાન અભ્યાસક્રમને કારણે વિજ્ઞાન અને ગણિતને વિશેષ પ્રાધાન્ય મળ્યું છે. આપણા ભવિષ્યને જોખમમાં મૂકીને જ આપણે વિજ્ઞાન અને ગણિતનો ભાર હલકો કરી શકીએ.... આ અભ્યાસ વ્યવસ્થાને લીધે કોઇ વ્યક્તિ ઓછામાં ઓછું દસમા ધોરણ સુધી તો વિજ્ઞાન ભણે જ છે. ઈલેક્ટ્રોનિક માધ્યમો અને ખાસ કરીને ટેલિવિઝનના આક્રમણને લીધે લોકોની વિજ્ઞાનવિષયક સામાન્ય જાગૃતિ વધી છે અને આને લીધે વિજ્ઞાનકથાના પુનર્જન્મનો વિજયપથ તૈયાર થયો.

આ એ સમય હતો કે જ્યારે ઘણા વિખ્યાત લેખકો અને વૈજ્ઞાનિકોએ વિજ્ઞાનકથા પર પોતાનો હાથ અજમાવવાનો શરૂ કર્યો. વિશ્વવિખ્યાત અવકાશ ભૌતિકશાસ્ત્રી અને સર ફ્રેડ હોયલેના શિષ્ય વિજ્ઞાનકથા લેખક શ્રી જયંત નારલીકરે મરાઠી ભાષામાં વિજ્ઞાનકથા લેખનનો પાયો નાખ્યો. આના પરિણામે અત્યાર સુધી ઉપેક્ષિત એવા સાહિત્યપ્રકાર માટે પ્રતિષ્ઠિત સામયિકો જગ્યા ફાળવવા લાગ્યાં. આના લીધે વિજ્ઞાનકથાને પીઠબળ અને પ્રતિષ્ઠા મળી. આ રીતે મરાઠીમાં વિજ્ઞાનકથાનાં મૂળ

નખાયાં અને તેનો વિશાળ વટવૃક્ષ રૂપે વિકાસ થયો. બંગાળી સાહિત્ય જગતમાં પણ આવી જ ઘટના બની. વિજ્ઞાનકથા આંધીની જેમ આવી. બીજી ભાષાઓમાં તેના વિકાસનો પણ આવો જ ઈતિહાસ છે.

મોટા ભાગની ભારતીય વિજ્ઞાનકથા બીજા અને ત્રીજા તબક્કામાંની એટલે કે સખતદળ (hard-core) જાતિની છે. પાછળથી ત્રીજા તબક્કાનું પ્રભુત્વ વધ્યું છે. વિજ્ઞાન અને ટેક્નોલૉજીને કારણે આજે માનવ સાહસ, વર્તન અને સંબંધનાં ઘણાં બધાં પાસાંઓ બદલાઈ રહ્યાં છે કે જે અત્યાર સુધી પવિત્ર અને સુરક્ષિત ગણવામાં આવતાં હતાં. વિજ્ઞાનકથામાં આ બધા વાસ્તવિક અને કાલ્પનિક ફેરફારને અભિવ્યક્તિ મળે છે. સાહિત્યના બીજા કોઈ પ્રકારમાં આવી કલ્પનાને સ્થાન નથી.

ભારતીય વિજ્ઞાનકથા સાહિત્યમાં સામાજિક પ્રસ્તુતતા અને પ્રતિબદ્ધતા નિરુપતી વિજ્ઞાનકથાઓનાં પ્રભુત્વનું એક બીજું કારણ છે. જીવવિજ્ઞાનની અલગ અલગ શાખા ખાસ કરીને મોલેક્યૂલર બાયોલોજી (આણ્વિક જીવવિજ્ઞાન) અને તેના સંતાન જેવી બાયોટેક્નોલૉજીના વિકાસને લીધે મનુષ્ય–જીવનનું સર્જન કરવામાં, તેને યોગ્ય ઘાટ આપવામાં અને જીવનને સુધાર આપવાની શક્તિથી સજ્જ થયો છે. એને પરિણામે સમાજની વ્યવસ્થા અને કાર્યમાં ધરમૂળથી ફેરફાર થઈ શકે છે તથા સમાજને ટકાવી રાખનાર નૈતિક સિદ્ધાંતો પણ બદલાઈ શકે છે. ઈશ્વર બનવાના વિચાર સાથે માણસ રમી રહ્યો છે અને તેનાથી માનવ આંતરસંબંધો ધરમૂળથી બદલાઈ જાય તેવાં જોખમો ઊભા થયાં છે. કેટલીક ઘટનાઓ અને બાબતો જે અત્યંત અંગત હોય તે પણ જાહેર થઈ જાય અને તેના પર વ્યક્તિનું કોઈ નિયંત્રણ ન હોય કે જેને ઘાટ આપવાની કોઈ ગુંજાઈશ ન હોય. માનવ પ્રત્યેની આ નિસ્બત તે આજની ઘણી વિજ્ઞાનકથાઓનું કેન્દ્રવર્તી થીમ છે. આવી હાર્ડકોર વિજ્ઞાનકથાઓ કે જે મનુષ્યકેન્દ્રી છે અને જેમાં વૈજ્ઞાનિક વિકાસ અને માનવીય ભાવો અથવા સામાજિક પાયાના આંતરસંબંધો ચિત્રિત થયા હોય તેવી કથાઓ આ ભારતીય વિજ્ઞાનકથાઓના પ્રતિનિધિ સંકલનની કરોડરજ્જુ સમાન છે.

ભારતીય વિજ્ઞાનકથાઓ ઉત્ક્રાંતિના બીજા અને ત્રીજા તબક્કાની છે અને તે કારણે જ અમેરિકન અને યુરોપિયન વિજ્ઞાનકથાઓની વચ્ચે તેની ભારતીયતાની આગવી ઓળખ છે. બીજા શબ્દોમાં કહીએ કે આ કથાની ભારતીયતા એ રાજકીય સીમાઓના સંદર્ભે નથી પણ એ સામાજિક વાતાવરણ અને સભ્યતામાંથી નીપજેલી છે અને જે આ વિજ્ઞાનકથાઓનો આત્મા છે.

પહેલાં તબક્કાની વિજ્ઞાનકથા સાહસ અને પરાક્રમકથા હોવાથી તેને સ્થાનિક સંસ્કારના વાતાવરણ પર આધાર રાખવો પડતો નથી. માણસ ગમે તે જાતિનો હોય તેના સાહસનાં સપનાં સમાન હોય છે. જીવતા જીવનની ગુણવત્તા કે સામાજિક માળખામાંથી ઉદ્‌ભવતી આશાઓ કે વલણોનો આવી વિજ્ઞાનકથામાં ભાગ્યે જ પડઘો

પડે છે કે જેને લેખક વાચક એકસરખી રીતે માણી શકે છે.

બીજા તબક્કાની અને ખાસ કરીને ત્રીજા તબક્કાની વિજ્ઞાનકથાઓ માટે તેવું નથી. બીજા તબક્કાની વિજ્ઞાનકથામાં વિજ્ઞાનનું પ્રભુત્વ છે, વિજ્ઞાનને સમજાવવાનો એક વળગાડ કહી શકાય ત્યાં સુધીનો ઉત્સાહ છે. ત્યારે પણ લેખકને વાચકનું સાંસ્કૃતિક અને માનસ બંધારણને ભૂલી જવાનું પાલવે નહીં. આમાં કથા અને તેનો પ્લૉટ અત્યંત મહત્ત્વના હોય છે. નાટકમાં રહેલાં પાત્રો સાથે વાચક તાદાત્મ્ય સાધી શકે તેવી જ કથાઓ વાચકને અપીલ કરે છે.

વિજ્ઞાન એ સાર્વત્રિક છે. પ્રકૃતિના નિયમો વિશ્વમાં ગમે તે સ્થળે સરખા જ હોય છે. જો ભૌતિક અને પદાર્થ જગતના સંદર્ભમાં વિચારીએ તો વિજ્ઞાન અને ટેકનોલૉજીના વિકાસની અસરો બધી સરખી જ રહે છે. જ્યારે માણસનાં લક્ષણો, પ્રતિક્રિયાઓ અને લાગણીઓના સંદર્ભમાં વિચાર કરીએ તો પરિસ્થિતિ બદલાઈ જાય છે અને માણસને વીંટળાયેલા સામાજિક તાણાવાણા પર તેનો સંપૂર્ણ આધાર રહે છે. ભાડુતી માતૃત્વની પરિકલ્પના ગઈ કાલ સુધી અજાણી હતી તે આજના જીવવિજ્ઞાનના વિકાસને લીધે શક્ય બની જાય છે. પણ તેની પ્રતિક્રિયા બધે એકસરખી નથી. બાર ગાઉએ બોલી બદલાય છે કહેવત મુજબ આ પ્રતિક્રિયા પણ બદલાતી રહે છે. હિમયુગની આગેકૂચ કે 'આણ્વિક / ન્યુક્લિયર / શિયાળાની ઘટનાને દરેક વ્યક્તિ પોતે પહેરેલા સામાજિક ચશ્મામાંથી નિહાળશે. આથી ભારતીય વિજ્ઞાનકથા એ પૃથ્વી પર ભારત નામના દેશની ભૌગોલિક કે રાજકીય સીમા પૂરતી સીમિત નથી પણ તે કરતાં કશુંક વિશેષ છે.

એક વ્યાપક વ્યાખ્યામાં સમાવાયેલી ભારતીય વિજ્ઞાનકથાઓમાં પણ મરાઠી વિજ્ઞાનકથા બંગાળીથી જુદી છે અને તમિલથી જુદી છે. કારણ કે દરેક ભાષામાં આ પ્રકારનો વિકાસ જુદી જુદી રીતે થયો છે અને દરેક ભાષામાં તે જે સ્થાન ભોગવે છે તે અલગ છે.

ગુણવત્તા અને સંખ્યાની દૃષ્ટિએ મરાઠીમાં વિજ્ઞાનકથાનો સારો વિકાસ થયો છે. આ ભાષાનાં તેણે મૂળિયા નાખ્યાં છે અને એક ક્રિયાશીલ પરિબળ તરીકે તેનો વિકાસ થઈ રહ્યો છે. પચાસના દસકામાં મરાઠીમાં વિજ્ઞાનકથા નિયમિત રીતે ખેડાવા લાગી હતી. દેખીતી રીતે જ જુલેવર્ન અને વેલ્સની 'ઇન વિઝીબલ મેન' અને 'એરાઉન્ડ ધ વર્લ્ડ ઇન એઇટી ડેઝ' જેવી પ્રશિષ્ઠ વિજ્ઞાનકથાઓના રૂપાંતર તરીકે તેનો પ્રાથમિક વિકાસ થયો. તેણે પહેલું પગલું ભર્યું. સ્થાનિક રંગ, રૂઢિપ્રયોગો, અભિવ્યક્તિનો સૂક્ષ્મ સ્પર્શ આપી તેણે તે કથાઓને વધુ રસિક બનાવી.

આ બધી જૂની પ્રશિષ્ઠ કૃતિઓ પહેલા તબક્કાની સાહસકેન્દ્રી કથાઓ હોવાથી તેને કિશોરકથાઓ તરીકે ઉતારી પાડવામાં આવી. જોકે દરેક વયના વાચકો તેને માણી શકતા હતા. 1960-70ના ગાળામાં પુખ્ત લોકો માટેની ગંભીર પ્રકારની

વિજ્ઞાનકથાઓ લખાવા લાગી પણ વિવેચકો અને મરાઠી સાહિત્યના ભાવિને દોરનારાઓના દુર્વ્યવહારને લીધે આ કથાઓ નાસ્તિક અને વિદ્રોહી ગણાવા લાગી. ભારતીય જહોન કેમ્પબેલ જેવા અનંત અનંતરકરે તેમના વિશિષ્ટ નવતર સામયિક 'નવલ' દ્વારા જો તેને સતત એકધારો અને સમભાવભર્યો ટેકો ન આપ્યો હોત તો સાહિત્યના આ પ્રકારનું બાળમરણ જ થયું હોત.

આ સ્થિતિ સાતમા દશકાના અંત સુધી રહી જ્યારે જયંત નારલીકરે સાહિત્યના આ પ્રકારમાં તેમનો હાથ અજમાવવાની શરૂઆત કરી. આને લીધે વિજ્ઞાનકથાને આવશ્યક ગરિમા અને પ્રતિષ્ઠા મળી. આથી તથા મરાઠી વિજ્ઞાન પરિષદ પ્રતિવર્ષ વિજ્ઞાનકથાની સ્પર્ધા યોજતી તેને લીધે વિજ્ઞાનકથાના વિકાસને ઘણું બળ મળ્યું. ખાસ કરીને સ્પર્ધાને લીધે લેખકોની એક પેઢીને તેમની કલમ અજમાવવામાં મદદ મળી.

ત્યાર પછી મરાઠી પ્રવાહે પાછળ ફરીને જોયું નથી. ઘણી મોટી સંખ્યામાં લેખકો નિયમિત લખે છે. વિજ્ઞાનકથા લેખકોની એક નવી પેઢી નેપથ્યમાં રાહ જોઈ રહી છે અને તેઓ પણ રંગમંચ પર આવશે. ઘણાં પ્રતિષ્ઠિત સામયિકોના દિવાળી અંકોમાં વિજ્ઞાનકથા માટે ખાસ જગ્યા ફાળવવામાં આવે છે. દરેક વરસે આ નિમિત્તે ઓછામાં ઓછી પચાસ ટૂંકી વાર્તાઓ લખાતી હશે. કેટલીય પૂરા કદની નવલકથાઓ અને ઘણાં બધા સંગ્રહો અને સંચયો પ્રકાશિત થયા છે. આમાંની કેટલાકના તો અનુવાદ પણ થયા છે. ભારતીય ભાષાઓમાં મરાઠી ભાષામાં આ સાહિત્ય સહુથી વધુ શક્તિશાળી છે.

બીજી ભાષાઓમાં પણ આરંભ આના જેવો જ હતો. જોકે પછીનો વિકાસ મરાઠીની સરખામણીએ ઘણો ઝડપી ન હતો. દા.ત. બંગાળીમાં પ્રખ્યાત સત્યજીત રાય જેવા અગ્રેસર લેખકો હોવા છતાંય વિજ્ઞાન કથા બંગાળીમાં ફૂલીફાલી ન શકી. અરુણા સિંહા નામના પ્રતિષ્ઠિત વિવેચકના કહેવા પ્રમાણે તેનો સ્તર નીચો ગયો છે અને ભાષાંતરો અને ક્યારેક પ્રતિકાવ્ય કે પ્રતિરચનામાં અટવાઈ ગયાં છે.

એક એવો પણ વિવાદાસ્પદ મત પ્રવર્તે છે કે જો શ્રી સત્યજીત રાય એ આરંભના કાળમાં સુંદર વિજ્ઞાનકથાઓ લખતા હતા તેમ લખવાનું ચાલુ રાખ્યું હોત તો પરિસ્થિતિ બદલાઈ ગઈ હોત. કમનસીબે તેમની ઉત્તરવયની રચનાઓમાં પહેલા પ્રકારની વિજ્ઞાનકથાઓની દિશામાં પીછેહઠ હતી. તેમણે તેમની કથાઓમાં સાહસને જ આટલું પ્રાધાન્ય આપ્યું કે વિજ્ઞાન નેપથ્યમાં ધકેલાઈ ગયું.

પુષ્કળ લખનારા બીજા ઘણા લેખકો શંકાસ્પદ કે આભાસી વિજ્ઞાનના તરફ વળી ગયા કે જે પ્રસ્થાપિત વૈજ્ઞાનિક સિદ્ધાંતોથી વિરુદ્ધનું હોય, અને સામે પક્ષે જ્યાં વિજ્ઞાનનું તત્ત્વ ઘણું નવતર અને પ્રયોગશીલ હતું ત્યાં કથા નબળી અને કઢંગી હતી. ગંભીર પ્રકારની વિજ્ઞાનકથાઓને વરેલા સામયિકે 'ફેન્ટાસ્ટીક'ના પ્રકાશનથી

પરિસ્થિતિમાં આંશિક સુધારો થયો. આ સામયિકના સંપાદક શ્રી અદ્રીસ બર્ધન પોતે પણ એક જાણીતા વિજ્ઞાનકથા લેખક છે. બંગાળી વિજ્ઞાનકથાઓની એક પ્રસંશનીય વિશેષતા એ રહી કે મુખ્ય પ્રવાહના લેખકો પણ તેનાથી અળગા ન રહ્યા. નિયમિત રીતે લખનારા આવા લેખકોને કારણે પ્રવાહ સાત ચાલુ જ રહ્યો. જોકે મરાઠીના જેટલો આ પ્રવાહ ધબકતો અને જીવંત ન હતો.

વિજ્ઞાનને લોકભાગ્ય બનાવાના પ્રયત્નો અને લોકોની વિજ્ઞાન ચળવળો ભારતના ઘણાં રાજ્યોમાં ચાલી રહ્યાં છે. આથી વિજ્ઞાનનો સંદેશો દૂરના અને ઘણાં મોટા વિસ્તારોમાં પહોંચ્યો છે. પણ કાયમ તેનું પરિણામ વિજ્ઞાનકથામાં જ આવ્યું છે તેવું નથી. દા.ત. કેરાલા શાસ્ત્ર સાહિત્ય પરિષદ જેવી ભાગ્યે જ કોઈ બીજી સંસ્થા હશે કે જેની આટલી લોકપ્રિય અસર હોય, છતાં રાજ્યભાષા મલયાલમમાં વિજ્ઞાનકથા લગભગ નથી. ડૉ. સી. રાધાક્રિશ્નનના કહેવા પ્રમાણે કેરાલાની લેખકોની સહકારી સંસ્થા એક દિવસના 1.5 લેખે પુસ્તકો પ્રકાશિત કરે છે અને બીજા પ્રકાશકો પણ તેટલાં જ પુસ્તકો પ્રકાશિત કરે છે પણ આનો 0.1 ટકો પણ વિજ્ઞાનકથાનો નથી.

બીજી ભાષાઓમાં પણ આ જ પરિસ્થિતિ પ્રવર્તે છે પણ તે કદાચ મલયાલમ જેટલી ખરાબ નથી. છતાં કેટલાંક વફાદાર સૈનિકો પરિસ્થિતિની પરવા કર્યા વગર લડ્યા કરે છે. આ વરસોમાં ઘણા ક્ષીણ પ્રવાહોએ મરાઠીના મુખ્ય પ્રવાહમાં ભળવાનું વલણ ચાલુ રાખ્યું છે. આમાંથી જે પ્રવાહ ઉદ્‌ભવશે તે પ્રવાહ બેશક વધુ શક્તિશાળી થશે.

ભારત જે અર્પણ કરવા માગે છે તેની સાથે વિશ્વપ્રવાહના આંતરફલનની હવે જરૂર છે. આ માટે સમગ્ર ભારતીય વિજ્ઞાનકથાના પટનું આંતરદર્શન જરૂરી છે. આ આંતરદર્શનથી આપણે શક્તિને પિછાણી શકીએ અને નબળાઈને જાણી શકીએ. આ સંકલન આ દિશામાં આવશ્યક એવી આદાનપ્રદાનની પ્રક્રિયા માટે ઉદ્દીપકની ભૂમિકા ભજવશે એવી આશા રાખી શકાય.

**બાલ ફોન્ડકે**

# હિમયુગ આવી રહ્યો છે

જયંત વી. નારલીકર

"ડેડી, ડેડી, ઊઠો જલદી જુઓ તો બહાર કેટલો બધો બરફ છે. કેવું રોમાંચક છે નહીં!"

રાજીવ શાહને સવારની ગાઢ નિદ્રામાંથી છોકરાઓનાં કલશોરે આ રીતે જગાડ્યા. પહેલા તો તેને ખબર જ ન પડી કે, આ બધું શું હતું, કવિતા અને પ્રમોદ આટલા આનંદમાં કેમ હતાં?

કવિતાએ પૂછ્યું, "ડેડી અમે નીચે જઈને બરફમાં રમીએ?"

બરફ? અહીં મુંબઈમાં એ કેવી રીતે શક્ય બને? રાવજી ત્વરાથી ઊઠ્યો અને બારી બહાર જોયું, તેને માનવામાં ન આવતું હોય તેવી રીતે તાકી રહ્યો. હા, વાત સાચી બરફ પડ્યો'તો, હિમવર્ષા થઈ હતી. બે ઘરો વચ્ચે સફેદ બરફની જાજમ બિછાવાઈ ગઈ હતી. અચાનક તેને ખ્યાલ આવ્યો કે વાતાવરણમાં કેટલી બધી ઠંડક હતી. છોકરાઓએ પુલઓવર પહેર્યાં હતાં. આથી વિશેષ કાંઈ જ નહીં, અને મુંબઈમાં ગરમ કપડાંની જરૂર પણ ક્યાં રહેતી? ઉટીથી તેઓએ ખરીદ્યાં ત્યારે તેમણે કલ્પના પણ નહીં કરી હોય કે તેમનો ઉપયોગ કરવો પડશે.

"નહીં નીચે જશો નહીં." રાજીવે ઠંડીમાં ધ્રૂજતાં જવાબ આપ્યો પછી શાલને લપેટતાં નરમાશથી કહ્યું, "એના બદલે આપણે અગાશીમાં જઈશું. તમારાં બૂટ-મોજાં પહેરી લો." પ્રમોદ અને કવિતા આગળ દોડી ગયાં. જ્યારે રાજીવે પોતાના માટે જાડી શાલ કાઢી. તેણે ઇચ્છ્યું કે કાશ તેની પાસે હીટર હોત. અરે! આ કડકડતી ઠંડીમાં સગડી પણ સારી લાગત.

ગયા અઠવાડિયાથી બદલાયેલા હવામાનમાં આ હિમપ્રભાત એ ચરમસીમા હતી. સામાન્ય રીતે પારો 15 ડિગ્રી સેન્ટીગ્રેડથી નીચે ઊતરે એટલે મુંબઈગરાઓ ઠંડીની ફરિયાદ શરૂ કરી દે. ગઈ કાલે દિવસે તાપમાન 5 ડિગ્રી હતું અને રાત્રે તો પારો શૂન્ય સુધી નીચે ઊતરી ગયો. વાતાવરણમાં આવો પલટો અણધાર્યો હતો. પંડિતો પણ વિમાસણમાં મૂકાઈ ગયા હતા. આ બધું ક્યાં લઈ જશે?

અગાશીમાં ઉપરના પગથિયાથી પ્રમોદ બોલ્યો, ''પપ્પા આવો ને.'' તેઓને પોતાનું એપાર્ટમેન્ટ હતું અને ઉપરનો માળ અને અગાશી હતાં. તે સગવડથી તેઓ પણ ખુશ હતાં. ''હું ઉપર આવું છું પણ તમે લોકો જરા સંભાળજો, ત્યાં કદાચ લપસણું હશે.'' રાજીવ જ્યારે પગથિયાં ચડ્યો ત્યારે પગ પાછા પડ્યા, ઉપર કેટલી ઠંડી હશે!

તે અગાશી પર પહોંચ્યો ત્યારે તેણે દૃશ્ય જ એવું જોયું કે ઠંડીનો તેને ખ્યાલ પણ ન રહ્યો. મુંબઈની બાફવાળી ગરમીને સ્થાને તે યુરોપિયન શહેરનું ક્રીસમસ કાર્ડમાંનું કોઈ ચિત્ર જોતો હોય તેવું લાગ્યું. હિન્દુ કૉલોનીની બંને તરફનાં વૃક્ષો પણ બરફથી છવાઈ ગયાં હતાં. ફૂટપાથ અને રસ્તાઓ ટ્રાફિકને લીધે સફેદ અને કાળાનાં મિશ્રણ જેવા મેલા લાગતા હતા. દાદર તરફથી જતી રેલવે લાઈન સૂમસામ લાગતી હતી.

''હું શરત મારું છું કે, સેન્ટ્રલ રેલવે તો બંધ જ થઈ ગઈ હશે. આમેય તેમને ઝાઝું બહાનું જોઈતું નથી હોતું.'' તે સ્વગત ગણગણ્યો,"મને આશ્ચર્ય છે કે પશ્ચિમ રેલવેનું શું થયું હશે."તેના પ્રશ્નનો જાણે જવાબ આપતી હોય તેમ અવાજ કરતી એક ટ્રેઈન માહિમ તરફ દોડી ગઈ.

રાજીવને તેણે પાંચ વરસ પહેલાં મારેલી શરત યાદ આવી. તે શરત તેને ત્યારે સુરક્ષિત લાગી હતી. વસંતે પૂછ્યું હતું, ''મુંબઈમાં બરફ વરસશે?''

"દસ વરસમાં જ બરફ વરસશે'' અને આજે તે વાત સાચી પડી.

પાંચ વરસમાં જ.



પાંચ વરસ પહેલાં વોશિંગ્ટન—અમેરિકામાં ભારતીય એલચીને ઘરે વસંત તેને મળ્યો હતો. (લેક્ચર ટુર પર નીકળેલા પ્રોફેસર વસંત ચીટનીશ) એલચીએ વોશિંગ્ટન ડીસી, મેરીલેન્ડ અને વર્જિનિયાથી કેટલાક વૈજ્ઞાનિકો અને કેટલાક પત્રકારોને તેમના ઘરે આમંત્ર્યા હતા. રાજીવ એક પત્રકાર તરીકે ત્યાં ગયો હતો. વિજ્ઞાન અને રાજકારણની સામાન્ય ગપસપ ચાલતી હતી તેની વચ્ચે વસંત તેની પાસે શાંતિથી બેઠો હતો. તે આવી પાર્ટીઓ અને વાતોનો માણસ જ ન હતો. પણ...

એક ખબરપત્રી ઉત્તેજનાથી અંદર ધસી આવ્યો અને બોલ્યો, ''ટેલીપ્રિન્ટર પર હમણાં જ સંદેશો મળ્યો છે કે વિસુવિયસ ફરી ફાટ્યો છે.''

''ઓ ભગવાન! ત્રણ મહિનામાં આ ચોથો જ્વાળામુખી ફાટ્યો. ધરતી માતાને પેટમાં કશી ગરબડ થઈ લાગે છે.'' રાજીવે વસંતને કહ્યું. વસંતે ટૂંકમાં જવાબ આપ્યો, ''આપણે તેના પેટ કરતાં તેની સપાટી પરની વધારે ચિંતા કરવી જોઈએ.''

''એટલે તમે શું કહેવા માંગો છો?'' રાજીવે કહ્યું.

"હા, વસંત એ વિશે તું કહે," મેરીલેન્ડ યુનિવર્સિટીના એક પ્રોફેસરે ઉમેર્યું.

"વારુ, જ્યારે જ્વાળામુખી ફાટે છે ત્યારે બધી વસ્તુ પૃથ્વી પર પડતી નથી. કેટલાંક ઉત્સર્જિત પદાર્થો વાતાવરણમાં ફેંકાય છે. તે અમુક માત્રા કરતાં વધારે હોય તો તે વાતાવરણનું સંતુલન ખોરવી નાંખે છે મને ડર છે કે આપણે એ મર્યાદા વટાવી ન હોય તો પણ તેની નજીક તો પહોંચ્યા જ છીએ!" વસંતે ચિંતાજનક સૂરે કહ્યું.

'વાતાવરણનું સંતુલન ખોરવાઈ જાય એટલે શું થાય? તેની અસરો શું થાય? આ વાતમાંથી કોઈ ન્યૂઝ સ્ટોરી મળશે તેમ ધારી એક અમેરિકન રિર્પોટરે પેડ કાઢ્યું. તેની આંખમાં આંખ પરોવીને વસંતે તેને ભડકાવ્યો, "જો હું તમને એમ કહું તમારે તમારું પાટનગર વોશિંગ્ટનને બદલે હોનોલુલુ ફેરવવું પડશે તો?"

"કેમ, એની શું જરૂર છે?" રિર્પોટરે પૂછ્યું, "તમને રિર્પોટરોને કોયડાઓ નથી ગમતા તો જવાબ પણ હું જ આપું." હસતાં હસતાં વસંતે જવાબ આપ્યો. "લઘુ હિમયુગના આગમન સાથે તમારે ન્યૂયોર્ક, શિકાગો અને વોશિંગ્ટન જેવા ઉત્તરનાં શહેરો ખાલી કરવા પડશે."

તે વાતને વિસ્તારે તે પહેલાં જ સ્ટેટ ડિપાર્ટમેન્ટના કોઈ વી. આઈ. પી. આવ્યા અને ચર્ચામાં વિક્ષેપ પડ્યો. વાતચીત સામાન્ય હતી પણ રાજીવ વસંતને વધુ પૂછવા માગતો હતો. બીજી વખત જ્યારે મોકો મળ્યો ત્યારે રાજીવે તેને ઝડપ્યા અને સીધી મૂળ વાત પર આવ્યો.

તમારાં વિધાનોની પાછળ ખાત્રીબંધ પુરાવા હોય છે તે રીતેની તમારી નામના છે, પણ હિમયુગ વિશેની તમારી વાત તાણી તુસેલી, અતિ કાલ્પનિક નથી લાગતી?

હું તમારા ક્ષેત્રનો નથી પણ મને એવું લાગે છે કે આવતા હજારો વરસો સુધીમાં પણ બીજો હિમયુગ આવવવાની કોઈ શક્યતા નથી. છતાં બેશક સામાન્ય ડહાપણ...

'તે ખોટું છે.' વસંતે પાપડ ખાતાં ખાતાં જવાબ આપ્યો. આપણી પૃથ્વી પર સાંપ્રત ઇકોસિસ્ટમના નાજુક સંતુલનને લીધે આ દુર્ઘટના દસ જ વર્ષમાં થઈ શકે તેમ છે. છતાં મિ.શાહ તમારે ચિંતાનું કોઈ કારણ નથી. તમે સુરક્ષિત હશો. વિષુવવૃત્તની બંને બાજુ 20 અક્ષાંશ સુધીમાં તેને લીધે ખાસ વાંધો નહીં આવે."

"નાનપણમાં અમને ઠાંસી ઠાંસીને જે ભૂગોળ ભણાવવામાં આવી હતી તેમાંથી મને જે કેટલુંક યાદ છે અને તેમાંની એક એ પણ છે કે મુંબઈ 19 ઉત્તર અક્ષાંશ પર આવેલું છે અને તમે જે પટ્ટીની વાત કરો છો તેની નજીક જ છે."

"એટલે આપણે મુંબઈગરાઓએ હિમપ્રપાત અને ઠંડીનાં મોજાંનો સામનો કરવો પડશે. મારે એટલું કહેવું જોઈએ કે આપણને તો આટલાથી જ છોડી દેવામાં આવ્યા છે." વસંતે હસીને કહ્યું.

"મુંબઈમાં દસ વરસમાં હિમવર્ષા? હું માની શકતો નથી. અશક્ય. ચાલો દસ

ડોલરની લાગી ગઈ શરત. હું કહું છું કે તેવું કદી બને જ નહીં. આવી વિચિત્રતાઓ શું એટલી ઉદાર હોય છે?'' રાજીવે દસ ડોલરની નોટ કાઢી.

'મને લાગે છે કે આવી વિચિત્રતા મારી તરફેણમાં છે જ. હું શક્યતા પર શરત મારતો નથી. મિ. જર્નાલિસ્ટ! તમે તમારા દસ ડોલર ગુમાવશો જ. એનાં કરતાં આપણે આપણા કાર્ડનો વિનિમય કરીએ. અહીં તમારા કાર્ડમાં હું આજની તારીખ લખીશ. તમે પણ તેમજ કરજો. જો દસ વરસમાં બરફ પડે તો તમે આ કાર્ડ તમારી હાર થઈ છે તેવી કબૂલાત સાથે પાછું મોકલજો. જો હું હારીશ તો હું પણ તેમ જ કરીશ.'

તેઓ તેઓના કાર્ડનો વિનિમય કરતાં હતાં ત્યાં તો યજમાન ગૃહિણીએ આવીને કહ્યું, ''આવો, અને તમારા યજમાને તમારા માટે જે ખાસ મીઠાઈ બનાવી છે તેનો આનંદ લો.''

જ્યાં બુફે ગોઠવવામાં આવ્યું હતું ત્યાં મધ્યસ્થ મેજ પર આઈસકેક લાવવામાં આવી. રાજીવ અને વસંતે નોંધ્યું કે આ કેકનું નામ 'ધી આર્કટિક સરપ્રાઈઝ' (ઉત્તરધ્રુવ આશ્ચર્ય) હતું.

વસંત બોલ્યો, ''ખરું આશ્ચર્ય તો દસ વરસમાં આવશે. ફેર એટલો જ હશે કે તે સુખદ નહીં હોય.''



કવિતાએ ફેંકેલ બરફનો ગોળો રાજીવને વાગ્યો અને તે વર્તમાનમાં પાછો ફર્યો. હા, તે શરત હારી ગયો હતો. તે કાર્ડ પોસ્ટ કરશે. તે દાદર ઊતર્યો.

જ્યારે ખાનામાંથી કાર્ડ કાઢ્યું ત્યારે તેની નજર કાર્ડ પરના ફોન નંબર પર પડી અને તેને એક સરસ વિચાર આવ્યો. હા, સમજૂતી પ્રમાણે કાર્ડ તો તે પોસ્ટ કરશે જ પણ વસંત સાથે ફોન પર વાત શા માટે ન કરવી? તેણે નંબર ઘુમાવ્યો.

''ડૉ. ચીટનીશ?'' સામે છેડેથી વ્યક્તિનો અવાજ આવતાં તેણે પૂછ્યું.

''હા, વસંત ચીટનીશ બોલી રહ્યો છું. હું તમારું નામ જાણી શકું?''

''હું રાજીવ શાહ, તમને યાદ છે!!...''

''આપણી શરત! હા આજે હું તમને યાદ કરતો હતો. શું તમે હાર સ્વીકારો છો ને?'' રાજીવે બીજા છેડે વસંત મલકાતો હશે તેવી કલ્પના કરી.

''ચોક્કસ પણ શું હું તમારા અડધા કલાકના ઈન્ટરવ્યુ માટે વિનંતી કરી શકું?''

''શા માટે?''

''મારે તમારી આગાહીનો વૈજ્ઞાનિક આધાર જાણવો છે. હું તમારી થિયરી-તમારા સિદ્ધાંતને પ્રકાશમાં લાવવા માગું છું.''

"એક જર્નાલિસ્ટની જેમ જ! પણ તેનો કોઈ અર્થ નહીં સરે, છતાં જો મારી ઇન્સ્ટિટ્યૂટમાં આજે સવારે અગિયાર વાગે આવી શકો તો તમે જરૂર આવી શકો છો."

રાજીવે સંમતિ આપી. દાઢી કરતાં તેણે રેડિયો શરૂ કર્યો. રેડિયો પર વિશેષ બુલેટિન આવતું હતું. આખું ઉત્તર ભારત એક અભૂતપૂર્વ હવામાનનો અનુભવ કરી રહ્યું છે રાજસ્થાનથી બંગાળના અખાત સુધી અને હિમાલયની સહ્યાદ્રિની પર્વતમાળા સુધી ઓછી-વત્તી માત્રામાં હિમવર્ષા થઈ છે. માણસો અને પશુઓની ચોક્કસ જાનહાનિના આંકડા જાણી શકાયા નથી. હજારો પ્રવાસી પક્ષીઓ આ હવામાનના અણધાર્યા પલટામાં સપડાઈને મરી ગયાં છે. મોટા ભાગનો પાક નષ્ટ થયો છે. રોડ અને રેલવે વ્યવહાર પણ ખરાબ રીતે ખોરવાઈ ગયો છે. પ્રધાનમંત્રી અને રાજ્યના મુખ્યમંત્રી સ્થાનિક જગ્યાએ હેલીકૉપ્ટરમાં નિરીક્ષણ કરી રહ્યા છે. પ્રધાનમંત્રીએ બરફના આ વિનાશ સામે ખાસ ફંડની ઘોષણા કરી છે. દરેકને આ ફંડમાં ઉદાર હાથે ફાળો આપવા અપીલ કરવામાં આવી છે.

રાજીવે બીજું સ્ટેશન ટ્યૂન કર્યું ત્યાં પણ એજ બુલેટિન આવતું હતું.

"ડેડી, ચાલો આપણે ટી.વી જોઈએ... તેમાં બધે બરફનાં જ ચિત્રો બતાવી રહ્યાં છે." કવિતાએ કહ્યું.

ટી.વી. પર પણ સ્પેશ્યલ બુલેટિન આવતા હતાં. ટી.વી.માં ઉત્તર ભારતમાં બરફ વર્ષાનાં ચિત્રો આવતા હતાં. ટેક્નૉલોજીને કારણે બીજું તો કંઈ નહીં પણ માહિતીના પ્રવાહ સાથે કદમ મિલાવી શકાતા હતાં. રાજીવને 'ડૉ. ઝિવાગો' ફિલ્મમાં જોયેલા રશિયાનાં દૃશ્યો યાદ આવ્યાં. ટી.વી.એ અત્યારે પ્રવર્તતા ઉષ્ણતામાનની માહિતી આપી. શ્રીનગર -20°સે. ચંદીગઢ -15°સે., દિલ્હી 12°સે., વારાણસી -10°સે., કલકત્તા -3°સે., માત્ર દક્ષિણ મુંબઈમાં જ પારો 0°સે. થી ઊંચો હતો. મદ્રાસ 5°સે., બૅંગ્લોર 2°સે., ત્રિવેન્દ્રમ 7°સે. સરખામણીમાં ગરમ લાગતા હતા.

ત્યાં તો સમાચારમાં ફ્લેશ આવ્યા કે રાષ્ટ્રપતિએ એક કટોકટી મિટિંગ બોલાવી છે, જેમાં ઉપરાષ્ટ્રપતિ, વડાપ્રધાન અને તેમની કેબિનેટ, સેવાના સર્વોચ્ચ અધિકારીઓ, સર્વોચ્ચ અદાલતના મુખ્ય ન્યાયમૂર્તિ અને વિરોધપક્ષોના નેતાઓ ભાગ લેવાના છે. આ મીટિંગમાં નિર્ણય લેવાશે કે દેશનું પાટનગર દિલ્હીથી મુંબઈ ખસેડવું કે નહીં.

રાજીવને વસંતે પાંચ વરસ પહેલાં અમેરિકન રિપોર્ટરને કહેલા શબ્દો યાદ આવ્યા. 'તમારે તમારું પાટનગર વોશિંગ્ટનથી હોનોલુલુ ખસેડવું પડશે. જો ભારત જેવા ગરમ દેશની આ દુર્દશા છે તો યુરોપ અને રશિયાની શું હાલત થઈ હશે?" આ સમાચાર માટે તેણે બી.બી.સી. વર્લ્ડ સર્વિસ ટ્યૂન કરી.

હા. બધે દુર્ઘટના અને કરુણાંતિકાઓ સર્જાઈ હતી. ઉષ્ણતામાન વીસથી ત્રીસ ડિગ્રી જેટલું નીચું ગયું હતું. કેનેડા, યુરોપ અને રશિયા તો ઠંડા હવામાનથી ટેવાયેલા છે માટે આ ફેરફાર તેમના માટે ભારત જેટલો આઘાતજનક ન હતો.

અચાનક રાજીવને તેની એપોઇન્ટમેન્ટ યાદ આવી. તેની ઘડિયાળમાં 9.05 નો સમય હતો. સૂર્ય નીકળ્યો તો હતો પણ ગ્રહ જેવો કે ચન્દ્ર જેવો ફિક્કો લાગતો હતો. કવિતા અને પ્રમોદે તો ધારી જ લીધું... હતું કે આજે સ્કુલ બંધ જ હશે. તેઓ નિરાંતે આરામથી ટી.વી. જોતાં હતા. આજે તેના મમ્મી લેસન માટે કે રોજિંદી તૈયારી માટે માથાકૂટ ન હતી કારણ કે તેની મમ્મી તેની બહેનપણીની દીકરીના લગ્નપ્રસંગે પૂના ગઈ હતી.

રાજીવે જલદી જલદી તેનો નાસ્તો પતાવ્યો અને ગેરેજમાંથી કાર કાઢી. એન્જિન ઠંડું પડી ગયું હતું અને ઘણી મહેનત પછી ચાલુ થયું. પણ ખરી મુશ્કેલી તો રસ્તામાં થઈ. રસ્તા પર બરફને લીધે તેની કાર લસરવા લાગી હતી. રાજીવને પરદેશમાં કાર ચલાવવાનો અનુભવ હતો તેથી કાબૂ રાખતા તેને વાંધો ન આવ્યો. બીજા મુંબઈગરાઓ આ પરિસ્થિતિથી ટેવાયેલા ન હતા. તેથી કેટલાકે કાર રસ્તામાં જ છોડી દીધી હતી. તો કાર અને બસો રોડ પર ભટકાયેલી હાલતમાં પડ્યા હતા. આખો આંબેડકર રોડ તેની સાહેદી પૂરતો હતો.

''બ્રેક, એક્સીલેટર અને પેડલ ક્યાં છે તે જાણી લઈએ એટલે આપણે ભારતીયો તો માનવા લાગી જવાના કે આપણે તો કુશળ ડ્રાઇવર થઈ ગયા.'' કાદવ અને ભંગારમાંથી સાવધાનીથી મારુતિ ચલાવતાં રાજીવ મનોમન બબડ્યો.

તેને ભાન થયું કે, સામાન્ય રીતે તો કોલાબા પહોંચતાં પોણો કલાક થાય છે જ્યારે આજે દોઢેક કલાક પણ થાય.



''આવો પત્રકાર સાહેબ, તમે એક કલાક મોડા છો. આજે રસ્તામાં શું તમને ઇન્ટરવ્યુ માટે બીજો શિકાર મળી ગયો?'' રાજીવને તેની ઑફિસમાં પ્રવેશતા વસંતે સત્કારતાં કહ્યું.

''હું માફી માગું છું પ્રો. ચીટનીશ, પણ આ અંધાધૂંધીભર્યા શહેરમાં વાહન ચલાવવાને બદલે જો હું ચાલતો આવ્યો હોત તો જલદી પહોંચી ગયો હોત.'' રાજીવે આરામ ખુરશીમાં લંબાવ્યું જ્યારે વસંત તેની સામે ગોળ ઘૂમતી એક્ઝિક્યુટીવ ખુરશી પર બેઠો.

''પહેલાં તો પ્રોફેસર તમને ધન્યવાદ, તમે આબાદ નિશાન તાક્યું. અમે પત્રકારો બીજું કાંઈ નહીં તોય જિજ્ઞાસુ હોઈએ છીએ. મહેરબાની કરીને મને એ સમજાવો કે તમે આ આગાહી કેવી રીતે કરી? અને શા માટે કહ્યું કે આની જાહેરાતનો કોઈ અર્થ નથી.''

''આનો જવાબ તમને આમાંથી મળશે.''

ફાઈલમાં આંતરરાષ્ટ્રીય જર્નલોમાં પ્રકાશિત થયેલા પેપરોની રીપ્રિન્ટ, ટાઈપ કરેલ સ્ક્રીપ્ટો અને હાથે લખેલી નોટો હતી. રાજીવે આ ક્ષેત્રથી અજાણ હોવાથી તેમાંથી કાંઈ સમજી શક્યો નહીં. તેણે લેખોના શીર્ષકો અને પ્રકાશિત થયેલા લેખોના સારાંશ નોંધ્યા...

"હિમયુગ, વિશેના મારા સિદ્ધાંતોનો મોટો ભાગ હજી અપ્રકાશિત લેખોમાં મળશે." વસંતે લુખ્ખા અવાજે કહ્યું.

"એમ કેમ?"

"કહેવાતી નિરપેક્ષતા, પુનર્મૂલ્યાંકન પદ્ધતિ અને ન્યાયની ભાવના માટે અમે વૈજ્ઞાનિકો ગર્વ લઈ શકીએ." વસંતના ચહેરા પર વ્યંગ અને હતાશાના ક્ષણિક હાવભાવ આવી ગયા પછી ચહેરો ફરી ભાવશૂન્ય બની ગયો. તેણે વાત આગળ લંબાવી, "તમે અમને વૈજ્ઞાનિકોને જ્ઞાનની શોધમાં નીકળેલા વિદ્વાનો માનો છો, તમે માનો છો કે અમને ઈર્ષા કે લાલચની કોઈ અસર નથી થતી, આ બધું હંબગ છે. અમે વૈજ્ઞાનિકો માણસો છીએ. માનવમનની બધી નિર્બળતાઓ અમે ધરાવીએ છીએ. જો સ્થાપિત હિતોનો નવો સિદ્ધાંત નવી શોધ ગળે ન ઊતરે તો તેને દબાવી દેવા બધું કરી છૂટે છે. મારે મારી પરિકલ્પના હળવી કરી નાખવી પડી. મારી આગાહીઓને ધૂંધળી બનાવી દેવી પડી કે જેથી મારા કેટલાક વિચારો હું પ્રકાશિત કરી શકું અને આ હસ્તપ્રતોમાં અપ્રગટ રહી ગયેલા મારા વિચારોને ઘણા તરંગી અને પ્રગટ કરવા માટે વિચિત્ર માનવામાં આવ્યા."

"મને માફ કરો, પ્રોફેસર ચિટનીશ," પ્રોફેસરે અટકાવ્યા,"મને વસંત કહો."

"આભાર વસંત! પણ તમે જે કહો છો તેની સરખામણી કોપરનિકસ અને ગેલિલિયોનાં જમાના સાથે થઈ શકે છે. મને યાદ છે ત્યાં સુધી તેના પુસ્તકની મૂળ પ્રસ્તાવનાને બદલે પ્રકાશકે તે હળવા રૂપ સાથે છાપી હતી કે જેથી તે વખતની ધાર્મિક સંસ્થાઓ તરફથી કોઈ સામનો ન કરવો પડે." રાજીવે મુલાકાત રેકોર્ડ કરવા ટેપરેકોર્ડર ચાલુ કર્યું."

વસંતે જવાબ આપતાં પહેલાં તેના વિચારોને વ્યવસ્થિત કર્યા. હા, તે દિવસોમાં ધાર્મિક સંસ્થાઓનું પ્રભુત્વ હતું, આજે હવે વૈજ્ઞાનિક... ઉચ્ચ આસને છે જે નક્કી કરે છે કે શું પ્રકાશિત કરવા જેવું છે. શેમાં વિજ્ઞાન છે અને એવું શું છે કે જે કદી પ્રગટ ન થાય. તેઓ વિજ્ઞાનના પોપ અને પાદરીઓ છે. જેમ પાંચસો વરસ પહેલા ધર્મમાં હતા તેના જ આ નવાં રૂપો છે... હું દિલગીર છું. જો મારી વાત તમને કડવી લાગતી હોય."

"વસંત, બેશક તમે તમારા અંગત અનુભવોને આધારે એક તંત્ર ઉપરનો તમારો ચુકાદો આપી રહ્યા છો, પણ મારે જો તેનો બચાવ કરવાનો હોય તો એટલું જ કહું કે, વૈજ્ઞાનિકો તેની કારકિર્દી દરમિયાન ઘણા વિચિત્ર અને અર્ધપક્વ

પરિકલ્પનાઓના સંપર્કમાં આવતા હોય છે આ બધાને તપાસવાનો કોને સમય હોય છે? તેઓ કોઈ નવા, બિનપ્રમાણિત વિચારોથી દૂર ભાગવા માગતા હોય તો...."

"દોષ કોને દેવો તેમજ ને? તમારી વાત સાથે હું સહમત થાઉં છું પણ જો આવો બિનપ્રણાલિગત વિચાર તર્કપૂત હોય અને તે પુરાવાસિદ્ધ હોય તો તેને સંભાળવો ન જોઈએ? અને આવા એક વિચારને હજારો તરંગો અર્ધપક્વ વિચારોથી જુદા પાડવાનું ખરેખર બહુ અઘરું નથી. જ્યારે તે વિચાર રજૂ કરતા વૈજ્ઞાનિકે તે ક્ષેત્રમાં કામ કરી તેમાં પોતાની નામના મેળવી હોય.. પણ આ બધી સામાન્યીકરણની વાતો બાજુ પર રાખીએ અને મારા સિદ્ધાંતની વાત પર આવીએ."

"હા, વસંત હવે તમે, તમારા સિદ્ધાંત અને તમારી આગાહીઓ વિશે જણાવો." રાજીવે કહ્યુ. વસંતે પૃથ્વીનો નકશો કાઢ્યો અને રાજીવની સામે કૉફી-ટેબલ પર પાથર્યો.

"હવે તમે આપણા ભૂપૃષ્ઠ તરફ જોશો તો તમને જણાશે કે જમીન તે કુલ વિસ્તારનો માત્ર ત્રીજો ભાગ જ રોકે છે. બાકી બધે પાણી છે સાગર અને મહાસાગર રૂપે. આપણા હવામાનને નિયંત્રણમાં રાખવા સમુદ્રનો મોટો ફાળો છે. તેના ઉપરની ગરમ હવા ઊંચે ચડે છે. પૃથ્વીના વાતાવરણ સાથે મિશ્રિત થાય છે અને નીચે ઊતરતાં પહેલાં ફેલાઈ જાય છે."

"આટલી માહિતી તો શાળાનાં પાઠ્યપુસ્તકોમાં પણ હોય છે." રાજીવે જવાબ આપ્યો.

"પણ આપણે એવું ધારી લીધું છે કે સમુદ્રો ગરમ છે અને કાયમ રહેવાના છે આ કેટલી હદ સુધી સાચું છે? થોડા વરસો પહેલાં મેં સમુદ્રની ખૂબ જ ઊંડાઈએ ઉષ્ણતામાન માપ્યું હતું અને મને જે જાણવા મળ્યું તેનાથી હું ચકિત રહી ગયો હતો. સમુદ્રના ઉપરના સ્તરો ગરમ હોય છે અને નીચે જતાં તે ઠારણબિંદુ સુધી ઠંડા હોઈ શકે છે. મને જે માહિતીએ આઘાત આપ્યો તે એ હતી કે સમુદ્રના ઉપરના ઉષ્ણ સ્તરો કે જેના પર આપણું વાતાવરણ નિર્ભર છે તે બહુ પાતળા છે અને વરસો જતાં તે વધુ ને વધુ પાતળા થતા જાય છે."

"પણ સૂર્યનું શું? શું તે સમુદ્રને ગરમી પૂરી નથી પાડતા?" રાજીવે પૂછ્યું.

"ગરમીના સીધા વિતરક તરીકે સૂર્ય બહુ કુશળ નથી. ઉનાળામાં ધ્રુવો પર ઉજ્જવળ સૂર્યપ્રકાશ હોય છે પણ કેટલો બરફ પીગળે છે? બરફ તો સૂર્યપ્રકાશને પરાવર્તિત કરે છે અને એથી કરીને ગરમી અંદર પ્રવેશી શકતી નથી. પણ પરોક્ષ રીતે પ્રકાશ વધુ અસરકારક થઈ શકે અને થાય છે... તમે મારી પ્રયોગશાળામાં આવો હું તમને બતાવું." વસંત ઊભો થયો અને રાજીવને પરસાળમાં થઈ પ્રયોગશાળા તરફ દોરી ગયો.

પ્રયોગ-ટેબલ પર કાચનું મોટું પાત્ર પડ્યું હતું. વસંતે એક સાધન ચાલુ કર્યું

અને સમજાવ્યું,"હું આ પાત્રમાંની હવા ઠંડી કરું છું. તેમાં થોડો ભેજ છે. એટલે કે પાણીની વરાળ છે. જો હું મારા પ્રયોગો ચોકસાઈથી કરું તો ઉષ્ણતામાન શૂન્ય ડિગ્રીથી નીચે જતું રહેશે પણ વરાળનું બરફમાં રૂપાંતર નહીં થાય."

ઉષ્ણતામાપકમાં પારો નીચે જવા લાગ્યો અને શૂન્યનો આંક વટાવી ગયો છતાં બરફ ઉત્પન્ન થયો નહીં. જ્યારે વસંતે પાત્રમાં પ્રકાશનું કિરણ ફેંક્યું અને કાટખૂણેથી જોતાં તે પાત્રમાં ગાઢ અંધારું લાગ્યું.

"આ એટલા માટે કે પ્રકાશ છે તે ભેજવાળી હવામાંથી પસાર થઈ જાય છે." વસંતે સમજૂતી આપી. "પણ હવે મને ઉષ્ણતામાન વધુ નીચે ઉતારવા દો." જ્યારે ઉષ્ણતામાન શૂન્યથી $40^{0}$ ડિગ્રી નીચે ચાલ્યું ગયું. પાત્ર ઝળહળવા લાગ્યું. તફાવત એકદમ સ્પષ્ટ હતો.

"આ એટલા માટે થયું કે હવામાંનું પાણી છે તેનું ઘનીભવન થયું છે. બરફનાં કણો પ્રકાશને વિખેરે છે જ્યારે પાણીની વરાળમાં તેમ નથી. વસંતે કહ્યું, "આ મહત્ત્વનો મુદ્દો છે."

ઑફિસમાં પાછા ફર્યા પછી વસંતે વાત ચાલુ રાખી. ધ્રુવપ્રદેશમાં આવું જ બને છે." જ્યારે ઉષ્ણતામાન શૂન્યથી ચાલીસ ડિગ્રી નીચે જતું રહે છે ત્યારે વાતાવરણમાં કહેવાતી હીરકરજ બંધાય છે. આજે તેં આ પ્રયોગમાં જોયા તેવા હિમકણો હોય છે. પ્રયોગમાં જેમ હિમકણો પ્રકાશ વિખેરે છે. તેમ ત્યાં પણ તે પ્રકાશ વિખેરે છે. બીજી જગ્યાએ આવી ઘટના બનતી નથી. કારણ કે ત્યાં ઉષ્ણતામાન આટલું નીચું ભાગ્યે જ જતું હોય છે."

વસંતનો અવાજ રેકોર્ડ થતો જતો હતો જ્યારે રાજીવ તો નોંધો કરવામાં વ્યસ્ત હતો. પણ તેને જે જવાબ જોઈતો હતો તે તેને હજી મળ્યો ન હતો. રાજીવના ચહેરા પર અસમંજસ-ગૂંચવણ જોઈ વસંત હસ્યો અને વાત આગળ વધારી, "હવે હું મારાં કારણો સ્પષ્ટ કરું છું. ધારો કે સમુદ્રો ઠંડા પડવા લાગે અને વાતાવરણને પૂરતી ગરમી ન પાડે તો? આના લીધે બધે ઉષ્ણતામાન ઘટે અને હીરકરજ જે માત્ર ધ્રુવ પ્રદેશોમાં જ બંધાતી તે ઘણાં સ્થળોએ બંધાય. આ રજ શું કરે? તે સૂર્યના પ્રકાશને પરાવર્તિત કરે અને સૂર્યપ્રકાશને સપાટી પર આવતો અટકાવે. ધારો કે આવો જ રજપટલ પૃથ્વી પર હોય જે સૂર્યપ્રકાશને આંશિક રીતે ઢાંકતો હોય તો?"

રાજીવે તેની બૌદ્ધિક દલીલનું ચક્ર ઉત્તેજનાપૂર્વક પૂરું કર્યું, અને આમ પૃથ્વી વધુ ઠંડી થશે, સમુદ્રો ઓછા ગરમ રહેશે અને હીરકરજ ઉત્પન્ન થશે અને ફેલાશે જેનાથી પૃથ્વી પર આવતો સૂર્યપ્રકાશ વધુ રોકાશે અને આ બધી કુંતલાકાર ઘટનાઓ-સર્પિલ ઘટનાઓ આપણને હિમયુગ તરફ લઈ જશે. પણ જો સમુદ્રો પૂરતા ગરમ હશે તો આ સર્પિલ ઘટનાઓ શરૂ જ નહીં થાય."

"ઊભો રહે! વસંતે કહ્યું,"સામાન્ય રીતે સમુદ્રના ઉપરના સ્તરો પૂરતાં ગરમ હોય

છે. આના લીધે વાતાવરણમાં સમતુલા રહે છે અને હીરકરજનો ભય રહેતો નથી પણ કંઈક એવું બને કે જેથી સમુદ્રનું ઉષ્ણતામાન નીચે જવાનો ઘટનાક્રમ શરૂ થાય તો તે થાય જ છે. દાખલા તરીકે જ્યારે જ્વાળામુખી ફાટે છે ત્યારે તેમાંના કણો વાતાવરણમાં ફેંકાય છે. આ વાતાવરણમાં આ કણો પ્રકાશ શોષી લે છે કે તેને પરાવર્તિત કરે છે. આથી જો જ્વાળામુખીની પ્રક્રિયા સામાન્ય કરતાં વધારે હોય તો.. વાતાવરણમાં પટલ રચાય છે અને આના લીધે પ્રકાશ રોકાય છે અને આથી ગરમી મળવાની પ્રક્રિયામાં અવરોધ ઊભો થાય છે. મેં ઘણાં વરસો પહેલાં નોંધ્યું'તું તેમ કુદરતે જે સલામતીનો ગાળો રાખ્યો છે તે સાંકડો ને સાંકડો થતો જાય છે."

હવે રાજીવને પાંચ વરસ પહેલાંની વોશિંગ્ટનમાં વસંત સાથેની વાતચીતનું મહત્ત્વ સમજાયું અને વિસુવિયસ ફાટ્યો છે તે સમાચારથી વસંત શા માટે ચિંતાતુર થઈ ગયેલો તે સમજાયું.

વસંતનો તે ખરાબ ડર શું સાચો પડ્યો છે?



'ભારતીય વૈજ્ઞાનિકે કરેલી આગાહી પ્રમાણે હિમયુગનું આગમન થઈ ગયું છે.' રાજીવે તેના લેખનું મથાળું આ રીતે બાંધ્યું.

ભારતમાં તેને સારી પ્રસિદ્ધિ મળી. વિદેશની સમાચાર સંસ્થાએ પણ લેખને પ્રસિદ્ધિ આપી અને તેનો બહોળો પ્રચાર થયો. થોડા સમયમાં જ વસંત ચીટનીશ એક વિખ્યાત માણસ તરીકે વાતાવરણના આ વિનાશક ફેરફારની વૈજ્ઞાનિક આગાહીને લીધે વસંતને લોકોમાં સારી ખ્યાતિ મળી અને વૈજ્ઞાનિકોના ક્ષેત્રમાં તેની વિશ્વસનીયતા વધી. આના કારણે તે જે ભવિષ્ય વિશે આગાહી કરતો તેને ગંભીરતાથી લેવામાં આવતી.

જોકે છતાં એવા ઘણા વૈજ્ઞાનિકો કે જેઓ હિમયુગનો આરંભ થઈ ગયો છે તે વાત સાથે સહમત ન હતા. તેઓને મતે આ ફેરફાર વાતાવરણમાંની કોઈ વચગાળાની વિક્ષબ્ધીને કારણે હતો જોકે આ ફેરફાર મોટા પાયાનો હતો છતાં આ ફેરફાર અલ્પકાલિક હતો. તેઓએ ખાતરી આપી હતી કે સમુદ્રના પાણીને મળતી ઉષ્માનું સમતુલન પુનઃપ્રાપ્ત થતાં અને તેના પરની હવા ગરમ અને ઠંડા થવાની પ્રક્રિયા શરૂ થશે એટલે થોડાં વરસોમાં જૂના હૂંફાળા દિવસો ફરી આવશે. જોકે જે રાષ્ટ્રો આ ઠંડીનાં મોજામાં સપડાયાં હતાં તેમને આ વાત ગળે ઉતરાવવી અઘરી હતી.

અખબારી પરિષદમાં વસંતે આવા આત્મસંતોષ સામે લોકોને ચેતવ્યા. આ અખબારી પરિષદમાં આંતરરાષ્ટ્રીય ખબરપત્રીઓએ પણ હાજરી આપી હતી. "આ ઉનાળામાં થોડો બરફ પીગળશે પણ એથી હિમયુગનો અંત નહીં આવે એથીય વધુ ઠંડો શિયાળો તો પછી આવશે. આને અટકાવવાનો એક ઉપાય છે એ બહુ મોડું

થાય તે પહેલાં તેને અજમાવી લેવો જોઈએ. જોકે તેના માટે ખૂબ ખર્ચ થશે. મહેરબાની કરી આ માટે ખર્ચ કરો.

આ ચેતવણીનો કોઈ અર્થ ન સર્યો. એપ્રિલ મહિનામાં વસંતની શરૂઆત થોડી ગરમીથી થઈ. બધે જ (ઉત્તર ગોળાર્ધમાં) ઉનાળો ગરમ અને સૂર્ય પ્રકાશિત હતો. છેક દક્ષિણમાં શિયાળો ઉત્તરના જેવો ઠંડો ન હતો. આથી હવામાનશાસ્ત્રીઓએ એવું માની લીધું કે બરફ પીગળવાની શરૂઆત થઈ ગઈ છે.

વિમ્બલડન ટેનિસ મેચ કાયમની જેમ જ રમાઈ. જોકે ખેલાડીઓને પુલઓવર પહેરવા પડ્યાં હતાં. અને દરેક જણ વરસાદ ન પડવાથી ખુશ થયા હતા ઓસ્ટ્રેલિયાએ ફરીવાર 'એશીઝ' મેળવી હતી એ તેમાં હવામાનનો કોઈ દોષ ન હતો. યુ. એસ. ઓપન ગોલ્ફ ટુર્નામેન્ટ અણધારી ખુશનુમા હવામાનમાં રમાઈ. વિષુવવૃત્ત પર અત્યંત ગરમી ન હતી પણ ભારતીય ઉપખંડ પર ચોમાસું ઝપાટાભેર બેઠું અને વરસાદ પૂરતા પ્રમાણમાં આવ્યો.

'આપણે ભયગ્રસ્ત થવાની જરૂર નથી.' નાનાં મોટાં બધાં રાષ્ટ્રોએ વિચાર્યું ભારતીયોએ તેમની અમલદારશાહીનો આભાર માન્યો કે જે પાટનગરને દિલ્હીથી મુંબઈ કેવી રીતે ખસેડવું તેની યોજનાઓ અને મૉડેલો જ તૈયાર કરી રહ્યા હતા. તેમણે ''હવે પછીની સૂચના સુધી નિર્ણય મુલતવી'' એવી ટકોર સાથે તેની અડધીપડધી ચર્ચાવિચારણા સંકેલી લીધી.

પણ વસંત ચીટનીશની ચિંતા વધતી જતી હતી.

જેમ દીવાની જ્યોત બુઝાતાં પહેલાં વધુ પ્રજ્વલિત થાય તેમ ઉનાળો પણ તેવી રીતે વર્ત્યો. તેણે બીજા લોકોને આ વાત કહી પણ કોઈએ તેને કાને ન ધરી.

જોકે તેમાં એક અપવાદ હતો, રાજીવ શાહને વસંતની દલીલોમાં પૂરો વિશ્વાસ હતો. એક દિવસ ટેલીપ્રિન્ટર પર આવતા સમાચારોનું ચયન-પસંદગી કરતો હતો ત્યાં વસંત આવી ચડ્યો. તેના ચહેરા પરથી રાજીવને એવું લાગ્યું કે વસંત કોઈ સમાચાર લાવ્યો છે.

''જો આ ટેલેક્સ'', વસંતે રાજીવને એક ટેલેક્સ વાંચવા આપ્યો. તમારી સૂચના મુજબ અમે દક્ષિણ અમેરિકા પરની બરફની ટોપી માપી છે. અમે એ ખાતરી કરી છે કે આ બરફની ટોપીનો વિસ્તાર વધ્યો છે અને ગયા વરસની સરખામણીનું પાણીનું ઉષ્ણતામાન પણ બે ડિગ્રી નીચે ગયું છે.

વસંતે કહ્યું, ''આ સંદેશો દક્ષિણ ધ્રુવની આંતરરાષ્ટ્રીય સંસ્થામાંથી આવ્યો છે. મેં આ જ પરિણામ ધાર્યું હતું. પણ હું ખાતરી કરવા માગતો હતો. કમનસીબે હું સાચો પડ્યો છું.''

''તમે માનો છો કે ગયા વરસના શિયાળા કરતાં વધુ ઠંડા શિયાળામાં આપણે

પ્રવેશ કરી રહ્યા છીએ?''

''હા રાજીવ! પણ કોને પડી છે. આપણે હાડકાં થીજાવતી ઠંડીમાં ઠીંગરાઈ જશું.''

''ચાલ, ચાલ વસંત, શું એટલી બધી ઠંડી પડશે? આ હિમયુગ તરફ લઈ જનારા આ કુંતલાકાર રસ્તામાંથી બહાર નીકળવાનો કોઈ રસ્તો નથી?''

''છે, પણ હવે ડાહ્યા માણસો સામેથી આવીને ન પૂછે ત્યાં સુધી મારું મોઢું બંધ છે. આ દરમિયાન એક મિત્ર તરીકે મારી સલાહ છે કે જેમ બને તેમ વિષુવવૃત્તની નજીક જાવ. નજીકના થોડા મહિનાઓમાં ઇન્ડોનેશિયામાં જીવન કદાચ સહ્ય હોય. હું બાંડુંગની ટિકિટ ખરીદું છું.''

અને વસંત ચાલ્યો ગયો.



માણસ એવો દાવો કરતો હોય કે તેણે ટેક્નોલૉજી પર પ્રભુત્વ મેળવ્યું છે પણ પ્રકૃતિ જે મોટા પાયે કામ કરે છે તેની બરોબરી આપણે કરી શકીએ નહીં.

બીજી નવેમ્બરે મુંબઈના માણસોએ એક યાદગાર દૃશ્ય જોયું. મુંબઈ ઉપરથી હજારો પક્ષીઓ પસાર થતાં હતાં. એર સ્વોડ્રોન ગર્વ લઈ શકે તેવા વ્યવસ્થિત આકારમાં શિસ્તબદ્ધ રીતે તેઓ ઊડતાં હતાં.

પક્ષીવિદો નિરીક્ષણ કરવા બહાર આવ્યા. તેઓને આશ્ચર્ય થતું હતું કે આ રસ્તે આટલાં બધાં પક્ષીઓ કદી આવ્યાં નથી. તરત જ મુંબઈનાં કાગડાઓ, ચકલીઓ અને કબૂતરો તેમની સાથે જોડાયાં.

તેઓ બધા દક્ષિણ તરફ જઈ રહ્યાં હતાં. રાજીવને વસંતના છેલ્લા શબ્દો યાદ આવ્યા. માણસ તેની વિકસિત આધુનિક ટેક્નૉલોજીથી જે નથી શોધી શકતો તે પક્ષીઓ આંતરસૂઝથી શોધી શકે છે. તેમની પાસે એક કોમન સેન્સ સામાન્ય બુદ્ધિ અને તેઓ તેમના પાછલાં વરસોના અનુભવને આધારે શીખ્યાં હોય છે.

દરેક ભૂસમકક્રમિક ઉપગ્રહોએ આ શોધ બે દિવસ પછી કરી ચોથી નવેમ્બરે ચેતવણી આપી..'વાતાવરણમાં ઝડપી ફેરફારો થઈ રહ્યાં છે અને આવતા ચોવીસ કલાકમાં પૃથ્વીના ઘણા ભોગોમાં ભારે હિમવર્ષા થશે.''

''આધુનિક ટેક્નૉલોજી ન હોત તો આ આગોતરી ચેતવણી આપણને મળી ન હોત!'' હવામાનશાસ્ત્રીઓએ ગર્વભેર ઘોષણા કરી. આ દરમિયાન પક્ષીઓ તો વિષુવવૃત્તંના સલામત સ્વર્ગે પહોંચી ગયા હતાં.

પક્ષીઓની શિસ્તની માનવો બરોબરી કરી શક્યાં નહીં. જાપાન, કેનેડા, અમેરિકા અને યુરોપના વિકસિત ટેક્નૉલોજીવાળા દેશોને વિશ્વાસ હતો કે ગયા વરસના શિયાળામાં તેઓ ટકી ગયાં હતાં તો આ વરસે પણ તેઓ ઠંડીનો સામનો કરી શકશે. તેમનાં મોટાં શહેરો પાંચ મીટર ઊંડા બરફમાં દટાઈ જાય તે માટે તેઓ

તૈયાર ન હતા. આ અંધાધૂંધી અને અરાજકતામાં જેમણે અણુયુદ્ધ સુરક્ષા સુરંગમાં આશરો લીધો તેઓ જ બચ્યા. સામાન્ય રીતે ગરમ દેશોમાં ઠંડીનું મોજું ઓછું તીવ્ર હતું. જોકે આટલી ઠંડી માટે પણ પ્રજા તૈયાર ન હતી તેથી તેમને પણ જાનહાનિ ભોગવવી પડી.

રાજીવ શાહ તેના પિત્રાઈ સાથે મદ્રાસ ચાલ્યા ગયા હતા કે જ્યાં મુશ્કેલીથી રહી શકાય તેમ હતું. કવિતા અને પ્રમોદને હવે બરફનો રોમાંચ ન હતો. તેઓ પણ બીજા બધાની જેમ રાહ જોતા હતા કે જૂના હૂંફાળા દિવસો ક્યારે પાછા આવશે. પણ નિષ્ણાતો સુધ્ધાં એના વિશે ખાતરીપૂર્વક કંઈ કહી શકતા ન હતા. ગયા વરસે નિષ્ણાતોએ ગયા વરસનાં ઠંડીનાં મોજાંને હળવી રીતે લીધું. મોટા ભાગનાં આ મોજામાં મૃત્યુ પામ્યા હતા. આમાંના એક બચી ગયેલા યુ.એસ.એનર્જી બોર્ડના સભ્ય રીચાર્ડ હોલ્મ્સ હતા કે જે વોશિંગ્ટન દક્ષિણ મિયામીમાં જઈ વસ્યા હતા. માટે બચી ગયા હતા.

એક દિવસ તેમનો ફોન આવ્યો ત્યારે રાજીવને આશ્ચર્ય થયું. ''હેલો રાજીવ! કેમ છો? આપણે શરત લાગે કે ત્યાં મદ્રાસ કરતાં અહીં મિયામી વધુ ગરમ હશે.'' રિચાર્ડ મજાકની કોશિશ કરી પણ તેની પાછળ રહેલી ચિંતા તે પામી શક્યો.

''ચાલ રિચાર્ડ હું શરત લગાવું કે તમારી પાસે સેન્ટ્રલી હીટેડ ઘર છે.'' તેણે મશ્કરી કરી.

''સેન્ટ્રલી હીટેડ ઘર અને મિયામીમાં? તું મારી મશ્કરી કરતો લાગે છે પણ રાજીવ મેં આ ફોન વસંતને શોધવા માટે કર્યો છે. વસંત ચીટનીશ. તું તેને જાણે છે, તે ક્યાં ખોવાઈ ગયો છે? દિલ્હી અને મુંબઈના કોઈ ફોન લાગતા જ નથી.''

''રાજીવ ગણગણ્યો, ''કેમ જાણે અમસ્તા ચાલતા હોય!'' રાજીવે ફોનમાં બાંડુંગનું સરનામું અને ફોન નંબર આપ્યાં.

''આ બધાનું તે શું કરે છે તે મારે જોવું છે. તેની પાસે આ અંધાધૂંધીમાંથી બહાર નીકળવાનો કદાચ કોઈ રસ્તો હોય.'' રાજીવે આપેલી માહિતી માટે તેનો આભાર માનતાં રિચાર્ડે કહ્યું.

રાજીવને આશ્ચર્ય થયું કે હવે શાણા માણસો વાત કરવા તૈયાર થયા છે. થોડાં વરસો પહેલાં તો આજ હોલ્મ્સે વસંતની આ ખરાબ વરસોની આગાહીની ઠેકડી ઉડાડી હતી. છતાં હજી પણ બહું મોડું નહોતું થયું. તેણે માત્ર એટલી જ આશા રાખી કે વસંત તેની વાત સાંભળવાના મૂડમાં હોય તો સારું.



બાંડુંગના એરપોર્ટ પર આવકારતાં વસંતે હાથ મિલાવતાં કહ્યું, ''રિચાર્ડ, તમારા વોશિંગ્ટનને કેમ છે?''

"ત્યાં કોઈ બચ્યું જ નથી. પક્ષીઓ આપણાં કરતાં વધુ ડાહ્યાં છે કે તેઓ સમયસર ચાલ્યાં ગયાં." હોલ્મ્સે જવાબ આપ્યો. ગયા વખતે મળ્યા તેની સરખામણીમાં હોલ્મ્સ ખાસ્સા ગરમ લાગતા હતા. વસંત તેમને કેવો પ્રતિભાવ આપશે તેની ખાતરી ન હોવાથી તેઓ રાજીવને પણ સાથે લાવ્યા હતા. શાંતિથી તેઓ વસંતના ઘરે હંકારી ગયા.

"વસંત, તમારા માટે તમે સરસ ખૂણો શોધ્યો છે. તમને ખ્યાલ નથી કે જગત આખામાં કેવો હાહાકાર મચ્યો છે. આ લો જુઓ આ ટેલેક્ષ અને ફેક્સ સંદેશાઓ." રાજીવે વસંતના હાથમાં કેટલાક કાગળ આપ્યા.

વસંતે વાંચ્યા તે રોજિંદા સમાચારો સામાન્ય સંજોગોમાં ચેતવણી રૂપ ભયજનક હેડલાઈનો બનત : 'બ્રિટનની સરકારે તેની વસ્તીનાં બચી ગયેલા ચાલીસ ટકા લોકોને કેન્યા સ્થળાંતરીત કરવાનાં કાર્યક્રમની પૂર્ણતાની ઘોષણા કરી છે. આ કાર્યક્રમ પૂરો કરતાં બે મહિનાનો સમય થયો હતો. રશિયાના વડાપ્રધાનને મોસ્કો અને સેન્ટ પીટસબર્ગ શહેરો ખાલી કરાવવામાં આવ્યા હોવાની ઘોષણા કરી હતી, ઈઝરાયલી પ્રમુખના જણાવ્યા અનુસાર તેઓ જમીન નીચેનાં રહેઠાણોમાં એકાદ વરસ સુધી ટકી શકે તેમ છે.' યુ. એન. આઈ.ના અહેવાલ મુજબ 'ઉત્તર ભારતની તમામ નદીઓ થીજી ગઈ છે.'

વસંતે એક પછી એક કાગળ વાંચીને રાજીવને પાછા આપ્યા. તેનો ચહેરો ભાવશૂન્ય હતો. જ્યારે તેણે વાંચવાનું પૂરું કર્યું ત્યારે તેણે અમંગળ ટકોર કરી, "ગયા વરસે આપણને માત્ર ઝાંખી જ થઈ હતી, આ વરસે તે પૂરબહારમાં છે આવતા વરસે આ તારીખ પછીનું દૃશ્ય જોવા આપણે બચ્યા નહીં હોઈએ."

રાજીવે આતુરતાથી પૂછ્યું,"શું પરિસ્થિતિ એટલી ખરાબ છે?"

રિચાર્ડે પૂછ્યું, "આને રોકી ન શકાય?"

"આ માટે કદાચ મોડું થઈ ગયું છે રિચાર્ડ, પણ હું કદાચ ખોટો પણ હોઉં. આપણે પ્રયત્ન કરી જોઈએ અને આમેય એ સિવાય આપણી પાસે બીજો રસ્તો પણ શું છે? આપણે ગયા વરસે જ કરવું જોઈતું હતું." વસંતે ખાનામાંથી એક ટાઈપ કરેલી સ્ક્રીપ્ટ કાઢી જેના પર શીર્ષક હતું : પ્રોજેક્ટ : ઈન્દ્રનું આક્રમણ.

ઈન્દ્ર એ સ્વર્ગનો દેવ છે અને જેનું નિવાસસ્થાન ઊંચે આકાશમાં છે. આપણી બધી મુશ્કેલીનું સ્થાન પણ ત્યાં જ છે! વસંતે ઉપર આકાશ તરફ અંગુલિનિર્દેશ કર્યો. હોલ્મ્સે શાંતિથી તે હસ્તપ્રત હાથમાં લીધી. આ એ જ હસ્તપ્રત છે કે જેને જોવા માટે પણ એક વરસ પહેલા ઈન્કાર કર્યો હતો.



હોલ્મ્સ-ચીટનીશની મુલાકાતને છ મહિના વીતી ગયા. વિષુવવૃત્તની બંને તરફ દશ

અક્ષાંશ સુધીનો વિસ્તાર જ લીલો-નીલો હતો. આ રંગો કે જે પૃથ્વીની ઓળખસમા છે. બીજે હિમયુગનો આરંભ થઈ ગયો હતો. આ સાંકડા પટ્ટામાં જ બાકી બચેલી માનવસભ્યતા હતી. આ પટ્ટામાં જ હિમયુગના આક્રમણને ખાળવા માનવ સભ્યતા પ્રયત્ન કરી રહી હતી.

છેલ્લા પ્રયત્નો!

પણ વસંત રોકેટ છોડવાની તૈયારી વખતે વધુ આશાવાદી હતો. થુમ્બાના વિક્રમ સારાભાઈ સ્પેઇસ સેન્ટર (વી.એસ.એસ.સી.)માં રૉકેટલોન્ચર પાસે તે અધીરો થઈ બેઠો હતો.

''અમે તૈયાર છીએ.'' આ ઑપરેશનમાં જોડાનાર ચીફે કહ્યું.

''તો રોકેટ છોડો.'' વસંતે આદેશ કર્યો. તે જ્યોતિષશાસ્ત્રની દૃષ્ટિએ કયું મુહૂર્ત સારું છે તેની રાહ જોનારો ન હતો.

ચીફે બટન દબાવ્યું અને પ્રતિક્ષાની એક આતુરતાવાદી ક્ષણ પછી જ્યારે તે મહાકાય રૉકેટ ઉપર ચડ્યું ત્યારે દરેકે નિરાંતનો શ્વાસ લીધો. ઇન્દ્રનું આક્રમણ શરૂ થઈ ગયું હતું.

વાતાવરણ વિશે માહિતી મેળવવા માટે વી.એસ.એસ.સી. સંસ્થાએ આ પહેલાં પણ રૉકેટો છોડ્યાં હતાં. હવે આ રૉકેટ વાતાવરણને નિયંત્રિત કરશે તેની સાથે જ વિષુવવૃત્ત પટ્ટા પર આવેલા બીજાં રૉકેટો સાથે ધાર્યા પ્રમાણે કામ કરે તો.

શ્રીહરિકોટા, શ્રીલંકા, સુમાત્રા, કેન્યા, ગ્વાટેમાલા આ બધાં કેન્દ્રો પર આવાં જ રૉકેટો કે ઉપગ્રહો હતાં. વસંતે આ ઝુંબેશ યોજનાની શરૂઆત કરી હતી એટલે તેને પહેલું રૉકેટ છોડવાનું માન આપવામાં આવ્યું.

તેની સામેની પેનલ પરનાં સાધનોની તપાસ કરતી વખતે તે પહેલીવાર હસ્યો. તેણે લાલ ફોન ઉપાડ્યો અને રિસિવરમાં કહ્યું,''આક્રમણ સફળતાપૂર્વક શરૂ થઈ ગયું છે.''

રૉકેટો, ઉપગ્રહો, બલૂનો અને ઉંચાંઈ પર ઊડતાં વિમાનો-બધાં આ આક્રમણમાં સાથે જોડાયાં આક્રમણ સૈન્યનાં આ ચાર ઘટકો હતાં. માણસજાત ભૂસ્થિર ઉપગ્રહોના રિપોર્ટની આતુરતાપૂર્વક રાહ જોતા હતા. આ ઉપગ્રહો આધુનિક મહાભારતના સૈન્ય જેવા હતા.

આ આક્રમણ શું હતું?

ધાતુકોણનો વાતાવરણમાં બૉંબમારો કરવાની મહત્ત્વાકાંક્ષી યોજના આ કાર્યક્રમમાં હાથ ધરવામાં આવી. આ કણો સૂર્યની ગરમી શોષી તેને પૃથ્વી સુધી પહોંચાડશે. આ વસંતની યોજના હતી. એણે ધાર્યું કે જ્વાળામુખીમાંથી પ્રક્ષેપિત પદાર્થો બેસી ગયા હશે. આ કણોને લીધે સૂર્યનાં કિરણો પરાવર્તિત થઈને પૃથ્વીથી દૂર જતાં હતાં. એક આશા એ હતી કે વાતાવરણમાં આ નવા છોડેલા ધાતુકણો જે નુકસાન

થયું છે તેને ભરપાઈ કરી દેશે.

પણ આ પૂરતું ન હતું. વાતાવરણમાંની હીરકરજ તરત દૂર થવી જોઈએ. પૃથ્વીના વાતાવરણ એકદમ ઘડીકા બંધ ગરમ કરવાથી તેમ કરી શકાય. આ માટે વસંતે શસ્ત્ર ટેક્નૉલોજીનો વિનાશકને બદલે સર્જનાત્મક ઉપયોગ કરવાનું વિચાર્યું હતું. નામશેષ થઈ જવાની અણી ઉપર આવેલા દેશો સહકારની ભાવનાથી આગળ આવ્યાં. આથી પૃથ્વીના વાતાવરણમાં અત્યંત શક્તિ/ઉષ્મા છોડી પૃથ્વીનું વાતાવરણ ગરમ કરવાના કોઈ રસ્તાઓ વિચારવા માટે આ છ મહિનાનો સમય ગાળવામાં આવ્યો. છતાં આ સામૂહિક પ્રયત્નોને અંતે એક પ્રશ્ન તો હતો જ : 'શું આ બધું કારગર નીવડશે?'

સપ્ટેમ્બર આવ્યો અને પ્રશ્નનો જવાબ હકારાત્મક મળ્યો. ગંગાના મેદાનોમાં બરફ પીગળ્યો તે આની પ્રથમ નિશાની હતી. ત્યાર પછી જ કેલિફોર્નિયાથી ફ્લોરિડા સુધી જમીન પર ફેલાયેલા બરફનાં પડો પીગળવા લાગ્યાં. મિયામીથી રિચાર્ડ હોલ્મ્સે વસંતને ફોન કર્યો,''વસંત અભિનંદન ઇન્દ્રના આક્રમણે વિજય મેળવ્યો છે. હીરક-રજ ઝડપથી અદશ્ય થઈ રહી છે અને આખી પૃથ્વી પર વાતાવરણ ગરમ થવાનું શરૂ થઈ ગયું છે. વસંત તું પ્રતિભાશાળી છે.

વસંતના ચહેરા પર કોઈ વૈજ્ઞાનિક અનેક મુશ્કેલીઓ પછી તેના કામને તેના સમોવડિયામાં માન્યતા મળે તે સમયે જે આનંદ જોવા મળે તેવો આનંદ જોવા મળતો હતો. પણ નીચે ચિંતા અને અનિશ્ચિતતાનાં ઊંડાં સ્તરો હતાં.

તેમણે લડાઈ જીતી હતી પણ યુદ્ધ આગળ હતું. ઘણીવાર એવું બને છે કે, ભીષણ લડાઈ લડ્યા પછી વિજેતા થાકી જતો હોય છે. માણસ તેણે હાંસલ કરેલી સિદ્ધિ માટે પોતાની જાતને થાબડવા થોડો વિરામ લઈ શકે છે પણ મોટા સંઘર્ષો તો હજી આગળ પડ્યા હોય છે. હિમયુગને લીધે માનવવસ્તી અડધા કરતાંય ઓછી થઈ ગઈ હતી. ઇન્દ્રના આક્રમણની યોજનાંને લીધે ઊર્જાસ્રોતો અને બીજી આવશ્યક વસ્તુઓ પર મોટો કાપ આવ્યો હતો અને હવે પીગળતા બરફને લીધે બધે ભયંકર પૂર તારાજી કરી રહ્યા હતા. આ બધા પ્રશ્નોના સામના માટે માણસો શું સહકારની ભાવના ટકાવી રાખશે? વસંતની ભ્રમર પર પરસેવાનાં ટીપાં બાઝ્યાં.

બે વરસમાં તેને પહેલીવાર પરસેવો વળ્યો હતો.

(મૂળ મરાઠી)

# 'છદ્મવેશી'

બાલ ફોન્ડકે

હું આ છટકામાં કેવી રીતે ફસાયો તે દિવસ મને બરોબર યાદ છે. હું આ ચક્રવ્યૂહમાં ફસાયો છું. હું ભૂલવા માગું તો પણ ભૂલી ન શકું. હું જાણતો નથી કે આમાંથી બહાર ક્યારે નીકળીશ, અથવા તો ક્યારેય નીકળી શકીશ કે નહીં? તમે મહાભારતનાં એ વીર શિશુ અભિમન્યુ વિશે સાંભળ્યું છે? એ ચક્રવ્યૂહમાં કાયમ માટે ખોવાઈ ગયેલો, ઉદાત્ત હેતુ માટે શહીદ થયેલો. હું શું આ યુગનો અભિમન્યુ છું? હું માનું છું કે મારો વિચારો, આ બધી માનસિક પ્રતિક્રિયાઓ મને ગાંડપણ તરફ દોરી જાય છે. મને અસહ્ય શિરદર્દ થાય છે કે પછી આ શરીરની કળતર છે? કોઈ વસ્તુ માટે હું ચોક્કસ નથી.

ના હું એક બાબત માટે ચોક્કસ છું. હું અંતની ખૂબ નજીક છું. મારા દોરડાના છેડે આવી ગયો છું. હવે વધારે સહન કરી શકું તેમ નથી માટે જ હું તમને તસ્દી આપું છું. હું જાણવા માગું છું કે તમે આમાંથી બહાર કાઢી શકશો કે નહીં.

માત્ર એ જ કારણ છે જે મારા હૃદયને ભોંકાય છે. નહીંતર મારા શ્વાસ પણ વિશ્વાસઘાત ના કરે સાહેબ, ઓફિસિયલ સિક્રેટ એક્ટ મુજબ લીધેલા શપથથી હું બંધાયેલો છું. તે મિલિટરી રહસ્ય છે. કોર બ્લીમી! એ તલવારની ધાર પર ચાલવા જેવું છે. તે ખૂબ ભયાનક છે. સ્ફોટક! ના ના સારું છે કે હું મારું છટકું બંધ રાખું.

ઓહ! ના! ચિંતા કરવાનું કોઈ કારણ નથી. આ કોતર પરથી કૂદકો મારવા જેવું અવિચારી પગલું નહીં ભરું પણ તે સહેલું નથી. આ સતત બંધ્ય વિચાર. કોઈ નિરાકરણ લાવવાની મારી અશક્તિ એવું લાગે છે કે મારું માથું ગમે તે ઘડીએ હવે એક ખૂબ ગરમ થયેલી ફિલ્ડ ગનની જેમ ફાટી જશે. ભાડમાં જાય. ઓફિસિયલ સિક્રેટ એક્ટ. મારે બધું ઓકી નાખવું જોઈએ. મારી ખાતર! સદાશીવને ખાતર!

શું? અરે હા! આ સદાશીવ કોણ તે મેં તમને નથી કહ્યું! શું મેં કહ્યું છે? જુઓ વ્હૉટ્સ ઘટે? મારે કહેવું શું છે. આવું જ બને છે. એક મિનિટ માટે પણ

સીધું વિચારી શક્તો જ નથી. પણ તમારી સાથે એવું નહીં થાય. તમને હું શરૂઆતથી જ કહીશ. એકદમ ચોક્સાઈથી. એક પણ 'ઝીણી ઝીણી વિગતને છોડ્યા વગર' તમે પણ ભલે બીજા જેવા ગૂંચવાઈ જાવ કે તેથી વધારે પહેલાં મને મારી ઓળખાણ આપવા દો હું લૅફટનન્ટ કર્નલ અરવિંદ જામખેંડકર, એ.એમ.સી. હં, હવે બરોબર. આર્મી મેડિકલ કોર્પ્સ. હા. હું સર્જન છું. આર્મીનો.

મને માફ કરશો? તમે કશું કહ્યું? હં તમે સાચા છો. સામાન્ય રીતે અમે તબીબી ક્ષેત્રના માણસો કેપ્ટન કે મેજરથી આગળ વધતા નથી. પણ બાંગ્લાદેશ લડાઈ વખતે મેં તે લડાઈ જોઈ. અને ઓ ભગવાન કેવી લડાઈ! અમારા સર્જીકલ યુનિટને ત્યાં ગોઠવવામાં આવેલું. તેણે સારી કાર્યક્ષમતા દેખાડેલી. આની મને મદદ મળી અને પછી નાસાની મેડિકલ વીંગમાં ડેપ્યુટેશન પણ મળ્યું. લશ્કરી તબીબીશાસ્ત્ર મિલિટરી મેડિસીનમાં ઉચ્ચ તાલીમ, તે દરમિયાન નજીકના શહેર હાઉટનમાં માઈકલ દે બેંકેના માર્ગદર્શન નીચે તાલીમ. તમને ખ્યાલ આવ્યો! આ એ જ માઈકલ દે બેકો વિશ્વવિખ્યાત હૃદય ટ્રાન્સપ્લાન્ટ સર્જન ત્યાંથી પાછા આવ્યા પછી પણ મેં એ જ દિશામાં સંશોધન ચાલુ રાખ્યું. આ બધા રોજિંદા શરદી-સળેખમ સામાન્ય ઘા અને ઘરરકાઓની વચ્ચે. આથી *ઈન્ટરનેશનલ જર્નલ ઓફ મિલિટરી મેડિસીન*માં અડધો ડઝન જેટલાં ઉત્તમ પેપરો લખવાનું શ્રેય પ્રાપ્ત થયું.

શું? ઓહ જતા ન રહો ભલા માણસ તમને આશ્ચર્યચકિત થવાનો હક છે. હું પ્રથમ પુરુષ એક વચનની યાત્રા પર છું કે શું? મારા વિશે આ બધી નકામી બકબક મારે તમને આ બધી વિગતથી ઠાંસોઠાસ ભરી દેવા જ છે. એનો પોતાનો એક હેતુ છે. પણ તે વિશે પછીથી. એ બધું કેવી રીતે બન્યું તે વિશે તમને વાત કરતો હતો. એ દિવસ હજુ યાદ છે. દિવા જેવો સ્પષ્ટ, જીવન જેટલો મોટો, મહાન દિવસ. એ દિવસ લાલીનો જન્મદિવસ હતો. લાલી-લલિતા-એટલે મારી પત્ની, સમજ્યા!

અરે ના! તમે નહીં સમજો. હું જે કહું છું તેની ખાતરી કરવા તેની પાસે નહીં જતા. તમે નહીં જાવ ને ? કારણ કે આ વાતનો જરા જેટલો પણ અણસાર તેને નથી. પોતાના નજીકના પ્રિયજનથી પણ આવાં રહસ્યો છુપાવવાનાં હોય છે.

તો તે દિવસે લાલીનો જન્મદિવસ હતો. હું તે કદી ભૂલી નહીં શકું. તે દિવસે કાયમની જેમ રજા લીધી હતી. અમે જમવા જવાના હતા અને પછી કદાચ પિક્ચરમાં પણ, અને અલબત્ત ખરીદી તો ખરી જ, એક સાડી અથવા એક ડ્રેસ એની જેવી જ. હું સંમત છું કે, પ્રોગ્રામ કાંઈ એવો ભવ્ય તો ન હતો પણ રોજિંદા જીવનની એકવિધતા તોડે તેવો તો કહેવાય.

સારું, જ્યારે અમે જવા માટે તૈયાર જ થઈ ગયાં હતાં કે તેવામાં કોણે મને બોલાવ્યો? કમાન્ડન્ટે. ગેરીસનમાં પાછી મારી જરૂર હતી. તાત્કાલિક.

ઉત્સાહથી નાચતી લાલી તો જાણે પાગલ જ થઈ ગઈ? હું તેની સામે નજર ન મેળવી શક્યો. તે સફેદ કાગળ જેવી થઈ ગઈ પણ ભીતર ભડકતી અગ્નિજ્વાળા, ભાઈ. ઓહ લાલી! ભાડમાં જાય આ લશ્કરી જીંદગી. અચ્છા લાલીને ખબર છે કે કેટલાં વરસ થયાં.

આવી અવગઢમાં હું ગયો અને કમાન્ડન્ટ પાસે જઈને ઊભો રહ્યો. સ્માર્ટ થઈ સલામી આપી.

હવે કમાન્ડન્ટ, તેય માણસ સારો બહુ ઉમદા આત્મા, ''હું દિલગીર છું, ડૉક્ટર'' તેણે કહ્યું, ''તમારા પ્રોગ્રામમાં ખલેલ પાડવા બદલ હું દિલગીર છું. પણ આમાં હું જવાબદાર નથી. ઈન્ટલીજન્સ હેડક્વાર્ટરને તમારી જરૂર છે, તાત્કાલિક.''

ભલા ભગવાન મારે ને ઈન્ટલીજન્સને શું લેવા દેવા?

કેમ? કેમ તે વેવલું સ્મિત?

હું આર્મી ઈન્ટલીજન્સની વાત કરું છું. એ બાબતમાં તો આર્મી ઈન્ટલીજન્સને બુદ્ધિ સાથે કાંઈ લાગતુંવળગતું નથી. જો કે તે જુદો મુદ્દો છે.

હું તૈયાર હતો. તૈયાર થવું જ પડે. બ્રિગેડિયરને પણ એવું કહ્યું.

''અચ્છા આપણે સાંજે અહીંથી સાથે જઈશું.'' વિચાર્યું કે ત્યાં સુધીમાં જમવાનું અને પિક્ચરનું ગોઠવી શકાશે. સાડીની ખરીદીનું લાલી પર છોડી દીધું. આમેય સાડીઓના ઢગલા વચ્ચે હું કંટાળી જાઉં છું. પણ બ્રિગેડિયરે કલ્પના વિહારમાંથી બહાર આણી.

''ફરી દિલગીરી વ્યક્ત કરું છું. એક તાત્કાલિક સંદેશો છે. બહાર મોટું હવાઈ જહાજ ઊડવા માટે આપણી રાહ જોઈને ઊભું છે. બસ અહીંથી ઉપડવામાં જ છે. લલિતા બેટીને હું સમજાવી દઈશ. સમય ન વેડફો રવાના થાવ.''

યસ સર! આવું બધું બન્યું, કોઈ પ્રશ્નો પૂછાયા નહીં. મેં ફરી તેમને સલામી ભરી અને હું પાગલ મિક્સીની જેમ હવામાં પાંખિયાં વીંઝતા હેલીકોપ્ટર તરફ ભાગ્યો.

ઈન્ટલીજન્સ હેડક્વૉટર પહોંચતાં સવા કલાક જેટલો સમય ગયો. એટલા ઓછા સમયમાં પણ જલદી પહોંચવાના મને અડધો ડઝન જેટલા સંદેશાઓ મળ્યા. જ્યારે અમે નીચે ઊતર્યા ત્યારે હેલી પેડ પાસે ઊભેલી જીપનું મશીન ચાલુ હતું.

પાંચ મિનિટમાં અમે હેડક્વાટર્સની અંદર હતા. ઈન્ટલીજન્સ ચીફ ખૂબ વ્યગ્ર હતો. હું તમને કહી શકું છું. સલામતી ઔપચારિક્તા વગર જ તે મને હાથ પકડી સીધા ઓપરેશન થિયેટર તરફ ખેંચી જ ગયા. તેમણે મને જાતે જ દેખાડયું. એક શબ્દ પણ ન બોલ્યો. બોલવાની જરૂર પણ ન હતી. હું જોઈ શક્યો કે હવે માત્ર મારું જ કામ હતું. કશું વિગતવાર નહીં પણ મને એક અસ્પષ્ટ ખ્યાલ જેવો વિચાર આવ્યો.

એક માણસ ટેબલ પર સૂતો હતો. સારો બાંધો પણ ગૂંથાયેલો કેવા ભયંકર ઘાવ

લાગતું હતું કે તેણે ઘણું બધું લોહી ગુમાવી દીધું છે અને કેટલાં ફ્રેક્ચરો! થાપાનું હાડકું તો વિચિત્ર ખૂણે લટકી રહ્યું હતું. કાર્ડિયોસ્કોપ જોડેલું હતું. પણ તેમાં ચળકતું ફ્લ્યુરેસન્ટ ટપકું સીધી રેખા તરફ ગતિ કરી રહ્યું હતું. એની ગતિ ચોખલિયાની ચાલ જેવી સીધી હતી. પાંજરામાંથી પંખી ઊડી ગયું હતું. તમે સમજ્યા હું શું કહેવા માંગું છું! હૃદયે આવજો કહી દીધું હતું. ઈ.ઈ.જી. જોડવામાં આવ્યો હતો તેના સંકેતો ઘણા સારા હતા. એટલે કે મગજ હજુ કાર્યરત હતું....પણ તે ભરોસાપાત્ર ન કહેવાય.

થોડીક મિનિટો સુધી કોઈ એક શબ્દ ન બોલ્યું. જાણે દરેકને એવો ડર હતો કે તેમના અવાજથી ઇ.ઇ.જી.ના સંકેતો બંધ થઈ જશે. પછી ચીફે ગળું ખોંખાર્યું, "અચ્છા ડૉક્ટર, આનું તમે શું કરશો?" મેં જવાબ ન આપ્યો. હું શું કહી શકું? ઉછીના લીધેલા સ્ટેથોસ્કોપને રમાડવામાં હું વ્યસ્ત હતો. તેની આંખમાં પ્રકાશ નાંખ્યો. મગજ પણ જવાની તૈયારીમાં હતું.

ફરીવાર ચીફે મૌન તોડ્યું. "ડૉક્ટર, આ અમારા ફિઝિશિયન અમરજીત સિંગેને મળો." ઊંચા.....ખેલાડી જેવા શીખે અક્કડ સલામ કરી. તે કેપ્ટન હતો.

"કેપ્ટન," મેં મારો હાથ લંબાવ્યો.

"ડૉક્ટર, આ અમરજીત કહે છે કે જ્યારે દરદીનું હૃદય કોઈ પ્રતિભાવ નથી આપતું પણ તેનું મગજ સામાન્ય કામગીરીના સંકેતો આપે છે અને તેથી મરેલો ગણી શકાય નહીં. તમે સહમત છો?"

"હા સાહેબ, જ્યારે સાઈઠના દસકાનાં છેલ્લાં વરસોમાં હૃદય પ્રતિરોપણનાં પહેલાં પહેલાં ઓપરેશન થયાં ત્યારે આવી નૈતિક અને કાયદાકીય ગૂંચો ઊભી થઈ હતી. ત્યારે ઘણી દલીલો કરવામાં આવી હતી. તેમાં આગળ પડતી મુખ્ય દલીલ એ હતી કે જ્યાં સુધી મગજ સામાન્ય કામગીરીનાં સંકેતો આપે ત્યાં સુધી તે વ્યક્તિને મૃત ગણી શકાય નહીં. તબીબી રીતે તો નહીં જ."

"ઓકે, ઓકે, ડૉક્ટર." ચીફે મારી વાત ઉતાવળમાં અટકાવી.

"આપણે બધા અહીં સહમત છીએ કે અહીં જે દરદી છે તે મૃત્યુ નથી પામ્યો. તે જીવે છે. બહુ સારું! તમે તેને પૂર્ણ રીતે જીવતો કરી શકો? તેનું મગજ છે તે હજી સારું છે. માત્ર તેનું હૃદય બંધ થઈ ગયું છે. તમે એક બીજું બેસાડી શકો ખરા? તો બદલાવી દો. બધું જલદી કરવું જોઈશે, માટે તો તમને બોલાવ્યા છે. તેને પ્રત્યારોપણ કરી દો."

"પ્રત્યારોપણ! તેને? અત્યારે?" ભગવાનના સોગંદ ખાઈને કહું છું, મારા કાન માની ન શક્યા. પણ પણ..."

"પણ શું ડૉક્ટર?"

"પણ તે કેવી રીતે શક્ય છે."

"કેમ નહીં? તમારી મુશ્કેલી શું છે?"

"આ સાદી સર્જરી નથી. એની શરૂઆત કરતાં પહેલાં ઘણી બધી તૈયારીઓ કરવી પડે. એક હાર્ટ–લંગ મશીન. પછી એક કાયોસ્ટેટ ઑપરેશન માટે મોટી ટીમ.....દરદીને પણ ઘણી રીતે તૈયાર કરવો પડે. કેટલાંયે ઈંજેક્શનો આપવાં પડે."

"આ બધાની અમરજીત સંભાળ લેશે."

"પણ મુખ્ય વસ્તુ દાતાનું હૃદય, તમને એ ક્યાંથી મળશે ? અને કદાચ એ તમને મળી આવે તો આપણે તેની પૂરી ચકાસણી કરવી પડે. તેનું ટિસ્યૂ ટાઈપીંગ કરવું પડે. લોહીના ગ્રુપની જેમ અમારે હિસ્ટો કોમ્પેટીબીલીટી ગ્રુપ પણ જોવું પડે. નહીંતર સ્વીકારનાર શરીર નવા બેસાડેલા હૃદયનો પાછળથી અસ્વીકાર કરી તેને ફેંકી દે."

"હવે બરોબર, જો તેનું શરીર હૃદયનો અસ્વીકાર કરે તે તો પછી બને કેમ ખરું ને? તમે તેને થોડા દિવસ પણ જીવન આપી શકો તો ઘણું છે."

"પણ પણ... તમે એ માટે હૃદય કાઢશો ક્યાંથી ?"

"હું તે લાવી આપીશ. તેના માટે શોધ ચાલુ જ છે. અને જો તેમાં નિષ્ફળતા મળે તો સ્વૈચ્છિક દાતા અમારી પાસે છે."

"તમે શું ગંભીર નહીં થાવ ?" મેં મારો અવાજ ઊંચો કર્યો. "તમે એમ કહેવા માંગો છો કે તમે એક સાવ સાજા સારા જીવતા માણસને તેનું હૃદય મેળવવા મારી નાખશો?"

"તમે તો જાણો છો હું કેવો છું, લશ્કરમાં આટલાં વરસોની નોકરી પછીય મારી સંવેદનશીલતા બુઠ્ઠી નથી થઈ ગઈ."

"ઓહ ! એવા લાગણીવેડા રહેવો દો." ચીફ સામે બરાડ્યો.

"મારે તમને આદેશ આપવો પડશે."

"મહેરબાની કરીને સાહેબ તમે સમજવાનો પ્રયત્ન કરો. આપણે જે જોઈએ તે બધું મળી જાય છતાં એવી કોઈ ખાતરી નથી કે ઑપરેશન સફળ જશે જ. દરદીની સ્થિતિ અત્યંત ખરાબ છે. મને શંકા છે કે ઑપરેશન સફળ થયા પછી પણ તે તેમાંથી બહાર આવે."

"ડૉક્ટર, મારે તમારી સાથે તોછડા થવું પડશે, આ માણસ જીવતો થાય અને વાત કરી શકે તે ખૂબ જ જરૂરી છે. અમારે ફક્ત એક બે કલાક જ જોઈએ, તેટલું પૂરતું છે, તમારા પ્રત્યારોપણથી તેને માત્ર તેટલી જિંદગી આપો."

"પણ શા માટે? આટલી ઉતાવળ શા માટે છે?"

"તેની સાથે તમારે કોઈ નિસ્બત નથી." ચીફ ફરી તાડૂક્યો. તેમનો ચહેરો ક્રોધાવેશથી લાલ થઈ ગયો હતો. પછી તેમણે જાત પર કાબૂ મેળવ્યો અને પછી ધીમા અવાજે કહ્યું, "ડૉક્ટર, આ ઈન્ટલીજન્સ યુનિટ છે, અમે અહીં 'જાણવાની જરૂર'ના ધોરણે કામ કરતાં હોઈએ છીએ. હું તમને એટલું જ કહી શકું કે આ

માણસ પાસે અતિ ગુપ્ત વાત છે અને તે માહિતી વ્યૂહાત્મક રીતે ખૂબ મહત્ત્વની છે. હવે મને તમારો આખરી ફેંસલો કહો.''

મારું મોં સુકાઈ ગયું, મેં મારા હોઠ ભીના કરવાના પ્રયત્ન કર્યા. હું દરદી પાસે ગયો અને તેને ઝીણવટથી તપાસવા લાગ્યો, વાત કરવા કરતાં તેમ કરવું વધારે સારું તેમ મેં વિચાર્યું... આગલા કલાકના બધા રેકોર્ડસ જોઈ ગયો. કાર્ડિયોગ્રામ ચાર્ટ પણ જોઈ લીધો. રહ્યા સહ્યા ઇ.ઇ.જી. પર ધ્યાન કેન્દ્રિત કર્યું. ગણતરી કરી ફરી ગણતરી કરી. આ બધી કાર્યવાહીથી મારા કાન પાછળ મને હળવો દુખાવો થવા લાગ્યો. પણ નિષ્કર્ષમાં કોઈ ફેરફાર ન હતો. ઑપરેશન જો શક્ય હોય તો પણ મિનિટે મિનિટે શક્યતા ક્ષીણ થઈ રહી હતી. મેં હતાશામાં મારું માથું ધુણાવી કહ્યું, 'સોરી સાહેબ, તમે મને આદેશ આપશો તો હું ઑપરેશન કરીશ. પણ શક્યતાઓ બહુ ઓછી છે. એટલી બધી ઓછી છે કે તમારે જે માહિતીની અત્યંત જરૂર છે તે તમે કઢાવી નહીં શકો. ઉપરથી તમે એક સ્વસ્થ સ્વયંસેવક ગુમાવશો. સાહેબ, નિર્ણય હું તમારા પર છોડું છું.'

નજીકની ખુરશીમાં ચીફ ફસડાઈ પડ્યો, ''ઓહ નહીં ડૉક્ટર, તમારા પર તો હું આધાર રાખીને બેઠો હતો. તમારો બધો અનુભવ તમારી ખાસ તાલીમ તમારું...''

''હા સાહેબ, એ બધું તો છે ! પણ પણ....હું ઈશ્વર નથી.''

''તો પછી આનો કઈ ઉપાય નથી ?''

''માફ કરો સાહેબ હું તમારા 'જાણવાની જરૂર' લિસ્ટમાં આવતો નથી. પણ તમે મને કદાચ બધું સમજાવો તો કદાચ રસ્તો નીકળી શકે. અને તો હું પણ આર્મીનો જ માણસ છું. હું તેની શિસ્ત જાણું છું. હું પણ તે રહસ્ય જ રાખીશ જો...''

પરિસ્થિતિ એવી નાજુક હશે કે ચીફે તેનું રહસ્ય છતું કર્યું. અને માટે તેણે મને બધું કહેવાનો નિર્ણય કર્યો. તેઓ ત્યારે જો ઢીલા ન પડ્યા હોત તો અત્યારે અમારી સામે આ જે વિકટ પરિસ્થિતિ થઈ છે તે ન થઈ હોત.

ચીફે શરૂ કર્યું..... "ડૉક્ટર આ યુવાન......કેપ્ટન સદાશીન ગોખલે....તે મારો ઉત્તમ ઑપરેટર હતો.....છે......હતો......"

હાલમાં ચીફ સેળભેળ કરી નાખતા હતા......મેં તેને ખાસ મિશન માટે મોકલ્યો હતો. ભયાનક કામ-દુશ્મનોની હરોળની પાછળ જઈ તેમના યુદ્ધ-વ્યૂહ લઈ આવવાનું આપણા પર પહેલો હુમલો કરવાનો તેમનો ઈરાદો હતો. આપણા સુપરસોનીક લડાયક વિમાનો હજી આવવાનાં છે. મને ખાતરી છે કે યુદ્ધનું પરિણામ આ પ્રથમ છુપા હુમલા પર છે. માટે જ અમારે બધી માહિતી જોઈએ છે. ઉપરાંત જો દુશ્મનની સામે તેમના જ આવા યુદ્ધ-વ્યૂહના નક્કર પુરાવા રજૂ કરી શકીએ તો રાજદ્વારી મોરચે પણ આપણે સારો દેખાવ કરી શકીએ અને લડાઈ જીતી શકીએ.

આપણે લડાઈ સાવ ટાળી પણ શકીએ. સદાશીવ તેનું અમારા આ વેદનશીલ

મિશન માટેનું ગુપ્ત કોડ નામ ભાઉસાહેબ (પેશ્વા) હતું. તે તેના મિશનમાં ઉચ્ચ શિખરે પહોંચ્યો હતો. અને વિજયનો રેડિયો સંદેશ પણ આપ્યો હતો. તેણે પાછા ફરવાનું શરૂ કર્યું હતું. અને અમે આતુરતાપૂર્વક તેની રાહ જોઈ રહ્યા હતા. કદાચ છેલ્લી ઘડીએ તેનું કવર ઊડી ગયું. સરહદની પાર તેને આ રીતે ફેંકી દેવામાં આવ્યો. મને ખાતરી છે કે તેઓએ એને મરી ગયો માન્યો હશે. તેને અહીંયાં લઈ આવ્યા ત્યારે અમે પણ આશા છોડી દીધી હતી. તેના હૃદયના ધબકારા બહુ ક્ષીણ અને ભાગ્યે જ સંભળાતા હતા. અત્યારે એ પણ બંધ થઈ ગયા છે. આ એક મોટી ખોટ છે. મને તે છોકરો ખરેખર ખૂબ ગમતો. પણ વધારે અગત્યની તો માહિતી જે તેના મગજમાં ભરી છે. એ માહિતી હવે ઉપલબ્ધ નહીં થાય. સહુથી ખરાબ તો એ છે કે દુશ્મન સાવચેત થઈ ગયા છે. તેઓ તેમના વ્યૂહનો આરંભ વહેલો પણ કરે. કોઈ રસ્તો નથી કે આપણે કોઈ બીજો માણસ મોકલી શકીએ. અને જો આપણે આના કારણે લડાઈમાં હારી જઈએ...''

ચીફનું ગળું આ શબ્દો સાથે રૂંધાઈ ગયું, તેઓ લાગણીવાળા થઈ ગયા હતા.

થોડા સમય માટે સંપૂર્ણ મૌન છવાઈ ગયું. ટાંચણી પડે તો ખરેખર તમે અવાજ સાંભળી શકો તેવું.

તે એક જ ક્ષણ, હું આશાવાદી બન્યો. તે ક્ષણે જ મને એક વિચાર આવ્યો. જાણે મારા પગ નીચે સુરંગ ફૂટી હોય તેવું લાગ્યું. મેં તે વિચારને દૂર હડસેલવાનો પ્રયત્ન કર્યો. પણ શક્યતા, પડકાર અને સુવર્ણ તકના વિચારથી હું ઉત્તેજિત થઈ ગયો.

'સાહેબ, 'મેં પૂછયું' એ શક્ય છે કે સદાશીવે એ માહિતીનો રેકોર્ડ ક્યાંક રાખ્યો હોય? કદાચ કોડના સ્વરૂપે રાખ્યો હોય!

'અશક્ય, વિચારી જ ન શકાય. કોઈ આવી ભૂલ ન કરે.'

સદાશીવ તો નહીં જ. માહિતી તેણે તેની પાસે જ રાખી હશે તેના મગજમાં સુરક્ષિત'

''આ સંજોગોમાં સાહેબ મારા પાસે એક આઈડિયા છે. જોઈએ તમને તે કેવો લાગે છે, જો તે સફળ જાય તો તમને તમારે જે માહિતી જોઈએ છે તે તમને મળી જાય. સદાશીવની શહાદત એળે નહીં જાય. તમે જે સ્વંયસેવકનું વચન મને આપ્યું છે તે મારે જોઈશે પણ તેનો ભોગ લેવામાં નહીં આવે.''

''આગળ કહો, સ્પષ્ટ કહી દો. જલદી આમ ગોળ ગોળ વાત ન કરો.''

''પણ મને એક ચેતવણી આપવા દો, સાહેબ આ યોજનાએ બીજી જ દુનિયાની છે. અંધારામાં મારેલા તીર જેવી. એવી કોઈ ખાતરી નથી કે તે સફળ જશે જ છતાં....''

''મને નિર્ણય કરવા દો કરો ભડાકા ભડાકા'

"સાહેબ હું જોકે સર્જન છું. હાર્ટ ટ્રાન્સપ્લાન્ટ નિષ્ણાત, મારો પ્રથમ પ્રેમ હંમેશા ન્યૂરોફિઝિયોલોજી રહ્યો છે. એ દિશામાં મેં પ્રગતિ કરી છે. સમય સમયે થોડું સંશોધન પણ કરતો રહ્યો છું."

"મુખ્ય મુદ્દા પર આવો મારા ભાઈ....આગળ કહો."

"સાહેબ, મેકકોનેલ નામના માણસે પટ્ટીકૃમિ પર એક રસિક પ્રયોગ કર્યા. અને હંગેરીના નિર્વાસિત વૈજ્ઞાનિક ઉંગારે તે પ્રયોગ ઉંદર વર્ગના પ્રાણી પર કર્યો. ચોક્કસ રીતે કહેવું હોય તો ઉંદરો પર ફિઝિયોલોજીની રીતે માણસ અને ઉંદર એ ઘણાં નજીક છે. ઉંદરો પર કરેલા પ્રયોગો આપણે માણસો-*હોમો સેપિયન* પર પણ લાગુ કરી શકીએ.

"એ એક જાણીતી વાત છે કે ઉંદરો સામાન્ય રીતે અંધારું પસંદ કરતાં હોય છે. પ્રકાશથી તેઓ દૂર ભાગે છે. ઉંદર તેનું ઉદાહરણ છે. દિવસે ભાગ્યે જ તમને કોઈ ઉંદર દેખાતો હોય. રાત્રે વાત બદલાઈ જાય છે. રાતનો તે રાજા છે. આસપાસ ફરે છે. દિવસે તેવો નજરથી દૂર અંધારા ખાંચકાઓમાં કે જમીનમાં દરમાં રહે છે. તેની આ ખાસિયત પર ઉંદરનો પ્રયોગ આધારિત છે.

"તેમણે એવું ખાસ પાંજરું બનાવ્યું કે જે બે ભાગમાં વહેંચાયેલું હોય. એક ભાગને ખૂબ પ્રકાશિત રાખ્યો અને બીજો તદ્દન અંધારામાં. આ પાંજરામાં તેણે થોડા ઉંદરો રાખ્યા. ખોરાક અને પાણી પ્રકાશિત ભાગમાં રાખ્યા. પણ ઉંદરોને તે જોઈતું ન હતું. તેઓ પ્રકાશિત વિભાગમાં જતા, થોડો ખોરાક મોં મારફતે લઈ તરત જ અંધારા ભાગ તરફ ભાગી જતા. આથી ઉંદરે તેના પીંજરમાં અંધારા ભાગમાં જીવંત વિદ્યુત સર્કીટ જોડવાની રચના કરી. આથી ઉંદર જેવો તે અંધારા ભાગમાં જાય કે તેમને વીજળીનો એક આંચકો લાગે. એક વાત ધ્યાનમાં રાખો કે આ આંચકો તેમને મારી નાખે કે અપંગ બનાવે તેટલો ન હતો. પણ તેમને બીવરાવવા માટે પૂરતો હતો કે જેથી ઉંદરો ફરી પ્રકાશિત ભાગ તરફ ચાલ્યા જાય. આમ થોડો વખત ચાલ્યું. ઉંદરોને પાઠ મળી ગયો. તેમનામાં અંધારા માટે એક ભયની ગ્રંથિ ઉત્પન્ન થઈ. ઈલેક્ટ્રિક સર્કીટ જ્યારે બંધ હોય ત્યારે પણ તેઓ પ્રકાશવાળો ભાગ પસંદ કરવા લાગ્યા. આની ખાત્રી કરવા ઉંગારે ખોરાક અંધારા બાજુ રાખ્યો પણ ઉંદરો ખોરાક લઈ પ્રકાશિત વિભાગ તરફ નાસી જતા!

"જ્યારે તેને ખાતરી થઈ ગઈ કે અંધારાના ભયની સ્મૃતિ તેમના મગજ સુધી અંકિત થઈ ગઈ છે ત્યારે તેના પ્રયોગના બીજા ભાગનો આરંભ કર્યો. એ સમયે વૈજ્ઞાનિકોની એવી પરિકલ્પના હતી કે લાંબા સમયની સ્મૃતિ મગજના ખાસ વિભાગમાં આર. એન. એ. ન્યુક્લિક એસિડના અણુઓમાં એક રસાયણનાં રૂપમાં સંગ્રહિત હોય છે. ઉંગારે અંધારાથી ડરવાની તાલીમ પામેલા ઉંદરોને માર્યા તેના મગજનું છેદન કરી જ્યાં આ સ્મૃતિ સંગ્રહિત હોય તે ભાગમાંથી આર. એન. એ. કાઢી

નવા તાલીમ ન પામ્યા હોય તેવા ઉંદરોમાં ઈન્જેકશન દ્વારા દાખલ કર્યું. તેણે ધાર્યું હતું તેમ નવા ઉંદરો પણ અંધારાથી ડરવા લાગ્યા હતા. આ પ્રયોગથી એ પરિકલ્પના માન્ય થઈ કે આ સ્મૃતિ આર. એન. એમાં સંગ્રહિત રહે છે. આ પછી આ પ્રકારના વધુ પ્રયોગો થયા અને આ થીયરીને દેખીતી રીતે જ વધુ સ્વીકૃતિ મળતી ગઈ.

"મને જ્ઞાન આપ્યું તે બદલ તમારો આભાર ડૉક્ટર." ચીફના શબ્દો વ્યંગથી ભરેલા હતા. પણ મહેરબાની કરીને એ તો કહો કે આ બધાને આપણી સમસ્યા સાથે શું સંબંધ?"

હું તેના પર જ આવતો હતો, સાહેબ, માટે જ મેં તમને થોડા સમય પહેલાં પૂછયું હતું કે સદાશીવે તેની માહિતીનો રેકોર્ડ ક્યાંક રાખ્યો હશે. તે રેકર્ડનું કોઈ અસ્તિત્વ નથી માટે આ ઉંદરની જેમ તે સ્મૃતિ સંગ્રહિત હોય તેમાંથી આર. એન. ઓ. માં સચવાઈ રહી હશે. હવે જો તેના મગજમાં જે ભાગમાં સ્મૃતિ સંગ્રહિત હોય તેમાંથી આર. એન. ઓ. એ જો આપણે બીજી વ્યક્તિના મગજમાં દાખલ કરીએ તો તે વ્યક્તિ આ રસાયણિક ભાષાને એવી ભાષામાં રૂપાંતરિત કરી આપે કે જે આપણે સમજી શકીએ. જેમ ટેપરેકોર્ડર સંગીત ચુંબકપટ્ટીનાં રૂપમાં રેકોર્ડ થયું હોય પછી તે કેસેટને કોઈ પણ ટેપરેકોર્ડર વફાદારીથી તે મૂળ સંગીત રજૂ કરી શકે તેવું. પણ તમારે તાજું નવું મગજ જોઈએ. એક સ્વયંસેવક હવે તમે જાણો છો શા માટે..."

"બ્રેવો! બ્રેવો!" આનંદ ઉત્સાહના અતિરેકમાં ચીફે મને ભેટીને કચડી નાખ્યો, "શાબાશ ડૉક્ટર શાબાશ."

"હજુ ધીરજ ધરો! હજી ધીરજ ધરો," તેમના ઉત્સાહને ઠંડો પાડતાં મેં કહ્યું, "હું તમને વાત કરતો હતો ત્યારે તમને બધું સાદું સરળ લાગતું હશે પણ તે એક મોટો ખતરનાક પ્રયોગ છે. તેની સફળતાની હું ખાતરી ન આપી શકું. કોઈએ આ પ્રયોગ કર્યો નથી. કોઈ વ્યક્તિ જો સાનભાનમાં હોય તો આ પ્રયોગ કરે નહીં. હું પણ ન કરું. કારણ કે માણસ પર પ્રયોગ કરવા માટે ઘણાં નિયંત્રણો છે અને તે હોવાં પણ જોઈએ. મને આવા પ્રયોગોમાં ભાગીદારી થવા ગુનેગાર ગણવામાં આવશે પણ તમને આવી નૈતિક સૂક્ષ્મતાઓની કાંઈ પડી નથી અને તમે બધું ગુપ્ત રાખશો તેથી જ હું એ કરવાની દરખાસ્ત લાવ્યો છું. છતાં તેનાં પરિણામો અંગે મારે તમને સાવચેત કરવા જોઈએ."

"હું સંપૂર્ણ જવાબદારી લઉં છું. તમે માત્ર આગળ વધી તમારે જે જોઈએ તે મને કહો."

"હું કહીશ એક સ્વયંસેવક, યુવાન અને તંદુરસ્ત જોઈએ. જો તે અપરિણીત હોય તો વધારે સારું. કે જેથી કશુંક બગડે તો તેની પત્નીને જવાબ ન આપવો પડે."

"લાલીના જન્મદિવસનો કોઈ વિચાર મગજના કોઈ ખૂણે ઝળકી ગયો હોવો જોઈએ.

તે પછી અમે સમય બગાડ્યો નથી. બધું મારા તાબામાં હતું. જોકે આ કિસ્સામાં દરદીની ઑપરેશન પછીની હાલત સાથે અમારે કાંઈ નિસ્બત ન હતી છતાં બધું તેવી જ કાળજી અને કુશળતાથી થયું.

અમે બધું હેમખેમ પાર પાડ્યું? ભગવાનના સોગંદ. સદાશીવના મગજમાંથી આર.એન.એ. કાઢવું તે અમારે મન સમસ્યા હતી જ નહીં. ચીફે ઓફર કરેલો સ્વયંસેવક વિશ્વનાથ કરાંડે એક ફૂટડો જુવાન. મેં આગ્રહ રાખ્યો હતો કે મૃત સદાશીવની જે માતૃભાષા હતી તે જ સ્વયંસેવકની હોવી જોઈએ. (અલગ-અલગ ભાષાઓથી ગૂંચવાડા ન સર્જાવા જોઈએ). તેનામાં સદાશીવના મગજમાંથી કાઢેલું આર.એન.એ. દાખલ કરવામાં આવ્યું. એક દિવસમાં જ તેની આછી અસર જોવા મળી. થોડા વધુ દિવસો અમે જવા દીધા અને પછી ટેપરેકોર્ડર લઈ બેસી ગયા. તેની શરીરની કામગીરી પૂરી ચકાસી લીધા પછી ચીફે સીધી પૂછપરછ શરૂ કરી. તેમણે તેની સચ્ચાઈની ખાતરી કરવા માટે સીધા પ્રશ્નો, મુખ્ય પ્રશ્નો, પૂછયા. એવા સંકેત શબ્દો પૂછયા કે જેની માત્ર સદાશીવને જ જાણ હોય. ટૂંકમાં, જટિલ તેમણે ખાતરી કરી દીધી કે વિશ્વનાથ જે જવાબો આપે છે તે ખરેખર સાચા છે કે નહીં. એ દિવસ જાણે છવ્વીસ કલાકનો હતો. આ જ્યારે પૂરું થયું ત્યારે અમે ખૂબ થાકી ગયા હતા પણ અમે જાણે દુનિયાના શિખર પર હતા.

અમારો પ્રયોગ સફળતાપૂર્વક પૂરો થયો હતો. મારી બધી અપેક્ષા તેણે વટાવી દીધી હતી. ચીફને જે જોઈતું હતું તે તેને મળી ગયું હતું. અને તેથી આપણા રાજદ્વારી પ્રતિકારને પૂરતું બળ મળ્યું હતું. આપણે યુદ્ધ ટાળ્યું હતું. આ બધું તો તમે છાપામાં વાચ્યું હશે નહીં ?

અંગત રીતે મને જે આનંદ આવ્યો તે તમે પોતે વૈજ્ઞાનિક ન હોય ત્યાં સુધી સમજી શકો તેમ નથી.

ચીફે મને હાર્દિક અભિનંદન આપ્યાં. પી.વી.એસ.એમ. માટે ભલામણ કરવાનું મન આવતા વરસ સુધીમાં કર્નલના પ્રમોશનનું વચન આપ્યું.

ઉતાવળમાં ઘર છોડ્યાને એક અઠવાડિયું થઈ ગયું હતું. ચિંતામાં લાલી અડધી માંદી થઈ ગઈ હશે. મને ઘેર જવા દેવામાં ચીફને હવે વાંધો ન હતો. વિશ્વનાથની તબિયત પણ સારી હતી.

આમ પનોતો વિજેતા ઘરે પાછો ફર્યો. લાલીના જન્મદિવસની ઉજવણી આખું અઠવાડિયું ચાલી.

વચ્ચે મહિનો ગયો હશે. સમય ઊડે છે. ફરી મને ચીફે બોલાવ્યો. મેં વિચાર્યું કે વિશ્વનાથની તબિયત બગડી હશે. કદાચ ખરાબ અસર થઈ હોય. કે એલર્જી થઈ હોય. હેડક્વાર્ટર પહોંચવામાં મેં સમય ન બગાડ્યો. ચીફ કશું કહે એ પહેલાં જ મેં વિશ્વનાથની ખબર પૂછી.

"તેને બહું સારું છે." ચીફે ટૂંકમાં કહ્યું અને કાગળ મારી તરફ ફેંક્યો.

મેં તે ખોલ્યો, ગુલાબી કાગળ પર ત્રાંસા અક્ષરો તે કાગળ છોકરીએ લખ્યાની ચાડી ખાતા હતા. કાગળના અંતે સહી હતી 'પાર્વતી.' એ સહીએ મારા અનુમાનની પુષ્ટિ કરી. હું કાંઈ તેમાંથી સમજ્યો નહીં માટે મેં વિચિત્રભાવ સાથે ચીફ સામે જોયું.

"સદાશીવની પત્ની," ચીફે જવાબ આપ્યો. પણ મારા પ્રશ્નનો તેમાંથી જવાબ ન મળ્યો.

કાગળથી તો વાત વધુ ગૂંચવાઈ હતી. પાર્વતીને એક કડવી ફરિયાદ હતી. તેની ફરિયાદ હતી કે હેડક્વાટરે તેના પતિનું શું કરી નાંખ્યું હતું? તેનામાં ધરખમ ફેરફારો આવી ગયા હતા. તે તેનો પતિ હતો તે વાત બરોબર પણ તે જુદો લાગતો હતો. જુદી રીતે વર્તતો હતો. તેનો બાંધો પણ જુદો હતો. આર્મી એ તેના પર શું જાદુમંતર કર્યું હતું તે તેને જાણવું હતું.

હું અચંબામાં પડી ગયો હતો. સદાશીવ તો મૃત્યુ પામ્યો હતો અને આ દુનિયામાં જ ન હતો. મેં જાતે જ તેનો અગ્નિદાહ જોયો છે. તો આ બિચારી છોકરીનો ગેરલાભ ઉઠાવવાવાળો લટુ કોણ છે?

"તમે તેને સદાશીવના મૃત્યુના સમાચાર નથી આપ્યા?"

"અમે આપ્યા હતા. માટે જ તો મને દાળમાં કાળું દેખાય છે. કદાચ દુશ્મનનો કોઈ એજન્ટ હોઈ શકે."

"મને તો આ પાર્વતીની વાત સમજાતી નથી. તે કબૂલ કરે છે કે આ માણસ સદાશીવ કરતાં ઘણી રીતે જુદો પડે છે. તો પાર્વતી માની કેવી રીતે ગઈ કે તે કોઈ છદ્મવેશી બહુરૂપી નથી પણ સદાશીવ જ છે?"

"હું પણ એ જ વસ્તુનો વિચાર કરું છું. એવું બને કે તે છોકરીનું માનસિક ટેન્શન ઘણું હોય. તેની વાતના કોઈ અંકોડા નથી મળતા માટે તેઓ તમને બોલાવ્યા. આપણે તેની મુલાકાત લઈએ તો?"

"બરોબર સાહેબ."

પાર્વતીએ જ અમારા ટકોરા સાંભળ્યા. જેવી અમે અમારી ઓળખાણ આપી તે અમારા પર વરસી પડી. આનાં કરતાં તો સૂના હુમલા હળવા હોય.

"તમે તેનું શું કરી નાંખ્યું છે, સાહેબ?" તેણે પૂછયું, "જ્યારે તેણે ઘર છોડ્યું ત્યારે તે ખૂબ સુખી, તંદુરસ્ત અને સમજુ હતો. અને હવે તે સાવ જુદો છે. માત્ર તેનો ચહેરો કે બાંધો જ બદલાઈ નથી ગયો. અથવા અથવા....હું વર્ણવી નહીં શકું. પણ તે સાવ બદલાઈ ગયો છે સાવ જ."

"એ જ વાત છે. એ સદાશીવ છે જ નહીં દીકરી." ચીફે શક્ય તેટલી પ્રેમભરી નરમાશથી કહ્યું, "સદાશીવે આ દેશ માટે જિંદગી અર્પણ કરી દીધી. તે એક વીરને

છાજે તે રીતે મર્યો. હું દિલગીર છું.''

''ના તે જીવતો છે અને સારો છે ત્યાં જરાક ઝોકું ખાઈ રહ્યો છે.''

''પણ તે વાત તો કબૂલ કરે છે કે ત્યાં જે સૂતો છે તે સદાશીવ જેવો લાગતો નથી, તેની જેમ વર્તતો નથી, તો તે એક બનાવટી બહુરૂપી ગઠિયો તો નહીં હોય ને?''

''ના સાહેબ તે તે જ છે. નહીંતર તે કેવી રીતે તેના જીવનની અમારી જીંદગીની અને તેના બાળપણની વાતો જાણે. અને અને....'' તેને સંકોચ થયો પણ પછી કોઈ નિશ્ચય સાથે નીડરતાથી તે બોલી, ''અને અમારા અંતરંગ જીવનની એવી વાતો કે જેની માત્ર અમને ખબર હોય.''

આ સાલો તો ખરેખર હરામી લાગે છે તેમાં કોઈ શંકા નથી. અને તેને ઉઠાડવા માટે કહ્યું. ચીફે તેમની ગન તૈયાર રાખી.

એજ ક્ષણે તે રૂમમાં પ્રેવશ્યો.

એક પીંછાના મારથીય અમે પડી જઈએ તેવા થઈ ગયા હતા.

એ વિશ્વનાથ હતો.

''સાલ્લા હરામી.....'' મેં ચીફને અટકાવ્યા. કારણ કે શું બન્યું હશે તેનો મને અણસાર આવવા લાગ્યો હતો. ગમે તે રીતે મેં પાર્વતીને શાંત પાડી અને ચીફને શાંત પાડ્યા અને બહાર કાઢ્યા. પણ મેં વિશ્વનાથ ને અમારી સાથે આવવા કહ્યું. હું તેની સાથે થોડી વાતચીત કરવા માંગતો હતો. મારી ધારણા સાચી હતી.

અમે તેને ત્યાં જ મૂકીને પાછા ફર્યા.

જ્યારે જીપ શરૂ થઈ. મેં ચીફને પૂછ્યું, ''મેં વિશ્વનાથ વિશે પૂછયું ત્યારે તમે કેમ મને કશું કહ્યું નહીં?''

''મેં કહ્યું ને કે તે બરોબર છે. કેમ નથી? તમે જાતે જ જોયું ને? આપણું પ્રાથમિક મિશન પૂરું થયા પછી તેણે રજા માગી અને મેં રાજીખુશીથી આપી દીધી. મને શું ખબર કે એ હરામી અહીં આવશે અને છોકરીને મોજ માટે ફસાવશે.''

મેં કહ્યું, ''આમાં એનો વાંક નથી. સાહેબ તમે જોયું નહીં કે શું થઈ ગયું છે? સદાશીવે તેની આખી જીંદગીમાં જે સ્મૃતિઓ સંચિત કરી તે એના મગજમાં સંગ્રહિત હતી. આપણને જે માહિતીની જરૂર હતી તે તો તેનો નાનકડો હિસ્સો જ હતી. પણ આપણે બધું જ આર. એન. એ. કાઢી લીધું અને તે જ્યારે વિશ્વનાથમાં દાખલ કરવામાં આવ્યું ત્યારે બધી સ્મૃતિઓ વિશ્વનાથમાં દાખલ થઈ. આ જ કારણ છે કે તેં ખરેખર એવું માને છે કે તે સદાશીવ છે. પાર્વતીને તેની ખાતરી કરાવવા તે પૂરતો સક્ષમ છે. અને પાછી તેની પોતાની સ્મૃતિઓ સાથે તે ગૂંચવાયા કરે છે. આ બધો મોટો ગૂંચવાડો છે. એક ટેપ જે પૂરી ભૂંસાઈ ન હોય તેના પર નવું રેકોર્ડ થાય તેવું ડબલ એકપોઝ્ડ, ફિલ્મ જેવું.''

ચીફને હું આ બધું સમજાવી શક્યો પણ હું પાર્વતીને કેવી રીતે સમજાવુ? તે

તો પાગલ જ થઈ જાય. તેની લાગણી સાથે ચેડાં કરવા જેવું થાય. તેને હું કેવી રીતે કહું કે તારા પતિનો ગીનીપીગ તરીકે ઉપયોગ કરવામાં આવ્યો હતો. અને પાર્વતી એકલી નથી. સાથે વિશ્વનાથ પણ છે. તે તો હવે સાવ ગૂંચવાઈ ગયો છે. જો હું તેને આ બધું કહીશ તો વધુ ગૂંચવાઈ જશે. બે માણસોના જીવનને રફેદફે કરવા માટે મારે જવાબદાર નથી બનવું.

ઓહ ભગવાન! આ લશ્કરમાં મારાં આટલાં વરસો વીત્યાં પણ મારી સંવેદનશીલતા બુઠ્ઠી નથી થઈ ગઈ.

હવે તમે બધું જાણો છો. તે દિવસથી હું આ ગૂંચવાડામાં ફસાયો છું. હું અને ચીફ બંને ખાસ કરીને હું. ત્યારથી સીધી રીતે વિચારી જ શક્યો નથી. રાતોની રાતો ઊંઘ નથી આવતી. સદાશીવનું પ્રેત મારો પીછો કરી રહ્યું છે. આમાંથી બહાર નીકળવાનો કોઈ રસ્તો હોય તો તમે મને બતાવો.

જ્યારે તમને કોઈ રસ્તો મળે ત્યારે બે અક્ષર લખજો મારું સરનામું છે : કર્નલ જામખેડકર, આર્મી મેડિકલ કોર્પ્સ, નવી દિલ્હી.

(મૂળ મરાઠી)

# આઈન્સ્ટાઈન બીજો

**લક્ષ્મણ લોંઘે**

ઓલ ઈન્ડિયા ઈન્સ્ટિટ્યૂટ ઑફ મેડિકલ સાયન્સ–મહાકાય સંસ્થાના પહેલા, ત્રીજા અને આઠમા માળે ઈન્ટેન્સીવ કેર યુનિટ હતાં. આઠમા માળે એક યુનિટ અતિ મહત્ત્વની વ્યક્તિઓ માટે અનામત રાખેલ હતો. છેલ્લા અઠવાડિયાથી આઠમા માળના ઈન્ટેન્સીવ કર યુનિટમાં ઘણી ચહલપહલ દેખાતી હતી.

વડાપ્રધાનના અંગત સલાહકાર ડૉ. શ્રીનિવાસનને દાખલ કર્યા ત્યારથી આ અવરજવર વધી ગઈ હતી. તેમને ફેફસાંનું કૅન્સર હતું. આઠમા માળના આ યુનિટના ચાર્જમાં ડૉ. ચિતાલે હતા. અઠવાડિયાની સારવાર પછી પણ તેમની તબિયતમાં કોઈ દેખીતો સુધારો દેખાતો ન હતો. તેમના જમણા ફેફસામાં કૅન્સરનું ધાબું ધીમે ધીમે વધતું જતું હતું. ડૉ. ચિતાલેને ખબર હતી કે આમાં સુધારાને કોઈ અવકાશ નથી. આ કાતિલ રોગ ડૉ. શ્રીનિવાસનો ભોગ લેશે જ અને તે દિવસ દૂર ન હતો. ડૉ. ચિતાલેને આ બધું દીવા જેવું સ્પષ્ટ દેખાતું હતું.

સવારના આઠ થયા હતા. હૉસ્પિટલમાં ટોળું વધતું જતું હતું. શિફ્ટ બદલવાની તૈયારી હતી. બહાર ફળો વેચતા ફેરિયાઓ ધીક્તો ધંધો કરી રહ્યા હતા.

બરોબર આઠ વાગે ડૉ. ચિતાલેની કારે ઈન્સ્ટિટ્યૂટમાં પ્રવેશ કર્યો. તેઓ પ્રવેશદ્વાર પાસે ઊતરી ગયા અને શોફર પાર્કિંગની જગ્યાએ કાર હંકારી ગયો.

ડૉ. ચિતાલે તેના વિચારોમાં જ ખોવાયેલા હતા તેઓ સીધાં જ લિફ્ટ તરફ ગયા 'બડે ડૉક્ટર સાબ આયે હૈ' કોઈ ગણગણ્યું. લિફ્ટમૅને આસપાસના લોકોને આગા કરી ડૉ. ચિતાલેને અંદર લીધા. તેણે ડૉક્ટરનું અભિવાદન કર્યું અને ખૂણામાં ચાલ્યો ગયો. લિફ્ટ ઊંચે ચડવા લાગી. લિફ્ટ ઉપર જતી હતી જ્યારે તે આઠમા માળે ઊભી રહી. લિફ્ટમૅને લિફ્ટનો દરવાજો ખોલ્યો અને ડૉ. ચિતાલેને રસ્તો આપવા બાજુ પર ઊભો રહ્યો.

આઠમો માળ સેન્ટ્રલી એરકન્ડીશન્ડ હતો. ઈન્ટેન્સીવ કેર યુનિટના દરવાજા પાસે ઊભેલા પહેરેગીરે આદરપૂર્વક ડૉ. ચિતાલેને માથું નમાવી અંદર જવા રસ્તો આપ્યો.

અંદર પ્રવેશતા સાથે જ ડૉ. ચિતાલેએ બે વાત નોંધતા પહેલી તે અંદરની

આહ્લાદક શાંતિ અને બીજું પ્રવેશદ્વાર પર ઊભેલો બ્લેક કમાન્ડો. ઠંડી હવાથી જે તાજગીનો અનુભવ કર્યો પણ સિક્યોરિટી ગાર્ડની હાજરી તેને ન ગમી. પણ તેમાં તે કાંઈ કરી શકે તેમ ન હતા. ડૉ. શ્રીનિવાસ અતિ મહત્ત્વની વ્યક્તિ હતા. તેઓ માત્ર વૈજ્ઞાનિક જ ન હતા. પણ વડાપ્રધાનના ટેક્નિકલ સલાહકાર હતા. તેઓ ઈન્સ્ટિટ્યૂટમાં સારવાર માટે આવ્યા હતા પણ તેમની જિંદગી બચાવવાની જવાબદારી હવે મિલિટરીએ લઈ લીધી હતી. અને જો તેઓ મૃત્યુ પામતા હોય. (તેઓ બેશક મૃત્યુ પામવાના જ છે) તો તેમના શરીર અને આત્માને સાથે રાખવાની જવાબદારી મિલિટરીની છે. આ વિચારથી ડૉ. ચિતાલેના ચહેરા પર એક હાસ્ય ફરકી ગયું. ડૉક્ટર હોવાને નાતે ડૉક્ટર ચિતાલે મૃત્યુ પછી 'શરીર છોડી જતો આત્મા' જેવા અંધશ્રદ્ધાળુ વિચાર ધરાવતા ન હતા. પણ સિક્યોરિટીના માણસોને તો આ હેતુ માટે જ તૈનાત કરવામાં આવ્યા હતા.

ડૉક્ટર તેની કેબિનમાં ગયા, બહાર એટેન્ડન્ટે તેમને સલામ કરી, ત્યાં ઊભેલી નર્સ અને સેક્રેટરીએ તેમનું અભિવાદ ન કર્યું. નર્સે ડૉ. નિવાસનું હેલ્થકાર્ડ આપ્યું કે જેમાં છેલ્લા દસ કલાકમાં જેમાં ફેરફાર થયા તેનો હિસાબ હતો. કાર્ડ આપી તે ખૂણામાં ઊભી રહી.

"રાઉન્ડ લેતાં પહેલાં મારે થોડો સમય જોઈશે. મારે તમારી જરૂર પડશે તો હું તમને બોલાવી લઈશ. પણ અડધા કલાક માટે મહેરબાની કરી થોડો સમય એકલો રહેવા દો, હું વિચારવા માંગુ છું." ડૉક્ટરે તેમને કહ્યું.

બંને રૂમની બહાર નીકળી ગયા. ડૉ. ચિતાલે હવે એકલા હતા. તેમણે ડૉ. શ્રીનિવાસના ચાર્ટ પર એક ઝડપથી નજર ફેરવી. તેમની નજર ખૂણામાં વાઝમાં રાખેલા તાજા ગુલાબ પર પડી. ગુલાબ તેમની નબળાઈ હતી.

"સાલ્લું," ગુસ્સામાં તેમણે શ્રીનિવાસના કેઇસના કાગળો પડ્યા હતા તે ટેબલ પર પછાડ્યા.

ડૉ. શ્રીનિવાસન ઉંમરવાન થયા હતા. તેઓ સડસઠ વરસના હતા તેમના કૅન્સર પર કેમોથેરાપી કે રેડિયો થેરાપી કોઈની અસર થતી ન હતી. આ ઉંમરે તેઓ ફેફસાંની સર્જરી પણ સહન કરી શકે તેમ ન હતા. ફેફસાંનું પ્રત્યારોપણ ભારતમાં નહીં પણ વિશ્વમાં ક્યાંય પણ સફળ થયું ન હતું.

ડૉ. ચિતાલેએ તેમની જાતને કહ્યું, 'તેમને મરવું પડશે. હું તેમાં કાંઈ મદદરૂપ થઈ શકું નહી.' એ ન્યાયધીશે આપેલી મૃત્યુદંડની સજા જેવું હતું. એક રીતે કહીએ તો તે પ્રકૃતિએ લીધેલો નિર્ણય હતો. ડૉ. ચિતાલે તે બદલી શકે નહીં.

બ્રિગેડીયર ખન્ના જાણે તેમની સામે જ ઊભા હોય તેમ અચાનક તેમના શબ્દો તેમને સ્પષ્ટ અને મોટા સંભળાયા:"પણ તેમણે મરવું ન જોઈએ. તેમણે જીવવું જોઈએ. તમારે તેમને જીવતા રાખવાના છે."

ગઈ કાલે ઉચ્ચ કક્ષાની મીટિંગ હતી. ડૉ. ચિતાલેએ અલબત્ત તેને બહુ મહત્ત્વ આપ્યું ન હતું. કારણ કે તેમાં બ્રિગેડીયર ખન્ના અને તેમના સિવાય કોઈ મેડિકલ ક્ષેત્રનું ન હતું તેમાંના મોટા ભાગના રાજકારણ, મિલિટરી અને વિજ્ઞાનના બીજા ક્ષેત્રની મહાન હસ્તીઓ હતી.

વિજ્ઞાનિકો એવા મંતવ્યના હતા કે ડૉ.શ્રીનિવાસ એ આલ્બર્ટ આઈન્સ્ટાઈન કરતાં પણ મહાન પુરવાર થાય તેવા છે ભૌતિકશાસ્ત્રના ક્ષેત્રમાં જો ન્યૂટન અને આઈન્સ્ટાઇનને બે શિખરો તરીકે ગણીએ તો ડૉ. શ્રીનિવાસ ત્રીજા શિખર જેવા હતા આઈન્સ્ટાઇને સાપેક્ષવાદનો સિદ્ધાંત આપ્યો અને કહ્યું કે પદાર્થ અને શક્તિ અભિન્ન છે. આ સિદ્ધાંતને આધારે જ માણસે અણુશક્તિનો વિકાસ કર્યો. તેમની જિંદગીના અંત સુધી આઈન્સ્ટાઇન એક બીજો સિદ્ધાંત પ્રતિપાદિત કરવા મથતા હતા. જે સિદ્ધાંત હતો-યુનિફાઇડ થીયરીનો. આ સિદ્ધાંત દ્વારા તેઓ એવું પુરવાર કરવા માંગતા હતા કે વિદ્યુતશક્તિ, ચુંબકશક્તિ અને ગુરુત્વાકર્ષણ શક્તિ એ બધા એક જ પરમશક્તિના આવિર્ભાવો છે. જો તે એક વાર પુરવાર થઈ જાય તો ગુરુત્વબળને દૂર કરવાના પ્રયોગો કરી શકાય. એથી વિરુદ્ધ માણસ તે વખતે સમાંતર અને વિરુદ્ધ વીજ ચુંબકીય શક્તિને આધારે એક પ્રતિ ગુરુત્વબળ ઊભું કરી શકે. જો આમ થાય તો બ્રહ્માંડમાં ગમે. ત્યાં વસ્તુઓ મોકલવામાં આ ગુરુત્વબળનો જે સામનો કરવો પડે છે તે નિવારી શકયા. બીજા શબ્દોમાં કહીએ તો આથી દશેય દિશાઓમાં માણસના રસ્તાઓ ખુલી જાય. દુર્ભાગ્યે આ સંશોધન ચાલું હતું ત્યા જ તેઓનું મૃત્યુ થયું અને તેમનું કાર્ય અધૂરું રહ્યું કારણકે તેમના પછી એ સંશોધન કરી શકે તેવી કક્ષાનું કોઈ ન હતું. કેટલાંક ભૌતિકશાસ્ત્રીઓ અને ગણિતશાસ્ત્રીઓએ તે માટે પ્રયત્નો કૃર્યા પણ પછી તેમના ગજા બહારની વાત લાગવાથી છોડી દીધું.

આઈન્સ્ટાઇનનું અધૂરું કામ ડૉ. શ્રીનિવાસે ઉપાડી લીધું અને તેમની દિશા સાચી હતી. એક ઊગતા વૈજ્ઞાનિક તરીકે તેમણે જે પેપર પ્રકાશિત ક્ર્યું તેમણે આશા જન્માવી હતી અને ભારત સરકારે પણ તેની નોંધ લીધી હતી. તે દિવસથી શ્રીનિવાસની સુરક્ષા માટે વડાપ્રધાન અને રાષ્ટ્રપતિ જેટલી કાળજી લેવાતી તેમની આગળની શોધ ગુપ્ત રહે તે માટે પૂરતી સાવચેતી રખાતી ત્યારથી ડૉ. શ્રીનિવાસન એક અતિ વી. આઈ. પી. બની ગયા હતા.

અને આ જ કારણથી તેમની મરણાસનની માંદગી વિશે અને તેમને ઓલ ઈન્ડિયા ઈન્સ્ટિટ્યુટ ઑફ મેટિકલ સાયંસીઝમાં દાખલ કરાયા તે વાતને ગુપ્ત રખાઇ હતી.

આ કારણથી જ એક નાનકડા આશ્ચર્ય વચ્ચે તે દિવસની મીટિંગમાં સંમતિ સધાઈ હતી કે આવી પ્રતિભાશાળી વ્યક્તિ સદીઓમાં એકાદ જન્મે છે. આવી તેજસ્વી વ્યક્તિ માટે માનવજાતે યુગોની રાહ જોવી પડે, આપણે અત્યંત ભાગ્યશાળી છીએ કે તેઓ આપણા દેશમાં જનમ્યા. તેમને કોઈ પણ હિસાબે જીવતા રાખવા જોઈએ.

માત્ર ડૉ. ચિતાલે અને કદાચ બ્રિગેડીયર ખન્ના જાણતા હતા કે કૅન્સરના દરદીને બચાવવા તે અશક્ય હતું અને તે પણ ફેફસાં જેવા અગત્યના અંગના કૅન્સરમાંથી. પણ તેમને માતે ડૉ. શ્રીનિવાસનની જિંદગી બચાવવાની વિકટ કામગીરી સોંપાઈ હતી. બ્રિગેડીયર ખન્નાને ખબર હતી કે આ તો કશાક ચમત્કારની આશા રાખવા જેવું કહેવાય અને જ્યારે આ કામગીરી ડૉ. ચિતાલેને સોંપાઈ છે ત્યારે તેમના ઉપરીઓને ખુશ રાખવા સમૂહગાનમાં ડૉ. શ્રીનિવાસની જિંદગી બચાવવી તેવો સૂર પૂરાવી રહ્યા હતા.

અને આથી ડૉ. ચિતાલે ખરેખર જ વિચિત્ર પરિસ્થિતિમાં મુકાઈ ગયા હતા. ''આપણા ખૂબ પ્રયત્ન કરી રહ્યા છીએ કે નાની ખામી પણ ન રહી જાય'' કોઈ રીતે બંધાયા વગરનો જવાબ આપતા તેમણે કહેલું.

જોકે તેઓ પોતાથી પણ ખુશ ન હતા.



થોડીવાર પછી ડૉ. ચિતાલે ઊભા થઈ ડૉ. શ્રીનિવાસની ખબર કાઢવા ગયા. કેન્સરના દરદીઓની એક ખાસિયત હોય છે કે કૅન્સરના દરદીઓની એક ખાસિયત હોય છે કે કૅન્સર અંતિમ તબક્કે જ્યાં સુધી ન પહોંચી ગયું હોય ત્યાં સુધી શરીરમાં તેની કોઈ તકલીફ વર્તાતી નથી. તેઓ હસીખુશીથી આપણી સાથે વાતો કરી શકો છે. ડૉ. શ્રીનિવાસન પણ સારા અને ખુશમિજાજ દેખાતા હતા. તેઓ અતિ વી.આઈ.પી. હોવાને લીધે જ તેમને ઈન્ટેન્સીવ કેર યુનિટમાં રાખવામાં આવ્યા હતા અને તેમને વધારેમાં વધારે આરામની સલાહ આપી હતી.

ડૉ. શ્રીનિવાસ મૂળ ખબ જ નિખાલસ, સાદા અને નર્મ વિનોદ-વૃત્તિ ધરાવનાર માણસ હતા. ડૉ. ચિતાલે આને મોટી અસકામત ગણતા કારણ કે જ્યારે માણસને ખબર પડે કે તેની માંદગી અસાધ્ય છે ત્યારે તે માનસિક રીતે ભાંગી પડે છે. આની બદલે જો માણસ જીવનને ચાહતો હોય તો તે જલદી સાજો થઈ જાય છે સિવાય કે તેનો રોગ પ્રાણઘાતક હોય.



ડૉ. શ્રીનિવાસન તેમની પથારીમાં સૂતા હતા. આગળના વાળ ખરી જવાને લીથે તેમનું મોટું કપાળ વધું મોટું લાગતું હતું. તેમાં હીમશ્વેત વાળના ગુચ્છાઓ તેમની ઉંમરને શોભતા હતા. તેમણે તેમની દાઢી વધારી હતી જે પણ સફેદ હતી. તેમનો ચેહરો થાકની ચાડી ખાતો હતો. પણ તેમના સ્વભાવની જન્મજાત ટીખળ.

જ્યારે ડૉ. ચિતાલે રૂમમાં દાખલ થયા ડૉ. શ્રીનિવાસે તેમને હસીને આવકાર્ય અને કહ્યું, ''આવો ડૉક્ટર આવો તમે પણ થોડા થાકેલા જણાવ છો. મારા જેવા દરદીએ ડૉક્ટર માટે માથાના દુ:ખાવા જેવો કહેવાય અને ડૉક્ટરોએ હંમેશાં તે ટાળવું જોઈએ. કેમ બરોબર છે ને?'' ડૉ. ચિતાલે હસ્યા. પહેલી જ વાર તેમને લાગ્યું કે તેઓ ટેન્શન મુક્ત થયા છે. ડૉ. શ્રીનિવાસનની હળવી નમ્ર ટકોરે યુક્તિ કરી/અસર કરી.

''શું તો તમે મને કેટલો સમય આપવા માંગો છો? હું કાંઈ એવો હઠીલો ભાડૂત નથી કે વધારે એક્સ્ટેન્શન (મુદત) માગ્યા જ કરું.''

''તમને મુદત આપનારો હું કોણ ? તમે ઘણું જીવો અમે બધા એવું ઇચ્છીએ છીએ પણ અહીં આવી સ્થિતિમાં નહીં. ખરેખર તો હું તમને એ કહેવા આવ્યો છું કે તમે વહેલામાં વહેલી તકે આ હૉસ્પિટલ ખાલી કરો. તમને જે પરિસ્થિતિમાં અહીં દાખલ કરવામાં આવ્યા હતા તે સ્થિતિમાં તમે હૉસ્પિટલમાં છોડો તેમ હું નથી ઈચ્છતો. તમે એકદમ સાજા નરવા અહીંથી બહાર નીકળો.

''હા, ચોક્કસ મારે જેવું પડશે. ઘણું બધું કામ બાકી પડ્યું છે. અને અહીં હું આવી પરિસ્થિતિમાં પૂરાઈને રહ્યો છું.''

ડૉ. શ્રી નિવાસ પ્રેમિકાથી બળજબરીથી વિખૂડા પડેલા પ્રેમી જેવા લાગતા હતા તેઓ તેને સંશોધનમાં ખૂબ જ નિમગ્ન હતા.

''ડૉ. શ્રીનિવાસ આ બધાનું કારણ તમારું ધૂમ્રપાન છે. તમારું વધારે પડતું ધૂમ્રપાન.'' ડૉ. ચિતાલે ફરિયાદ કરતા કહ્યું.

ડૉ. ચિતાલેને ડૉ. શ્રીનિવાસની સરળતા ગમવા લાગી હતી. જ્યારે તે સામાન્ય વાતચીત કરતા હોય ત્યારે તે એક આંતરરાષ્ટ્રીય ખ્યાતિ ધરાવતા વૈજ્ઞાનિક છે તેવી સભાનતા ન દેખાતી. તેમનું વર્તન સરળ અને ખેલદીલ હતું. કૅન્સરને લીધે ફેફસાંમાં શૂળ જેવી પીડા થતી હોય ત્યારે પણ તેઓ ક્યારેક પૂછતા,''હવે ગવાસ્કર વિશે તમે શું માનો છો? આ વખતે તે સદી ફટકારશે નહીં? ચાલો લાગી જાય શરત! અને જો હું હારી જાઉં, ઓહ! જોકે હુ હારી જાઉં તે પહેલાં મરી પણ જાઉં. માટે તમારા વિશે વિચારો અને પછી શરત લગાવો.'' ડૉ. ચિતાલેએ તેમની આંખમાં માનભરી નજરે કહ્યું.' તમે કહ્યું કે વ્યગ્ર લાગું છું તમે કહ્યું ને? હું પહેલાં વ્યગ્ર હતો. તમે જાણો છે તમને બધા આઈન્સ્ટાઇન બીજા કહે છે.'

હું, એ તો કાંઈ નથી. યુનિપાઈટ થીયરી પરનું મારું કામ પૂરું થવા દો. લોકો આઇન્સ્ટાઇનને શ્રીનિવાસન પહેલા તરીકે ઓળખશે.

શ્રીનિવાસનની આ કોમેન્ટ પાછળ પોતાની બૌદ્ધિકક્ષમતા ઉપરનો તેમનો વિશ્વાસ ઝલકતો હતો. જો એક વ્યક્તિ પોતાની જિંદગીનાં વરસો બીજાને આપી શકતો હોય તો એ જ ક્ષણે ચિતાલેએ તેમ કર્યું હોત.

પણ એ તો શક્ય જ ન હતું.

"તમને મરવું પડશે. હું તેમાં કોઈ મદદ નહીં કરી શકું."

ડૉ. ચિતાલેએ જાતને કહ્યું. તેમણે તેમની બીકને વાચા ન આપી પણ તેઓ ખૂબ દુ:ખી થઈ ગયા.

નર્સ અને એટેન્ડન્ટને જરૂરી સૂચના આપી તેઓ તેમની કેબિનમાં ચાલ્યા ગયા.

તેમને થયું કે ડૉ. શ્રીનિવાસનું અકાળ મૃત્યુ એ તેમની જ હાર છે. તમને એ પણ બરોબર ખબર હતી કે જો શ્રીનિવાસન મૃત્યુ પામે તો તેમાં તેમની કોઈ જવાબદારી ન હતી. મૃત્યુ અનિવાર્ય છે માણસો સભાન છે. જડ મિલિટરી ઑફિસરોને પણ આ વાતની ખબર છે. તે વિશે જાણતા હતા કે તેઓ ઘમી બધી પ્રતિકૂળતાઓ સાથે હારવા માટે જ લડતા હતા. પણ ડૉ. શ્રીનિવાસ લાંબું જીવે તેમ તેઓ અંતરથી ઈચ્છતા હતા.



બીજે દિવસે સવારે ડૉ. ચિતાલેએ ડૉ. શ્રીનિવાસને આનંદથી આવકાર્યા.:"ગુડ મોર્નિંગ આઇસ્ટાઇન દ્વિતીય."

"ગુડ મોર્નિંગ."

તેમણે દરદીની પથારી પાસે ખુરખી ખેંચી અને વાતો કરવા બેઠા. તેમણે ડૉ. શ્રીનિવાસન સાથે ગંભીર ચર્ચા કરવાનો વિચાર કર્યો હતો.

"ડૉ. શ્રીનિવાસન મારા બાળપણમાં મેં ઘણાં બધાં કીર્તનો સાંભળ્યાં છે તે બધી ધાર્મિક સભાઓમાં બ્રહ્મન્ (સત્ય) અને માયાના વારંવાર ઉલ્લેખો આવે છે. અસ્તિત્વના તત્ત્વસાર રૂપ કહેવું હોય તો તે છે આત્મા અને શરીર."

"ઓહ ભગવાન! તમે શું મને અધ્યાત્મ પ્રવચન આપવા આવ્યા છો? એવું લાગે છે કે મારો બહુ નજીક આવી રહ્યો છે. મેં સાંભળ્યું છે કે મૃત્યુદંડની સજા પામેલા ગુનેગારોને ગીતાના શ્લોકો સંભળાવવામાં આવે છે. આ શું તેના જેવું છે?"

"ના... ના... ડૉ. શ્રીનિવાસન મારા અંગે ગેરસમજૂતી નહીં કરો. હું તમને અમર બનવવા માંગુ છું. આપણી પરંપરા સાત અમરની વાત કરે છે મને થયું કે એમાં એકનો ઉમેરો થાય કેમ બરોબર ને?"

"અચ્છા... અચ્છા... તમે કીર્તન વિશે કહેતા હતા."

"કીર્તનકાર ભાવિકોને પૂછતા:જ્યારે તમે કહો છો કે મારો હાથ, મારા પગ, મારું હૃદય ત્યારે તમે શું કહેવા માંગો છો? જ્યારે તમે કહો છો મારો હાથ તેનો અર્થ એ કે તમે તમારા હાથ કરતાં જુદા છો અને ત્યાં તમે સાચા છો કારણ કે જ્યારે તમારો હાથ નાશ પામે છે ત્યારે તમે નાશ પામતા નથી. આ પ્રથમ

પુરુષ એકવચન કોણ છે. જ્યારે તમે કહો છો. મારું મસ્તિષ્ક, મારા કાન, મારી આંખ? એક મિનિટ પછી કીર્તનકાર તેની જાતે જ કહેશેઃ તે આત્મા છે - દિવ્ય વૈશ્વિક આત્માનો એક અંશ."

"ડૉ. ચિતાલે તમે જે બધું કહી રહ્યા છો તેમાં ખરેખર તમે માનો છો? આપણે બંને વૈજ્ઞાનિકો છીએ અને વૈજ્ઞાનિકોએ આત્માના અસ્તિત્વને સ્વીકાર્યું નથી."

"હા, બેશક મેં હજી મારી વાત પૂરી કરી નથી. પહેલાં મારે જે કહેવું છે તે પૂરું કરવા દો. હું કીર્તનકારનો તો માત્ર દાખલો જ આપતો હતો. તેના દ્વારા હું જે વાત કરવા માંગતો હતો તે વાત સાવ જુદી જ હતી."

"ઓકે, વાત પૂરી કરો...."

"જો કીર્તનકારના ઉપદેશમાં આત્માને બદલે મગજ શબ્દ મૂકી દઈએ તો?"

"તમે શું પૂરવાર કરવા માંગો છો ડૉક્ટર?"

ત્યાર પછી ડૉ. ચિતાલેના મનમાં જે કાંઈ હતું તે ડૉ. શ્રીનિવાસનને કહેવા લાગ્યા. આ રોમાંચક વિચાર ગઈ રાત્રે તેઓ પથારીમાં સૂતા હતા ત્યારે આવ્યો હતો. જેમ જેમ તેઓ તેના વિષે વિચાર કરવા લાગ્યા તેમ તેમ તે વધુને વધુ શક્ય અને અમલમાં મૂકી શકાય તેવો લાગ્યો... અત્યાર સુધીમાં તેને કોઈ પ્રયોગથી પુરવાર નહતો કરાયો તેટલું જ બાકી હતું. કદાચ ડૉ. શ્રીનિવાસન જેવા પાયાના વૈજ્ઞાનિક એવા જ એક આશ્ચર્યકારક સિદ્ધાંતની પરિકલ્પના આપવા માટે ભાગીદાર બનવા નિમિત્ત હતા. મેડિસીનના ક્ષેત્રે આ ક્રાંતિકારી પ્રયોગમાં તેઓ ગીનીપીંગ (અખતરા માટેનું પાણી) બનવાના હતા પણ તે માટે તેમની પૂર્વમંજૂરી અત્યંત જરૂરી હતી જો પ્રયોગ સફળ જાય તો ડૉ. શ્રીનિવાસ સાચા અર્થમાં બચી જાય. તેઓ જીવી શકે અને પ્રકૃતિના રહસ્યને ઉદ્‌ઘાટિત કરવાનું તેમનું ધ્યેય પૂરું કરી શકે. તેઓ આઇન્સ્ટાઇનને શ્રીનિવાસ પહેલો પુરવાર કરશે.

ડૉ. ચિતાલેએ કહ્યું, "ડૉ. શ્રીનિવાસ આપણે બન્ને પદાર્થ વૈજ્ઞાનિકો છીએ. મેં આધ્યાત્મિક દલીલથી મારી વાત એટલા માટે શરૂ કરી કારણ કે હું મારા વિચારને સ્પષ્ટ રીતે રજૂ કરવા માંગતો હતો. વધારે સ્પષ્ટ કરું તો આપણે જેને 'માણસ' કહીએ છીએ તે 'આત્મા' નથી. માણસ એ મગજ જ છે જ્યાં સુધી અડધા કિલોનો આ કથ્થાઈ પદાર્થ ખોપરીમાં ધબક્યા કરી તેનું કામ બરોબર કરતો રહે છે ત્યાં સુધી આપણે જીવતા છીએ. જ્યારે તે કામ કરતું બંધ થાય છે. આપણે મૃત્યુ પામીએ છીએ. આપણા શરીરના બધાં અંગો તેના માટે જ કામ કરતા હોય છે. આથી કેટલીક હદ સુધી મગજ બદલાવી કે ફેરવી શકાય છે. એક 'એ' નામની વ્યક્તિમાં 'બી' નું હૃદય, 'સી' ની આંખ અને 'ડી' નું મૂત્રપિંડ મૂકવામાં આવે તો તે વ્યક્તિ 'એબીસીડી' બની જતી નથી. 'એ' 'એ' જ રહે છે. બીજાં બધાં અંગો મગજના

સેવક જેવા છે જે માત્ર મગજનો હુકમ બજાવે છે.'' ડૉ. ચિતાલે થંભ્યા. તેમના મગજનો મહદંશે બોજો હળવો થઈ ગયો હોય તેવું તેમને લાગ્યું.

''અચ્છા, અચ્છા, તમારે વધારે સમજાવવાની જરૂર નથી. મેડિસીન એ મારું ક્ષેત્ર નથી. પણ તમે શું કહેવા માગો છો તે હું સમજી શકું છું'' ડૉ. શ્રીનિવાસને ઠંડો પ્રતિભાવ આપ્યો. ડૉ. ચિતાલે જે દિશામાં વિચારી રહ્યા હતા તે દિશામા તેમણે ક્યારનુંય વિચારી રાખ્યું હોય.

''એવું નથી ડૉ. શ્રીનિવાસન.'' વિચારને પકડવાની તમારી શક્તિમાં મને કોઈ શંકા નથી. - અમસ્તુ સૂચન કરવું પણ તમારું અપમાન કહેવાય. હું એ કહેવા નહોતો માંગતો ખરેખર તો હું તમારી સાથે હજી વધુ ચર્ચા કરવા માંગુ છું.''

''કરો ડૉક્ટર'' ડૉ. શ્રીનિવાસને નિર્દોશ સ્મિત સાથે કહ્યું. ડૉ. શ્રીનિવાસન તમારું એક ફેફસું કામ નથી કરતું, અમે તેને સાજું કરી શકીએ કે બદલાવી શકીએ તેમ નથી. તમારી કાર્યક્ષમતા એક જ અંગ પર નિર્ભર હોય તેવું જરૂરી નથી. તમે જે છો તે તમારું મગજ છે. તમારું કૅન્સરગ્રસ્ત ફેફસું આખા શરીરનો ભોગ લેશે. તમારા શરીરને હું તેને નહીં બચાવી શકું પણ હું તમારું મગજ બચાવી શકું અને તમે આ જગત પર મગજ રૂપે અસ્તિત્વ ધરાવશો.

''આ પ્રકારનું મારું અસ્તિત્વ મને કે જગતને કેવી રીતે ઉપકારક નીવડશે ?'' ડૉ. શ્રીનિવાસને પૂછયું.

મેં એ વિશે વિચાર્યું છે. તમે પ્રાયોગિક વૈજ્ઞાનિક નથી. જે લોકો પ્રયોગો આધારિત સંશોધન કરતા હોય તેમણે તેમના હાથપગ અને અંગોનો ઉપયોગ કરવો પડે. તમારું આખું સંશોધન એ અમૂર્ત ગણનાઓ અને પાયાના ચિંતન પર આધારિત છે ખરું ને? અને તે સંશોધનમાં તમે બીજા વૈજ્ઞાનિકોએ કરેલી ગણનાઓ અને સિદ્ધાંતોને પણ ધ્યાનમાં લેતા હોય છે જોકે તેને પણ ધ્યાનમાં રાખવામાં આવ્યું છે. મેં દિલ્લી આઈ.આઈ.ટી.ના ઇલેક્ટ્રૉનિક્સ શાખાના ડૉ. ભટ્ટનાગર સાથે આ બાબત અંગે વિચારણા કરી છે.

પ્રકાશનાં કિરણો આપણી આંખને સંવેદિત કરે છે અને જે કાંઇ દશ્યમાન છે તે મગજને વિદ્યુત તરંત રૂપે પહોંચે છે. આંખથી મગજ સુધી આ સંદેશાઓ કઈ રીતે લઈ જવાય છે તે વિશે તેમણે ખૂબ કાર્ય કર્યું છે. તેઓ માને છે કે ઇલેક્ટ્રૉનિક ઉપકરણો મારફતે મગજ સુધી વિદ્યુત તરંગો/સંવેદનાઓ કૃત્રિમ રીતે પહોંચાડી શકાય છે. ટૂંકમાં કહું તો તમે આંશિક રીતે તમારી દૃષ્ટિને બચાવી શકશો. અને તમારું મગજ જીવતું હશે તેથી તમારી વિચાર પ્રક્રિયા પણ અટક્યા વગર ચાલતી રહેશે. તમારે વધારે શું જોઈએ ?

ડૉ. શ્રીનિવાસન થોડીવાર ચૂપ રહ્યા અને પછી કહ્યું. ''ના ના ડૉ. ચિતાલે તમે મને એક લોહિયાળ ચિત્ર દેખાડી રહ્યા છો. તમે મને શું સમજો છો? એક

કૉમ્પ્યુટર. તમે ઇનપુટ માટે વ્યવસ્થા કરો છો. પ્રોસેસિંગ યુનિટને જીવતું રાખો છો. એટલા માટે તમને અસ્ખલિત રીતે પરિણામ મળ્યા કરે. ના, મને આ પસંદ નથી. હું એક સામાન્ય માણસ છું, હું એક સંત નથી કે જેને આ જગતમાં હર્ષ અને શોકની અસર ન થાય."

"એક મિનિટ થોભ. તો તમારે આનંદનો અનુભવ કરવો છે? તમારે દુઃખ અનુભવવું છે. તમારી અત્યારની આવી પરિસ્થિતિમાં પણ અમે તમને સુખની અનુભૂતિ કરાવી શકીએ તે માટે તમારા શરીરની જરૂર નથી. અમે જાણીએ છીએ કે મગજમાં એવાં કેટલાંક કેન્દ્રો છે જ્યાં ઇલેક્ટ્રોડ જોડી શકાય અને બાહ્ય ઉત્તેજનાથી તમને અદ્ભુત આનંદ મળી શકે. અમે તમારા માટે તે ગોઠવણ કરીશું."

"હા તો તમે તમારા આનંદને પણ નિયંત્રિત કરશો. સ્કૂલમાં જતાં બાળકોને જેમ દરેક વિષય માટે જુદા જુદા પિરિયડ ફાળવેલા હોય છે તેમ તમે મને સુખના સમયગાળા ફાળવશો. જ્યારે સમય થશે ત્યારે તમે કહેશો '-આવો ડૉ. શ્રીનિવાસન ત્રણ થયા છે. આ સમય તમારે સુખનો અનુભવ કરવાનો સમય છે. કેમ બરોબર ને?

લાંબી ચર્ચા પછી પણ ડૉ. ચિતાલે તેમનો વિચાર ડૉ. શ્રીનિવાસનને ગળે ઉતારી ન શક્યા.

છેલ્લે જ્યરે તોએ જવા ઊભા થયા ત્યારે કહ્યું, "ડૉ. શ્રીનિવાસ, અમે તમને તમારી ઇચ્છા વિરુદ્ધ કશુંય સ્વીકારવા મજબૂર નથી કરતાં, હું જોકે એક સૂચન કરીશ કે તમે આ વિશે ફરી વિચાર કરી જશો. શરીર અને મગજ બંને ગુમાવવા કરતાં મગજને જીવતું રાખવું વધારે સારું છે."

"ડૉ. ચિતાલે, તમે મારા સ્થાને તમારી જાતે મૂકી પછી મને કહો કે આવી દરખાસ્તોને તમે સ્વીકાર કરો ?"

"હા મેં કરી હોત," ડૉ. ચિતાલેએ જવાબ આપ્યો.

"તમારા શબ્દોમાં પ્રતીતિનો અભાવ છે, ડૉ. ચિતાલે."



તે દિવસ બપોરની રોજીંદી મીટીંગમાં ઉચ્ચ કક્ષાની સમિતિમાં તેમનો આ વિચાર મૂક્યો અને સભ્યોને કહ્યું કે ડૉ. શ્રીનિવાસને આ દરખાસ્ત સ્વીકારવાનો ઇન્કાર કર્યો છે.

બ્રિગેડીયર ખન્નાએ ડૉ. ચિતાલેને અભિનંદન આપ્યા અને કહ્યું, "ડૉ. શ્રીનિવાસન આને મુશ્કેલ બનાવી રહ્યા છે. તેમણે એ સમજવું જોઈએ કે માત્ર આપણો દેશ નહીં પણ વિશ્વ સમસ્તને તેમના સંશોધનની કેટલી જરૂર છે. અને તેમની પરિસ્થિતિ જોતા આ સિવાય બીજો વધારે સારો કોઈ રસ્તો પણ નથી.

ડૉ. ચિતાલે, આપણે એ કેવી રીતે જાણી શકીશું કે ડૉ. શ્રીનિવાસને તેમનું સંશોધન પૂરું કરી દીધું છે. તે આપણી સાથે વાતચીત કરી શકે તેવું શક્ય બનશે?"

"બેશક! જો તે શક્ય ન હોત તો આખો પ્રયોગ નકામો નિષ્ફળ પુરવાર થાત. આપણી સાથે તેઓ વાત કરી શકે તેવું પણ ગોઠવી શકાશે."

"કેવી રીતે ?"

"મગજમાં ભાષાનું કેન્દ્ર ક્યાં આવેલું છે તે ચોક્કસ સ્થાન આપણે જાણીએ છીએ. માણસ કેવી રીતે બોલે છે? સ્વરપેટીનાં ચોક્કસ કંપનો કેટલાક અવાજો ઉત્પન્ન કરે છે કે જે ભાષા છે. આ શબ્દો મગજમાં રજિસ્ટર થાય છે અને ભાષાના કેન્દ્ર દ્વારા વ્યક્ત થાય છે કે જે સ્વરપેટીનાં કંપનોને નિયંત્રિત કરે છે. જો તમારે કશુંક વ્યક્ત કરવું હોય તો અવાજ પેટી સંદેશ લઈ લેશે."

"જો કોઈની વ્યક્ત કરવાની ઇચ્છા ન હોય તો? તો સ્વરપેટી કશો સંદેશો લેશે નહીં,".... ખચકાટ.... વગર ડૉ. ચિતાલે એ કહ્યું.

"એવા કિસ્સામાં તમારે તમારા પ્રયોગ માટે કશો ઝાઝો ગર્વ લેવાય તેવું નથી. તમારા બધા પ્રયત્નો નકામા જશે. આપણે ડૉ. શ્રીનિવાસનના મગજને બધી જરૂરી માહિતી આપીએ. તેઓ તેમનું સંશોધન મગજમાં જ પુરું કરશે.તેમનું મગજ યુનિફાઇડ થિયરી શોધી કાઢશે. પણ આપણે જો તેની ઇચ્છા વિરુદ્ધ વર્તીશું તો તેઓ થિયરીને જાહેર ન પણ કરે. તેમણે આ વિચારને સ્વીકાર્યો છે કે નહીં તે પર આપણે નિર્ભર રહેવું પડશે." જનરલ કૃષ્ણમૂર્તિ વચ્ચે બોલ્યા.

શરૂઆતમાં ડૉ. ચિતાલે ડૉ. શ્રીનિવાસનને તેમની ઇચ્છા વિરુદ્ધ મગજ રૂપે જીવતા રાખવા નહતા માગતા પણ પછી તેઓ પોતાના જ આ વિચારના એટલા પ્રેમમાં પડી ગયા કે આ વાત તેમના માટે એક વળગણ થઈ ગયું. આ એક પ્રયોગિક ધોરણનો અખતરો હતો. માણસ પર આવો અખતરો કરવામાં આવ્યો ન હતો. ક્લીવલેન્ડના ડૉ. વ્હાઇટને વાંદરાના મગજને જીવંત રાખવામાં સફળતા મળી હતી. પણ માણસના મગજને જીવંત રાખવામાં નહતી મળી. જો માણસનું મગજ જીવંત રાખવામાં સફળતા મળે અને તે પણ ડૉ. શ્રીનિવાસન જેવા પ્રખર બૌદ્ધિકની તો એ બેવડી સફળતા ગણાશે. જગતને તેની યુનિફાઇડ થિયરી મળશે અને બીજું વિકસતા વૈજ્ઞાનિક જગતમાં ડૉ. ચિતાલેનું નામ અમર થઇ જશે આ સિદ્ધિ બદલ કદાચ તેમને નોબેલ પ્રાઈઝ પણ મળે. ડૉ. શ્રીનિવાસન પર આ પ્રયોગ કરવો હવે તેમના માટે અત્યંત જરૂરી અને તેમના ફાયદા માટે હતો.

જેવો આ વિચાર તેમના મગજમાં જબક્યો, ડૉ. ચિતાલેની આંખ એક વિચિત્ર ક્રૂરતાથી ચમકી ઊઠી, "તમે સાચા નથી જનરલ! માણસના વિચાર તે તેમની અંગત અસકામત/મિલક્ત નથી કે જેવું બધા માને છે. એ વાતને બાજુ પર રાખીએ તો માણસ તેની સમાન સ્થિતિમાં જે નથી પ્રગટ કરતો તે હિપ્ટોનોટિક તંદ્રામાં બોલી

નાખે છે.'' ડૉ. ચિતાલેએ દલીલ કરી.

''પણ જો ડૉ. શ્રીનિવાસન સહકાર આપવામાં ઇન્કાર કરે તો આપણે તેમને કેવી રીતે હિપ્નોટાઇઝ કરી શકીએ. હિપ્નોટીજમમાં આખું માનવશરીર જોઈએ.''

''ના તેના માટે પણ માત્ર મગજની જ જરૂર પડે મગજને હિપ્નોટિક તંદ્રામાં નાખી દેવા માટે આપણી પાસે દવાઓ છે. અમસ્થા આપણે તે દવાઓનો ઉપયોગ ન કરી શક્તા કારણ કે ગરદનની લોહીની શીખા તે દવાને મગજ સુધી પહોંચવા નથી દેતી. પણ ડૉ. શ્રીનિવાસનના કિસ્સામાં આપણે તે સીમાને ભેદી દઈશું કે જેથી દવા સારી રીતે મગજમાં પહોંચી શકે અલબત...અને અલબત?''

ડૉ. ચિતાલેની આંખની અમાનવીય ચમક હવે સ્પષ્ટ બની હતી. મગજમાં આનંદ અને પીડાના અનુભવ માટે બે કેન્દ્રો હોય છે. પીડાના અનુભવની બીકથી આપણે તેમને બોલતા કરી શકીએ. ગુનેગારો પાસેથી કબૂલાત કરાવવા પોલીસ આ રીતે અખત્યાર કરતી હોય છે.''

''આ રીત દરેક માણસો માટે એટલી સફળ નથી પુરવાર થઈ. કેટલાક કેદીઓ ખાસ કરીને રાજકીય કેદીઓ આનો સામનો સફળતાપૂર્વક કરે છે. આઝાદી પૂર્વેના કાળના એવા કિસ્સાઓ છે કે જ્યારે આ પ્રકારની રીત અજમાવી બ્રિટિશ ઑફિસરો કશુંક કઢાવવા માંગતા હોય પણ કશું જ કઢાવી ન શક્યા હોય. નક્સલાઇટોએ પણ આ થીયરીને ખોટી પાડી છે.''

ડૉ. ચિતાલેએ મિલિટરી અને રાજકારણી નેતાઓ પાસેથી વિરોધીની અપેક્ષા નહોતી રાખી તેથી તેઓ થોડા અચકાયા અને તેના વિશે પુનર્વિચાર કરી જોયો, ''અલબત હું ડૉ. શ્રીનિવાસનને ફરી મળીશ અને મનાવા પ્રયત્ન કરીશ. પણ જો તેઓ સહકાર આપવાનો ઇન્કાર કરે તો મારો પ્રયોગ આગળ ધપાવવા તમારી મંજૂરીની જરૂર પડશે. મારા પ્રયોગ માટે અને મંજૂરી આપવામાં ભાગ્યે જ તમને કોઈ વાંધો હોઈ શકે કે જ્યારે તમે પોતે જ તેઓ જીવતા રહે તે માટે મારી મદદ માંગો છો. જો મને આ પ્રયોગ માટે સ્વતંત્રતા આપવામાં તમને કાંઈ અચકાટ હોય તો તમે અશક્ય વસ્તુ મેળવવા માટે મને ફરજ પાડી શકો નહીં. દેખીતી રીતે જ એ તર્કબદ્ધ નથી.'' ડૉ. ચિતાલેએ મક્કમ અવાજમાં પૂરું કર્યું.

અહીં મીટિંગ પૂરી થઈ.



જ્યારથી ડૉ. શ્રીનિવાસનના મગજને સાચવી રાખવાનો વિચાર આવ્યો હતો ત્યારથી ડૉ. ચિતાલેને તે વાતનો જાણે વળગાડ લાગ્યો હતો. તેમના પ્રયોગ માટે રાજી કરવા અને બીજું જો શ્રીનિવાસન તૈયાર ન થાય તો આ પ્રયોગ માટે વડાપ્રધાનની મંજૂરી

લેવી. તરત જ આ વાત વડાપ્રધાનના કાને પહોંચી.

ડૉ. ચિતાલેએ વડાપ્રધાનને ખાતરી આપી કે જો તેનું સંશોધન પૂરું થયા પછી સ્વૈચ્છિક રીતે જો ડૉ. શ્રીનિવાસન તેની માહિતી ન આપે તો તેમના વિચારો અને સંશોધન, ઇલેક્ટ્રૉનિક ઉપરકરણની મદદથી તેમની સ્મૃતિમાંથી ઉલેક્ટ્રિકલ તરંગ રૂપે કાઢી લેવામાં આવશે જેની નોંધણી કાગળ પર થશે. આ ખાતરીથી ડૉ. ચિતાલને વડા પ્રધાનની મંજૂરૂ તો મળી પણ તેઓ ડૉ. શ્રીનિવાસનને આ દરખાસ્ત માટે રાજી ન કરાવી શક્યા.



એ ઐતિહાસિક સર્જરી કરવાનો દિવસ આવી પહોંચ્યો. સફળતાપૂર્વક ડૉ. શ્રીનિવાસનનું મગજ કાઢી લેવામાં આવ્યું. મગજને તાજું લોહી પૂરું પાડવા તે જ ગ્રૂપના લોહીની કૃત્રિમ નળીઓ વડે તેમને જોડવામાં આવ્યું. અશુદ્ધ લોહીને બહાર કાઢવા પંપની વ્યવસ્થા કરવામાં આવી. લોહી મારફતે તેમને તાજો ખોરાક અને હવા પૂરા પાડવામાં આવતા તેમના મગજની સ્મૃતિ બૅન્કમાં તથા સંવેદનના બીજાં કેન્દ્રમાં આનંદના અનુભવ માટે ખાસ ઇલેકટ્રોક બેસાડવામા આવ્યા હતા. તેમના મગજના ભાગમાં કેન્દ્રને કૃત્રિમ સ્વરપેટી સાથે જોડવામાં આવ્યું હતું. મનુષ્યનું મગજ ખોપરીમાં જે પ્રવાહીમાં તરતું રહે છે તે પ્રવાહીમાં ડૉ. શ્રીનિવાસનના મગજને તરતું રાખવામાં આવ્યું હતું. એક ગોળાકાર કાચના ઘુમ્મટમાં તેને જંતુરહિત સ્થિતિમાં રાખવામાં આવ્યું હતું. ઉષ્ણતામાનનું પણ નિયંત્રણ રાખવામાં આવ્યું હતું. ડૉ. શ્રીનિવાસન મગજ રૂપે જીવતા હતા.

"ડૉ. ચિતાલે અંતે તમને છેલ્લું હાસ્ય મળ્યું," ડૉ. શ્રીનિવાસનના મગજે કૃત્રિમ સ્વરપેટીમાંથી કહ્યું.

ડૉ. ચિતાલે જાણે સાતમાં સ્વર્ગમાં પહોંચી ગયા. તેમણે કહ્યું, "ડૉ. શ્રીનિવાસ હું દિલગીર છું કે મારે તમારી ઇચ્છા વિરૂદ્ધ કરવું પડ્યું પણ અમારી પાસે બીજો કોઈ રસ્તો નહતો. આ સંશોધન આખી માનવજાતના ભાવિને સ્પર્શે છે."

"બસ બહુ થયું તમારે મને આ બધી વાત કહેવાની જરૂર નથી. તમે તે ક્યારનાય જાણતા ન હતા?"

"ડૉ. શ્રીનિવાસન તમે હમણાં જ ઊંઘ પૂરી કરી છે હવે અમે તમને તમારા સંશોધનને લગતા અહિત્યનો અભ્યાસ કરવાની તક આપીએ છીએ."

"ચોક્કસ! હું આ બધું અત્યારે કરી શકીશ કેમ ખરું ને?" ડૉ. શ્રીનિવાસને વ્યંગમાં કહ્યું.

ડૉ. ચિતાલે ડૉ. શ્રીનિવાસની નારાજગી સમજી શક્યા, પણ તેમને ખાતરી હતી

કે ડૉ. શ્રીનિવાસન તરત જ આમાંથી બહાર આવી જશે અને તેમની જાતને સંશોધનમાં ડુબાડી દેશે.

અને ડૉ. ચિતાલે સાચા પુરવાર થયા.

તરત જ ડૉ. શ્રીનિવાસન તેમના સંશોધનમાં વ્યસ્ત થઈ ગયા.



એક દિવસ તેમણે અંતે ઘોષણા કરી કે તેમણે સંશોધન પૂરું કર્યું છે. અને યુનિફાઈડ થિયરી તેઓ એક ફોર્મ્યુલા-સૂત્રના રૂપમાં રજૂ કરવાના છે.

તે દિવસે ઓલ ઇન્ડિયા ઇન્સ્ટિટ્યૂટ ઓફ મેડિકલ સાયન્સીઝના આઠમાં માલે બધા વી. આઈ. પી. મહાનુભાવો એકત્ર થયા. વડાપ્રધાન પણ આ પ્રયોગ જોવા આવ્યા હતા.

ડૉ. શ્રીનિવાસ યુનિફાઈડ થિયરી રજૂ કરવાના હતા. આખી જગ્યાએ માઇક્રોફોનોથી છવાઈ ગઈ હતી કે જેથી દરેક વ્યક્તિ તેમને સ્પષ્ટ સાંભળી શકે. આ આખી કાર્યવાહી સાથે સાથે જ રેકોર્ડ થાય તેવી વ્યવસ્થા પણ કરવામાં આવી હતી. જ્યારે એવી જાણ કરવામાં આવી કે બધાં એકત્ર થઈ ગયા છે ત્યારે ડૉ. શ્રીનિવાસને તેમના ધીમા નિયંત્રિત અવાજમાં શરૂ કર્યું, ''હું જાણું છું કે તમે બદા યુનિફાઈડ થિયરી પર હું જે બોલવાનો છું તે સાંભળવા આતુરતાથી રાહ જોઈ રહ્યા છો. મેં મારું સંશોધન પૂરું કર્યું છે. પણ હું તે વિશે બોલવાનો ઇન્કાર કરું છું કારણ કે આઇન્સ્ટાઇનની જેમ હું પણ એ નિષ્કર્ષ પર આવ્યો છું કે માણસ એક જાતિ તરીકે એવા તબક્કે નથી પહોંચી કે આવી શોધ તેને તાબામાં આપી શકાય. તે આ શોધોનો કેવો ઉપયોગ કરશે? તે વધારે દૂર અને વધારે ઝડપથી બીજી સભ્યતાઓને મળશે અને જ્યારે તે આમ કરશે ત્યારે તેમની સાથે કેવી સભ્યતાને લઈ જશે? એક એવી સભ્યતા કે જેમાં પ્રકૃતિએ તે પ્રચૂર આપ્યું છે છતાં આપણા સાથી બાંધવો ભૂખ્યા રહે છે. આપણે શોષણ કરીએ છીએ આપણે એક બીજા સાથે દુર્વ્યવહાર કરીએ છીએ. દરેક નવી શોધ આપણને વધુ ઘાતકી અને હિંસક બનાવે છે. આ સભ્યતા ક્યાંય ફેલાવવી નથી. કારણ કે મારા મત મુજબ માણસ આ યુનિફાઈડ થિયરીને મેળવવા પૂરતો સભ્ય નથી થયો. હું તે વાતથી પૂરેપૂરો સભાન છું કે મારા વિચારો મેળવવા પૂરતો સભ્ય નથી થયો. હું તે વાતથી પૂરેપૂરો સભાન છું કે મારા વિચારો એ મારા મગજની સ્મૃતિ બૅન્કમાં સંગ્રહવામાં આવ્યા છે અને હું જો સહકાર ન આપું તો તમે ઉત્સુકતામાં તેને બહાર કાઢી લેશો. એક રીતે તમે મારા વિચારોને લઈ લેશો તે? તેમાં પણ અંતે તમે સફળ નહીં થાવ કારણ કે આ માહિતી એ કાગળ પર એક ગ્રાફના રૂપમાં આવશે. તમને જાણ હસે જ

કે પાછળથી આઇન્સ્ટાઇનની જે નોટ મળી આવી તેનો કોઇ તાળો મળતો નથી. જગત આ ગ્રાફનું કેવી રીતે મૂલ્યાંકન કરશે. તેને કેવી રીતે સમજશે? તે કદાચ તમારે આઇન્સ્ટાઇન ત્રીજા કે આઇન્સ્ટઇન ચોથાની રાહ જોવી પડશે.

મારે ડૉ. ચિતાલેનો બે બાબત માટે આભાર માનવાનો છે. તેમણે મને આ દશામાં જીવતો રાખી સંશોધન કરવાની તક આપી. પણ તે કરતાં વધારે મારે તે માટે આભાર માનવાનો કે માણસના દાનવી મગજમાં શું ચાલે છે તે વિશે મને સમજ આપી. તેમણે મને એ બતાવ્યું એક વૈજ્ઞાનિક કેટલી હદે નીચે ઊતરી શકે છે. અલબત્ત આ બાબતોએ મારી નિર્ણય પ્રાક્રિયામાં મદદ કરી છે."

કૃત્રિમ સ્વરપેટીમાંથી આવતો અવાજ થંભી ગયો. તે કાયમ માટે થંભી ગયો.

(મૂળ મરાઠી)

# અંધકારમાં યાત્રા

સુબોધ જાવડેકર

પ્રિય તેજા,

તેં જે વચન આપેલું તે તું ભૂલી ગયો લાગે છે, તારી કીટ્ટા છે જા. તું મને પહેલાં લખવાનો હતો. જેવી હું અહીં પહોંચી કે તરત જ મેં રસોઈયા પાસે તપાસ કરી, પણ અફસોસ કાગળ ન મળ્યો. ખરેખર તો મેં રસ્તામાંથી તને જે કાગળ લખેલો તેનો જવાબ પણ તેં આપ્યો નથી.

ડેડી કહે છે કે ત્યાં બૉમ્બેમાં ખૂબ જ અશાંતિ છે. બે મહાસત્તાઓ રશિયા અને અમેરિકા લડાઈને આરે આવીને ઊભી છે, અને તેથી દરેક ભયભીત છે. આસપાસ એટલો ભાગ આશંકા અને ગૂંચવાડો છે કે પત્રો પણ તેનાં નિર્ધારીત સ્થાને પહોંચતો નથી.

હું ખરેખર હજુ માની શકતી નથી કે રશિયા અને અમેરિકા જાણે દુનિયાને છેડે આવેલા હો તેટલો દૂર છે. તને યાદ છે ગયા વરસે આપણા ભૂગોળના શિક્ષક આપણને કહેતા કે એક દેશમાં સવાર હોયતો બીજા દેશમાં રાત હોય. તેનો ચોક્કસ અર્થ શું થાય તે મને ખબર ન હતી, પણ હું એટલું સમજી કે આ બે દેશ ખૂબ દૂર છે. જ્યારે મારા અનિતાકાકી અમેરિકા ગયા ત્યારે ભગવાન જાણે તેમને કેટલાક કલાક પ્લેનમાં મુસાફરી કરવી પડી હશે. ડેડીની યુદ્ધની વાતો માનવા હું તૈયાર નથી. તું આળસુનો પીર છે શક્ય છે તેં મને હજુ કાગળ લખ્યો નહીં હોય.

આ કાગળ જેવો તને મળે કે તરત જ મને લખજે. અમે એક અઠવાડિયાથી અહીંયાં છીએ. એ ડેડીનો વિચાર હતો કે અમારે રજાઓ અહીં જંગલમાં ગાળવી, હું અને મમ્મી અહીં આવવા બહુ રાજી ન હતાં. તને તો ખબર છે, ખબર છે ને ? અમે કાશ્મીર કે બીજા હિલસ્ટેશને ગયા હોત. આંદામાનનાં જંગલોમાં રજાઓ ગાળવા હું ખાસ ઉત્સુક ન હતી. મેં અને મમ્મી તે અંગે દલીલ પણ કરી, પણ ના હવે ધીમે ધીમે મારો અભિપ્રાય બદલાતો જાય છે. મમ્મી કબૂલ નથી કરતી, પણ જંગલને તેના પર પણ ભૂરકી નાખી છે. અહીં બધું ખૂબ સુંદર છે. ચારે તરફ લીલોતરી જ લીલોતરી છે. હવે મેં જાણ્યું કે પ્રકૃતિનું સૌદર્ય શું છે. અમારે

રસોઈયો કહે છે કે હિન્દી ફિલ્મ 'પ્યાર કી પ્યાસ' અહીં ઊતર્યું હતું. જ્યારે હું બૉમ્બે પહોંચું ત્યારે આપણે એ પિક્ચર જરૂર સાથે જોઈશું. સવારે અહીં જાતજાતનાં સુંદર પક્ષીઓ દેખાય છે. તું તો તેમને જોઈ પાગલ થઈ ગયો હોત. તું અંહી અમારી સાથે કેમ નથી આવી જતો. આપણને અહીં એટલી બધી મજા પડી હોત. મારે હજુ તને કશુંક વધારે કહેવું છે.

અહીં અમે જૂનાં ડાક બંગલામાં રહીએ છીએ. આ બંગલો એક નાનકડી ટેકરી પર છે. બ્રિટિશરોના રાજ વખતે આ કલેક્ટરનું નિવાસસ્થાન હતું. આ એક આલિશાન બંગલો છે અને તેમાં ભોંયતળિયું છે. આ ભોંયતળિયામાં એક કૂવો છે. કોઈ દિવસ કલ્પના પણ આવે? પણ કૂવાનું પાણી ખૂબ ગંધાય છે. તેથી અમે તેનો ઉપયોગ નથી કરતાં. નજીકમાં જ એક ઝરણું વહે છે તેમાંથી અમે પીવાનું પાણી ભરીએ છીએ. મેં મહિનામાં પણ આ પાણી ફ્રિજના પાણી જેવું ઠંડું હોય છે.

અહીં અમારી સાથે એક બંગાળીનું કુટુંબ રહે છે. હું તેમને ડૉક્ટરકાકા કહું છું. તેઓ આખા દિવસ સિગારેટ પીધા કરે છે, બાકી આમ બહુ સારા છે. તેઓ મારી સાથે વાતો કરે છે, પત્તાં રમે છે અને સરસ ગીતો ગાય છે. તેમનાં પત્ની આખો દિવસ કશુંક લખતાં વાંચતાં જ રહે છે. મને માહિતી મળી છે કે તેઓ બંગાળીનાં સુપ્રસિદ્ધ લેખિકા છે. તેમનો દીકરો કિટુ ખૂબ જ મજાનો છે. મેં તેની સાથે દોસ્તી કરી છે. અત્યારે તે સિનિયર કે.જી. માં છે. તેની સાથે રમવાની ખૂબ મજા આવે છે. તે મને 'દીદી' કહે છે અને હું જ્યાં જાઉં ત્યાં મારી સાથે સાથે ફર્યા કરે છે. હું તને ખૂબ યાદ કરું છું, દિવસમાં હજાર વાર. તું મને યાદ કરે છે કે ભૂલી ગયો છે? તેં હજું સુધી મને કાગળ લખ્યો નથી. પોસ્ટ-ઑફિસ અહીંથી 10 કિલોમીટર દૂર છે. અમારા રસોઈયા ખાનચાચા અઠવાડિયામાં બે વાર ખરીદી કરવા શહેરમાં જાય છે અને પાછા વળતાં ટપાલ લેતાં આવે છે. હું તેમની આતુરતાથી રાહ જોઉં છું કે કોઈક દિવસ તેઓ મારા કાગળ લાવશે.

જેમ બને તેમ જલદી લખજે.

તારી,
સંજ્યોત



પ્રિય તેજા,

તે હજુ સુધી કેમ કાગળ લખ્યો નથી? તું મને સાવ ભૂલી જ ગયો લાગે છે. તને મારી ખોટ કેવી રીતે સાલે? તારે તો ત્યાં રુચિ અને માનસી બહેનપણીઓ છે. એમ જ ચાલી ગયેલા મિત્રને કોણ યાદ કરે? નજરથી દૂર તે દૂર જ.

તેજુ, તું મને સાચું કહે તું મને ભૂલી ગયો છે? હું આશા રાખું છું કે ત્યાં

બધું બરોબર હશે. હું જોઉં છું કે છેલ્લા થોડા દિવસોથી ડેડી ખૂબ કામમાં છે. આખો દિવસ ટ્રાન્ઝિસ્ટર રેડિયો સાથે ચોંટેલા રહે છે. ગઈ સાંજે તેમણે ડૉક્ટર કાકા સાથે લાંબી ચર્ચા કરી. તેઓ તેમની ટેક્નિકલ ભાષામાં વાત કરતા હતા, તેથી હું ઝાઝું કાંઈ સમજી નહીં, સિવાય કે અમેરિકા, રશિયા, બૉમ્બ યુદ્ધ જેવા શબ્દો જ્યારે ડેડી દલીલ કરતાં હોય ત્યારે ઝઘડતા હોય તેવું જ લાગે, તેઓ જાત પરનું નિયંત્રણ ગુમાવી બેસે છે. તેઓ ટેબલ પર હાથ એવા જોરથી પછાડે કે હું ડરી જાઉં. ગઈકાલે તેમની ચર્ચા દરમિયાન તેમણે અવાજ હળવો કરી ડૉક્ટર કાકાના કાનમાં કશીક રહસ્યમય વાત કરી. મેં એ માટે મમ્મીને પૂછયું પણ મમ્મીએ મને ન કહ્યું, હું રોવા લાગી.

આજે સવારે રેડિયો પરથી સંગીત ન આવ્યું. રિસેપ્શન સ્પષ્ટ ન હતું. રેડિયો પરથી કેટલાક ભયાનક અવાજો આવતાં હતાં, પપ્પા-મમ્મી, ડૉક્ટરકાકા અને કાકી ડરી ગયેલા લાગતા હતા. હવે તું જ મને કહે કે રેડિયો બરોબર ચાલતો ન હોય તેમાં આટલી શી મોટી વાત થઈ ગઈ? દરેક મિશન ક્યારેક તો ખરાબ થઈ જ જાય છે, પણ તને ખબર છે મારી મા તો લગભગ બેભાન જ થઈ ગઈ. ડૉક્ટર કાકાએ તેમને તપાસ્યા અને તેના હાથમાં ઈન્જેકશન માર્યું.

તને તો ખબર છે મને ઈન્જેક્શનનો બહુ ડર લાગે છે. હું તો વરંડામાં સરકી ગઈ, મેં વિચાર કર્યો કે હું તને કાગળ લખીશ, લખ્યા પછી બહુ સારું લાગે છે.

તેજુ, મારે તને એક ખાનગી વાત કહેવી છે, પણ મને વચન આપ કે તું કોઈનેય નહી કહે, માનસી અને રુચિને પણ નહીં, તને ખબર છે કે મમ્મીને એક નાનકડું બાળક આવવાનું છે. ગઈ રાતે ડરની મારી હું રડવા લાગી ત્યારે જ મમ્મીએ મને કહ્યું મને ખબર છે કે મમ્મીએ મને ખુશ કરવા જ નથી કીધું, ખરેખર તેને બાળક આવવાનું છે. જોકે તેને હજુ ઘણો સમય છે. હજુ પાંચ-છ મહિના પછી. માટે જ આ વાત કોઈનેય ન કહેવાનું કીધું છે. મને આશા છે કે આ વાત તું તારી પાસે જ રાખીશ. મમ્મી મને પૂછતી હતી કે તને ભાઈ ગમે કે બહેન? મને કિટુ જેવો ભાઈ ગમે. પણ આ બધું આપણે ન નક્કી કરી શકીએ, કેમ ખરું ને? માટે તો મેં મમ્મીને કહ્યું મને ગમે તે ગમશે. મારે તો મારો પોતાનો એક ભાઈ કે બહેન જોઇએ, જે મારી સાથે રમે. મમ્મી મારી વાત બરોબર સમજી નહીં, મેં તેને કહ્યું કે મુખ્ય વાત એ છે કે બાળક માનસીના ભાઈ જેવું ન હોવું જોઈએ. તેને ખબર છે હું શું કહેવા માગું છું? માનસીના ભાઈનો ચહેરો બાધા જેવો છે, અને આઠ વરસનો થયો છતાં હજુ સરખી રીતે ઊભો રહી શકતો નથી...છી...છી...મારે મારો ભાઈ કે બહેન એવા નથી જોઇતા.

આને હવે સવાર જ કહેવા દે. અહીંયા હમણાં વરસાદ પડશે તેવું લાગે છે. હજુ તો સવારના દસ જ થયા છે પણ વાદળો ઘેરાયા હોવાથી બહાર અંધારું થઈ ગયું છે.

વહેલી સવારે નજીકનાં ગામમાંથી શાકભાજી લેવા ખાનચાચા નીકળી ગયા છે. તેઓ આ વરસાદમાં સપડાઈ જ ગયા હશે.

તારા માતા-પિતાને મારા પ્રણામ કહેજે. ગયા કાગળમાં ઉમેરવાનું ભૂલી જ ગઈ હતી. તેમને ખરાબ તો નથી લાગ્યું ને? મારી ભૂલ બદલ દિલગીર છું.

તારી,
સંજ્યોત



પ્રિય તેજા,

અહીં ઘનઘોર અંધારું છે. કઈ તારીખ છે તે ખબર નથી. તે દિવસે મેં જે અંધારાની વાત કરી હતી તે જ હજુ ચાલુ છે. અમે આખો દિવસ પડ્યા રહીએ છીએ. જ્યારે ભૂખ લાગે ત્યારે ઊઠીને ખાઈએ ને પાછા સૂઈ જઈએ, અને શું ખાઈએ-માત્ર કઢી રોજ રોજ કઢી જ.

દિવસો વિષે વિગતવાર તને કહી શકું. કારણ કે કેટલા દિવસો વીતી ગયા તે જ મને ખબર નથી. આટલા દિવસોથી સૂરજ ઊગ્યો જ નથી. બધે અંધારું, ચારે તરફ માત્ર અંધારું જ છે. હું ખૂબ કંટાળી ગઈ છું, પણ હું શું કરી શકું?

અરે એક વાત કહેવાની તો ભૂલી જ ગઈ. તને છેલ્લો કાગળ લખ્યા પછી અમે અમારું રહેઠાણ બદલીને ભોંયરામાં રહેવા ગયા છીએ. પપ્પા કહે છે કે : યુદ્ધ શરૂ થઈ ગયું છે, પણ મેં તો કોઈ બંદૂકનો ભડાકો અથવા મિસાઇલ છોડતા નથી જોયા. જોકે હવામાં ધૂળ ખૂબ છે. પહેલા થોડા દિવસ તો અમે શ્વાસમાં ધૂળ લેતા હતા, ખરેખર ધૂળ જ ખાતા હતા. રૂમાલને અમે ફિલ્ટર તરીકે વાપરતા હવે ધૂળ થોડી ઓછી થઈ છે, પણ અંધારું એમનું એમ જ છે. આ કેવા પ્રકારની લડાઈ હશે?

ડેડી કહે છે કે . આ બધું ભારે બોમ્બમારાને લીધે થયું છે. જ્યાં સુધી વાતાવરણમાંથી જ ધૂળ હેઠી નહીં બેસી જાય ત્યાં સુધી પ્રકાશ નહીં થાય. ખરેખર પ્રકાશ આવશે? હું તો ગાંડી ગાંડી થઈ જઈશ.

અમારા ભોંયરામાં જે પાણી છે તે તો સાવ ખરાબ છે. તને યાદ છે તેના વિષે મેં તને મારા આગલા પત્રમાં લખેલું, આ પાણી ખૂબ ગંધાય છે, પણ અમારે તે પીવું પડે છે. બીજો કોઈ ઉપાય નથી. જ્યારે પહેલીવાર અમે તે પીધું ત્યારે તો ફેંકી જ દીધું. હવે અમે ટેવાઇ ગયા છીએ અને નહીંતર બીજું કરીપણ શું શકાય. ડેડી કહે છે કે આવતાં કેટલાક દિવસોમાં પણ અમારે આ પાણી જ પીવું પડશે.

ત્યાં બધું કેમ છે? ત્યાં અંધારું છે? તમે તો ત્યાં આવું વાસી પાણી પીતા નહીં જ હો, તમને તો ત્યાં ચોખ્ખું પાણી મળતું હશે. અહીંના પાણીની જેમ ગંધાતું નહીં હોય.

જ્યારથી અહીં અંધારું થયું છે. ત્યારથી કિટ્ટું માંદો પડી ગયો છે. તેને આખો દિવસ ઊંઘ જ આવ્યા કરે છે. અમે પણ દિવસનો મોટો ભાગ સૂતા જ રહીએ છીએ. પણ અમારી પાસે તો એક-બીજાનો કહેવા જેવી વાત પણ હોય છે. જ્યારે તે તો કાંઈ બોલતો જ નથી. આખો દિવસ તે દર્દના ઉંહકારા નાખ્યાં કરે છે, તેના આખા શરીરે ચાઠાં નીકળ્યાં છે.

મને મારો પત્ર અહીં જ પૂરો કરવા દે. હું થાકી નથી ગઈ પણ મારી મીણબત્તી ખલાસ થઈ જવા આવી છે. ગમે તેમ મીણબત્તી વાપરી નાખવી અમને પોષાય નહીં. બહાર એટલી ઠંડી છે કે મારા હાથ તો લાકડાનાં થઈ ગયા છે. અહીં અમારી પાસે ઈલેક્ટ્રીસીટી નથી, માટે મીણબત્તી અમારે સાચવીને વાપરવી પડે છે. તને ઈલેક્ટ્રીસીટીની કોઈ તકલીફ નહીં હોય.

મને ખાત્રી છે કે શાળાઓ ફરી ખૂલી ગઈ હશે, પણ તું મને એ કેવી રીતે જણાવી શકે? કારણ કે તું મને કાગળ લખે તો પણ પોસ્ટ-ઑફિસથી અહીં લઈ કોણ આવે? ખાનચાચા ગયા ત્યાર પછી પાછા આવ્યા નથી.

તારાં માતા-પિતાને મારા પ્રણામ.

તારી,
સંજ્યોત



પ્રિય તેજા,

થોડી મિનિટો પહેલાં જ કિટુ ગુજરી ગયો. મને ખબર નથી કે તેને શું તકલીફ હતી. હું તેને આખો દિવસ રડતો જ જોતી. તેના માથાના અને શરીરના બધા વાળ ખરી ગયા હતા. અને તેના નખ પણ ઉખડી ગયા હતા. તેની આંખ લોહી જેવી લાલઘૂમ થઈ ગઈ હતી, તેનું આખું શરીર ચકામાં અને ડાઘથી ભરપૂર હતું. બિચારો કિટુ. તે આવી રીતે પીડાતો તે હું જોઈ પણ નથી શકતી.

હું ખૂબ જ ડરી ગઈ છું અને મારા હૃદયની બધી વેદના ઠાલવુ છું.

તારી,
સંજ્યોત



પ્રિય તેજા,

ગઈ કાલે મારી મમ્મીને બાળક આવ્યું. તે જન્મ પહેલાં જ મરેલું હતું. પણ જે કાંઈ થયું સારા માટે જ થયું.

મારા પોતાના જ ભાઈ વિષે આવી રીતે વિચારું છું તેથી તને આશ્ચર્ય થશે. પણ હું શું કરું ? મારી જગ્યાએ તું હોત તો તેં પણ આમ જ કહ્યું હોત, કારણ

કે બાળકને હાથ પગ જ ન હતા.

યુદ્ધને કારણ નીકળતા વિનાશક કિરણોને કારણે આમ બન્યું હશે, તેમ ધારવામાં આવે છે. મેં ડેડીને પૂછ્યું કે : યુદ્ધ પછી જન્મતા દરેક બાળકો હાથ પગ વગરના જન્મશે? પપ્પાએ કહ્યું 'ના' બે-ત્રણ વરસ પછી જન્મતા બાળકો સામાન્ય હશે, પણ....મેં પૂછ્યું ''પણ હું'' તેમણે જવાબ ન આપ્યો. મેં વારંવાર પૂછ્યું પણ તેમણે જવાબ ન આપ્યો.

મને એમ કે તેનું બાળક જવાથી મમ્મી ખૂબ રડશે પણ તે રડી જ નહીં, તેણે મને છાતીસરસી ચાંપી રાખી અને મારા વાળમાં આંગળી ફેરવવા લાગી.

આન્ટી બાળક પાસે આવ્યા અને મોટેથી ચીસ પાડી અને પછી મોટે મોટેથી ગાળા પાડવા લાગ્યા. તેઓ બંગાળીમાં બૂમો પાડતા હતા, તેથી હું તે બરોબર સમજી શકી નહીં, ડૉક્ટર અંકલે તેમને શાંત પાડ્યા.

ઘણી વખ પછી અમે સાથે બેઠા અને જમ્યા. જોકે અમે એની એ જ કઢી અને ભાત ખાધા. પણ આમ એકબીજાની નજીક રહેવાથી સારું લાગ્યું.

મને નવાઈ લાગે છે કે : આજ સવારથી મને દિવસનાં ઉઘાડનાં ચિહ્નો દેખાય છે. વાતાવરણમાં સવારે હોય છે તેવું ધૂંધળાપણું હતું.

જો કોઈ દિવસ સવાર પડશે તો હું તારી પાસે પાછી આવીશ. હું અહીં ખૂબ જ કંટાળી ગઈ છું. હું મારા મિત્રોને મળવા ખૂબ ઉત્સુક છું.

આ વરસે આપણા કલાસટિચર કોણ છે?

તારી,
સંજ્યોત



પ્રિય તેજા,

મને ખબર નથી કે હું તને શા માટે પત્રો લખ્યા જ કરું છું, મને એ પણ ખબર નથી કે એ તને પહોંચશે કે નહીં, ડેડી કહે છે કે તેઓ તો તેમને પોસ્ટ-ઑફિસને પહોંચાડે છે. ક્યારેક હાથમાં ટોર્ચ લઈને ડૉક્ટર અંકલ અને ડેડી બહાર નીકળે છે. બહાર અતિશય ઠંડી છે, અંદર પણ ઘણી ઠંડી છે. અમે ખૂણામાં અગ્નિ પેટાવીએ છીએ. અમારું બધું કામ અમે તેનાં પ્રકાશમાં જ કરીએ છીએ. બળતણ માટે લાકડાં લાવવાનાં હોય ત્યારે ડેડી બહાર નીકળે છે. તેઓ બહાર જાય ત્યારે બુરખા જેવા વિચિત્ર પોષાક પહેરે છે, ત્યારે તેઓ ભૂત જેવા લાગે છે. તેમને આવા વેષમાં જોઈ મને હસવું આવે છે.

ડૉક્ટર અંકલ મારી સાથે હવે રમતા નથી. કિટુના મૃત્યુ પછી તેઓ એકલા અતડા જ રહે છે. અને હવે તેમની સિગારેટનો સ્ટૉક પણ ખલાસ થઈ ગયા પછી

તેમનાં મનોરંજન માટે પણ કંઈ બચ્યું નથી. આંટી બહુ બોલકા ન હતા, પણ હવે હું જોઉં છુ કે તેઓ જાત સાથે વાતો કરતા હોય છે. મમ્મી અને ડેડી ઘણીવાર વાતો કરતા હોય છે, પણ છાની છાની ગૂસપૂસ જ. મારી સાથે કોઈ વાત નથી કરતું. મને ખૂબ એકલું લાગે છે. તેથી હું તાપણાનાં અજવાળે તને કાગળ લખું છું. મારા મનમાં જે કંઈ આવે તે હું તને લખું છું. હું મારા બધા કાગળ પોસ્ટ કરવા આવતી નથી. કારણ કે હું નથી ઈચ્છતી કે ડેડી તે માટે વારેવારે બહાર નીકળે. જ્યારે આપણે મળીશું ત્યારે હું જ તે બધા કાગળો રૂબરૂ આપીશ.

તારી સ્કુલ શરૂ થઈ ગઈ છે ? ગયા વરસનું મારું પરિણામ શું આવ્યું તે મને ખબર નથી. હું પાસ તો થઈ જ ગઈ હોઈશ, પણ કયો નંબર આવ્યો હશે તે હું ધારી શક્તી નથી. તારું અને રુચિનું શું પરિણામ આવ્યું? મને તે કેવી રીતે ખબર પડે? ડેડી કહે છે કે અંધારાને લીધે અહીં કોઈ કાગળો પહોંચતા નથી. તું મને ટેલિગ્રામ કરીશ? ટેલિગ્રામ હોય તો પોસ્ટમેનને રાતનાં ગાઢ અંધકારમાંય તે દેવા માટે આવવું પડે. મુંબઈમાં મે પોસ્ટમૅનને રાતે આવતાંય જોયા છે. અહીંયાં પણ કદાચ તેમજ હોય. આ બાબતમાં ડેડીને પૂછવું જોઈએ. અને ધારો કે એ જૂના સારા દિવસોની જેમ ફરી બધે પ્રકાશ થાય અને હું ફરી તારી પાસે ત્યાં આવી શકું તો તેઓ મને છઠ્ઠા ધોરણમાં દાખલ કરશે કે પછી મારું વરસ બગડશે?

તારી,
સંજ્યોત



પ્રિય તેજા,

અમારા નાનકડા કુટુંબમાં હવે ચાર જ જણા જીવીએ છીએ. ડેડી મમ્મી, અંકલ અને હું.

કેટલાક દિવસો પહેલાં એક બપોરે પ્રકાશનો ઝબકારો થયો અને અમારું બપોરનું રોજિંદુ ખાણું પૂરું કરી પેલું ગંદું પાણી પીતા હતા. એટલામાં તો આંટીએ ઓચિંતાની ચીસ પાડી અમે બહાર દોડી ગયા. ડૉક્ટર અંકલ તેને શાંત પાડવા બહાર દોડી ગયા પણ ડેડીએ તેમને રોક્યા અને પેલો વિચિત્ર બુરખો પહેરાવ્યો, તેમણે તે પોશાક પહેર્યો અને બન્ને જણ આંટીને શોધવા બહાર ગયા.

બે ત્રણ કલાક પછી તેઓ આન્ટીને લઈ ઘરમાં આવ્યા. આન્ટી તેમની સાથે આવ્યાં પણ ત્યારથી તેઓ ખૂબ માંદા પડી ગયાં. તેમને પેટમાં દુઃખાવો થયો અને તે બહારનાં ઝરણાનું પાણી પીવાથી ઊલટીમાં લોહી પડવા લાગ્યું એ પાણી ઝેરી રસાયણથી દૂષિત થયેલું હતું. જે રસાયણો યુદ્ધમાં વપરાયા હતાં અને તેને લીધે તે માંદા પડી ગયાં.

એનો અર્થ એ જ કે જીવનનો બાકીનો ભાગ અમારે કૂવાનું એ જ ગંધાતું પાણી પીવાનું. ના, પીવાનાં ચોખ્ખા પાણીની કોઈ આશા નથી. ઓહ તે ગંધાતી ગંધ. કેવી ચીતરી ચડે તેવી, હું ઈચ્છું છુ કે હું તેમની નજર ચુકાવી ભાગી શકું અને આન્ટીએ જેમ કર્યું તેમ કરું.

તું ચિંતા ન કરતો હું તેમ નહીં કરું. કમસેકમ....ના કશું નહીં જવા દે તે વાત. તે વિશે કશી વાત નથી કરવી. તું મને કોઈ દિવસ કાગળ લખીશ તેવી આશા મેં હવે મૂકી દીધી છે. તું તારા મિત્રો પાસે જગતથી વિખુટી પડેલી તારી આ મિત્રનાં કાગળો વાંચી શકે.

તારી,
સંજ્યોત



**તા. ક. :** ડેડીની કડક ચેતવણી છતાં તેમને ખબર ન પડે તેમ હું તેમની પાછળ પાછળ ઘરની બહાર ગઈ ભોંયરામાં રહેવા ગયા પછી બહારની આ મારી પહેલી જ મુલાકાત હતી. મેં જે કંઈ જોયું તે ભાગ્યે જ માની શકાય. ચોતરફનાં ગાઢ લીલાં વિષુવવૃતનાં જંગલો સુક્કાં ઠૂંઠાંમાં ફેરવાઈ ગયાં હતાં.

ત્યાં પણ તેવું જ છે ? હું તેવો વિચાર સુધ્ધાં નથી કરી શકતી.



પ્રિય તેજા,

તને આ મારો છેલ્લો કાગળ છે.

છેલ્લા કેટલાય દિવસોથી મને તાવ રહે છે. મને પેટમાં સતત દુઃખે છે. જો હું દબાવું તો અંદર એકદમ સખત લાગે છે. મને ખૂબ નબળાઈ લાગવાની શરૂઆત થઈ ગઈ છે. હું લખવા શક્તિમાન નહીં હોઉં અને હવે પછી મારો કોઈ પત્ર તને નહીં મળે, તેથી હું ઘણા વખતથી લખવા ઈચ્છતી હતી તે તને લખી રહી છું.

આ પત્ર પોસ્ટ કરવા હું ડેડીને નહીં આપું. આ પત્ર તને મળે તેમ હું ઈચ્છું છું. માટે તેને હું મારા ખિસ્સામાં રાખવાની છું, જ્યારે આપણે મળીશું ત્યારે તને રૂબરૂ જ આપીશ.

હું જાણું છું કે તું હવે આ જગતમાં નથી. ખરેખર તો મને તેની બહુ પહેલાં અને જ્યારે આ ભોંયરામાં રહેવા આવ્યા ત્યારથી જ ખબર પડી ગઈ હતી. હું જાણતી હતી કે આ પત્રો મેળવવા તું આ જગતમાં હયાત નથી. છતાં મેં તને કાગળો લખ્યે રાખ્યા હતા, પણ તેથી હું જ્યારે તને લખતી ત્યારે તારી નિકટ

છું તેવું અનુભવતી અને તેથી જ લખવાનું ચાલુ રાખ્યું, નહીંતર હું પાગલ થઈ જાત.

એક બીજું કારણ પણ છે. મારાં માતા-પિતા એમ માનતા હતા કે : બહાર જગતમાં જે કાંઈ બની રહ્યું છે તેથી હું અજાણ છું. તેઓ બન્ને અને ડૉક્ટર કાકા મને એ ભ્રાંતિમાં રાખવા ખૂબ પ્રયત્નો કરતા. મને તે વાતની ખબર છે તે મેં તેમને કલાવા ન દીધું અને બનાવટ ચાલુ રાખી.

બહાર હવે ઉઘાડ નીકળ્યો છે. છતાં હજુ કેટલાંક વરસ બહાર નીકળવાની શક્યતાને ડેડીએ નકારી કાઢી છે. બહારનું પાણી પણ કોઈ પી ન શકે, તેથી હજુ ઓછામાં ઓછું એક વરસ તો આ ગંધાતું પાણી પીવું જ પડશે. જોકે મારા કિસ્સામાં તો તેનાથી કોઈ ફરક નથી પડતો.

હું મારી જાત વિષે આમ ઉદાસીનતાથી વાત કરું છું તેની તને નવાઈ લાગતી હશે. પણ પાછલા એક વરસમાં હું માનું છું કે હું ઘણી પરિપક્વ થઈ છું મૃત્યુથી હું ડરતી નથી. ઊલટાનો મને આનંદ છે કે હું તને ત્યાં મળી શકીશ.

મને ખાત્રી છે કે : મારી માને બીજાં બાળકો હશે. હું લાંબું ન જીવી શકી તો કાંઈ નહીં, પણ તેઓ લાંબું જીવશે. ડેડીએ પહેલાં જ કહ્યું હતું. તેમણે કહ્યું હતું કે : એક વરસના ગાળા પછી જન્મતાં બાળકો મારા મરી ગયેલા ભાઈ જેવાં નહીં હોય.

મારા ભાવિ ભાઈઓ અને બહેનો તંદુરસ્ત અને સામાન્ય હશે. તેઓ મોટાં થશે અને ત્યારે જગતમાં બધે સુખ-શાંતિ હશે.

હું જોકે એક વાતનો વારવાર વિચાર કરતી હોઉં છું કે તેઓ પરણશે કોને? શક્ય છે ક્યાંક થોડાંક કુટુંબો બચી ગયાં હોય અને હું આશા રાખું છું કે : તેઓને પણ બાળકો હોય અને તેમાંથી મારા ભાઈઓ - બહેનો તેમના સાથીદાર શોધી કાઢશે અને જીવન ફરીથી શરૂ થશે. કેમ મારી વાત સાચી ને?

હું માનું છું કે સાચી છું.

ત્યાં તારી સાથે જોડાવા આવું છું.

તારી,
સંજ્યોત

(મૂળ મરાઠી)

# માણસ

## નિરંજન એસ. ઘાટે

સામાન્ય રીતે જ્યારે જુવાન છોકરો જુવાન છોકરીને મળે છે ત્યારે તે તેની સાથે નજર મેળવવાનો પ્રયત્ન કરે છે, અને આ સ્વાભાવિક છે. સુંદર છીકરીઓ સામે જોવું એ કાંઈ ગુનો નથી એવું બને કે કેટલાક યુવાન છોકરા અમુક ખાસ યુવતી તરફ ન જુવે અથવા તો કેટલીક અમુક યુવાનને જ જોવાનો પ્રયત્ન કરે અને કેટલાક એવું પણ ઇચ્છે કે એ સ્ત્રી જો યુવાન હોત તો.... પણ આપણે એવા માણસોની વાત નથી કરતાં, અહીં આપણે એક એવા ફૂટડા સફળ યુવાનની વાત કરીએ છીએ કે જે દરેક રીતે યુવાન હતો, તે જ્યારે યુવતી તરફ જોતો ત્યારે તેનું હૃદય જોરથી ધબકવા લાગતું જોકે તે વિશે ચોક્કસાઈથી કહી ન.શકાય કારણ કે ત્યારે ધબકારા માપવા સ્ટેથોસ્કોપ નજીક ન હોય, છતાં આપણે કહી શકીએ કે તેના ધબકારા વધી જતા ખરા. તેને પરસેવાનાં મોતી જેવાં બિન્દુ ફૂટી આવતાં જે તેની પરિસ્થિતિની ચાડી ખાતાં પછી તે જાત સાથે જ ગણગણતો "ઓફ! મારું હૃદય તો મારી પાંસળીઓ સુધી ધડકે છે અને લાગે છે કે, હું મરી પણ જાઉં એવું નથી કે આટલા વરસ હું સાધુ હતો પણ આવો 'માસ્ટર પીસ' મેં જોયો નથી."

'પ્રેમ માણસને પાગલ બનાવી દે છે,' એ તથ્ય આ માણસ જાતનાં અસ્તિત્વ જેટલું જ જૂનું અને પુરવાર થયેલું છે. તેના પાગલ ચહેરાને જોઇને તેના મિત્રો માનતા ન હતા. પણ જ્યારે તેઓએ તે યુવતીને જોઇ ત્યારે તેમને ખ્યાલ આવ્યો કે તેમનો મિત્ર કેમ એકદમ છાપો મારી તે છોકરી પર દાવો કરતો હતો. હવે તે છોકરીને પટાવવાનો તેનો પહેલો હક હતો. જો તે બીજી છોકરીઓ તરફ તેની નજર દોડાવે, તો જ તેના મિત્રોને તેમનું નસીબ અજમાવવાનો કોઈ મોકો મળે, તેમાનાં દરેકને જો તે છોકરી મળે તો આનંદ થાય તેમ હતું.

ખરેખર તો તેને આ વિચાર પહેલાં આવવો જ જોઇતો હતો, પણ ડહાપણ હંમેશાં પાછળથી આવતું હોય છે. તેણે પૂરતી તપાસ કરવી જોઇતી હતી, એકવીસમી સદીની આધુનિક છોકરી લગ્નનાં પરંપરાગત પ્રતીક ચાંદલો અને મંગલસૂત્ર નથી રાખતી હોતી, જોકે એનો અર્થ એવો નથી કે તેમણે તેમના પતિઓને પણ ભૂંસી

નાખ્યાં છે. નહીંતર તેમાંની મોટાભાગની તો એક કરતાં વધારે વાર લગ્ન કરતી હશે. ભારત વર્ષની ભૂમિ પરથી પતિ નામની જાતિનું હજી તેઓએ નિકંદન કાઢી નથી નાખ્યું, પ્રેમ આંધળો છે અને તેટલું જ નહીં તે પ્રેમીને પણ આંધળો કરી નાંખે છે. તેનું પણ તેવું જ થયું, તેણે તેને જોઇ હતી પણ તેનાં પતિને જોયો ન હતો નહીંતર તે આટલી સહેલાઇથી તેનું દિલ ન દઇ દેત. જ્યારે તેણે તે છોકરીને તે માણસ સાથે જોઇ ત્યારે તેને જે થયું તેનું વર્ણન થઇ શકે તેવું નથી. જ્યારે એક સામાન્ય માણસ પ્રેમમાં પડે અને જ્યારે તેને ખબર પડે કે તેની સ્વપ્નસુંદરી એ કોઇની પત્ની છે! ત્યારે શું થાય, તેના કિસ્સામાં એવું જ થયું.

હૃદયભંગની સ્થિતિમાંથી બહાર નીકળતાં તેને ખાસ્સો સમય લાગ્યો, તેના હૃદયના ઘાવને રુઝાતાં ઘણો સમય લાગ્યો, તેણે તેને છુપાવવાનો પ્રયત્ન કર્યો. તેની હાલની પ્રેમિકાને એ ફેરફાર ધ્યાન પર ન આવ્યો કારણ કે તે કૉમ્પ્યુટર એક્સપર્ટ હતો અને જ્યારે પણ તે તેનાં સોફ્ટવેર અંગેની સમસ્યામાં મશગુલ થઇ જતો ત્યારે તે આવો જ ખોવાયેલો લાગતો. તેના કિસ્સામાં આવા હુમલાઓ ઘણીવાર આવતા. ઘણીવાર આપણે કેટલીક વસ્તુ આપને અનુકૂળ આવે તે રીતે ધારી લેતા હોઇએ છીએ. તેના મિત્રોને એમ કે તે વ્યાવસાયિક સમસ્યાઓમાં ગુંચવાઇ ગયો છે.

તે કૉમ્પ્યુટર એક્સપર્ટ હતો તેના લીધે કેટલીક વસ્તુઓ વિશે જાણવાનું તેના માટે સહેલું થઇ ગયું હતું. તેની આ સગવડનો લાભ ઉઠાવવાના પ્રલોભનને તેણે દિવસો સુધી ખાળી રાખ્યું. પણ એક દિવસે તેણે તેને બગીચામાં કામ કરતી જોઇ અને ફરી તેને દિલ દઇ બેઠો. તેની જગ્યાએ બીજું કોઇ હોત તો તેનું પણ તેવું જ થાત. તેણીએ સફેદ ચડ્ડી અને ખુલતા લાલ રંગનું ટી શર્ટ પહેર્યું હતું. તેના ગાલ પર માટી ચોંટી હતી, ઉપરનું બટન ખુલ્લું હતું. આગળ આવી જતા વાળને પાછળ કરવા જતાં માટી ગાલ પર ચોંટી હશે. સફેદ ચડ્ડી તેના ઘાટીલા સાથળને ચોંટી રહી હતી અને તે કહેવું મુશ્કેલ હતું કે તેની ત્વચા વધુ રૂપાળી છે કે તેની ચડ્ડી.

તે તેને વાડની બીજી તરફથી લગભગ મટકું માર્યા વગર જોઈ રહ્યો હતો. એ વખતે જ તેના પતિએ તેના હાથમાં એક પ્લાસ્ટિકનું પેકેટ આપ્યું. વાડની બીજી બાજુથી આ બધું જોતાં જોતાં તે જાણે ધરતી પર આવ્યો અને પછી જમીન પર આવવાની આવી ઘટનાઓ બનતી જ રહી. તેણે તેના કૉમ્પ્યુટરની મદદ લેવાનું નક્કી કર્યું. તેના ઘરના કૉમ્પ્યુટર સુધી સંપર્ક કરવામાં તેને સફળતા મળી. તે તેની સામે વાડને સામે છેડે જ રહેતી હતી તેથી તેનું નામ, ઘરનો નંબર અને સંગીત માહિતી જાણતો હતો. તેને તેનું પોસ્ટલ એડ્રેસ પણ ખબર હતું તેથી તે ક્યાં કામ કરે છે તે શોધવાનું તેને માટે અઘરું ન હતું. પણ તેના પ્રયત્નો ખરેખર સફળ ન થયા. અહીં પ્રયત્નોમાં મળેલી નિષ્ફળતાને 'માહિતી મેળવવાનો પ્રાથમિક પ્રયત્ન'ના નામે છાવરવી ન જોઈએ.

એ સાંજે કશુંક અજુગતું બની ગયું. જોકે ઘટનાચક્ર જ તેણે એવું ગોઠવ્યું હતું કે તેમ જ બને. તેણે આખા બનાવને નજર સમક્ષ મૂર્તિમંત કરવાનો પ્રયત્ન કર્યો પણ એક કૉમ્પ્યુટર નિષ્ણાત હોવાને નાતે તે રીતની મર્યાદા જાણતો હતો. ખરાબ હવામાનમાં કે વરસાદના દિવસોમાં, એરોપ્લેન કેવી રીતે ઉડશે તે ધારવું સહેલું છે, આગબોટ કે વહાણમાં આગ લાગે તો કેવી રીતે કાબૂમાં લેવી અને દુર્ઘટના કેવી રીતે ટાળવી તે વિશે કલ્પના કરવી સહેલી છે. કૉમ્પ્યુટર તે પણ કહી શકે કે બીજા ગ્રહોને માનવ વસવાટ માટે લાયક કેવી રીતે બનાવવા. પણ ભત્રીજા સાથે રમતાં રમતાં દડો જો બાજુવાળાના બગીચામાં પડી જાય તો શું કરવું તે વિશે તે કોઈ ન કહી શકે. બાજુવાળી છોકરી કદાચ મૈત્રીભાવ દર્શાવે કે ગુસ્સે પણ થાય. બંને શક્યતાઓ એટલી જ મજબૂત છે. માનવ વર્તન વિશે કશુંય ધારવા કૉમ્પ્યુટર સક્ષમ નથી.

આ પશ્ચાદ્ ભૂમિકા સાથે જ્યારે તે તેના કામ પરથી સાંજે ઘરે પાછો આવ્યો ત્યારે તેણે જોયું કે તે તેની સામે હસી રહી છે. એટલું જ નહીં તે પગથિયાં ચડી ફેન્સીંગ પાસે આવી તે દરમ્યાન તેના ઘરનો ઑટોમેટીક દરવાજો ખુલ્યો અને તેની કાર કમ્પાઉન્ડમાં આવી. તેના રોબોટે તેને ત્યાં ઉતારી અને ગાડી મૂકવા ગેરેજ તરફ હંકારી ગયો. મંદબુદ્ધિના માણસની જેમ તે તેને મોં વકાસીને જોઈ જ રહ્યો. તે ફેન્સની નજીક આવી.

"તમે મારા ઘરે આજે ચા પીવા આવશો?" તેણે પૂછ્યું. તે અવાચક બની ગયો, તે મૂંગો ન હતો ઉલટાનું તેના મિત્રોમાં તેની રમૂજવૃત્તિ અને હાજરજવાબીપણું પ્રખ્યાત હતું. પણ આ સામાન્ય આમંત્રણનો તે જવાબ ન આપી શક્યો.

"જો ચા નહીં તો કૉફી, હળવું પીણું કે બીજું તમને જે ફાવે તે લેજો આજે જરૂર આવશો."

તેને ખબર નથી કે તે તેના ઘર સુધી કેવી રીતે ચાલ્યો. તે જાણે હિપ્નોટાઈઝ થયેલો હતો તે તેને અંદર લઈ ગઈ. તેને નવાઈ લાગી કે તેના રોજબરોજના કામમાં મદદ કરવા માટે કોઈ રોબોટ તેણે રાખ્યો ન હતો. તેને બે વાતની નવાઈ લાગી એક તો આ હાઉસીંગ બૉર્ડમાં રહેતા બધા રહીશો ઉચ્ચ આવકવાળાં હતાં કે જેમને ઘરકામ માટે રોબોટ રાખવો પોસાયના અને બીજું કે ભારતમાં રોબોટ ઉત્પાદનના ક્ષેત્રમાં પાયાનું કામ કરતી ભારત રોબોટ પ્રોડકશન કંપનીમાં તે એન્જીનિયરીંગ વિભાગમાં કામ કરતી હતી. માટે બધું કામ તેને જાતે કરતાં જોઈ તેને નવાઈ લાગી. એક રીતે તે તેના ફાયદામાં હતું. જો આમ ન હોત તો તેણે તેને બગીચામાં કામ કરતાં જોઈ હોત?

તે ટ્રેમાં બે હળવાં પીણાં લઈને આવી. તેનો વર બહાર ન આવ્યો. તે અંદર કદાચ તેના કામમાં હશે. મેં પીણું હાથમાં લીધું અને ઘૂંટડો ભર્યો.

''તમે જો મને જ પૂછ્યું હોત તો મેં પોતે જ તમને બધી માહિતી આપી હોત.'' તેણે સ્પષ્ટ કહ્યું. આ વખતે તેનો ઘૂંટડો જાણે ગળામાં જ રુંધાઈ ગયો.

''પણ મેડમ....'' જેમ તેમ તેણે કહ્યું.

''પણ શું મેડમ? ..... તું પોતે જ કૉમ્પ્યુટર એક્સપર્ટ છો. તને ખબર પડવી જોઈતી હતી. હું રોબોટ ઉત્પાદન સાથે સંકળાયેલી છું માટે અમારે વિશે જાણકારી મેળવવા માંગતા હોય તેને નજરમાં રાખવાની તકેદારી અમે રાખતાં હોઈએ છીએ. મેં જ તે કૉમ્પ્યુટર પ્રોગ્રામ બનાવેલ છે. તું તારી જાતને કૉમ્પ્યુટર નિષ્ણાત માનતો હોઈશ પણ તારા વિશે માહિતી મેળવવાનું અમારા માટે અઘરું નથી. તું વધુ સાવચેતી રાખે તો સારું કારણ કે તારો રીઝ્યુમે બેશક ભવ્ય લાગે છે.'' તે જાણે દાંતિયા કાઢતી તેને ધકેલાતી હોય તેમ બોલી.

''થેંક યુ,'' તે માંડ માંડ બોલી શક્યો.

''તમે પીવાનું હજુ પૂરું નથી કર્યું,'' તેણે કહ્યું.

તે એક જ ઘૂંટડે પી ગયો. ''મારો કોઈ ખરાબ હેતુ ન હતો તેની હું તમને ખાતરી આપું છું. હું તો માત્ર મારા પડોશી તરીકે જાણવા ઈચ્છુક હતો.'' તેનો ગ્લાસ નીચે મૂકતાં તેણે કહ્યું.

''તમારા ઈરાદાઓ વિશે મને કોઈ શંકા નથી. પાડોશી વિશે જાણવાની ઈચ્છા હોવી તે બહું સ્વાભાવિક છે. અને માટે જ મેં તમારી સાથે સીધી જ વાત કરી હોત. હું જાતે જ તમારી પાસે આવવાની હતી પણ જ્યારે મને ખબર પડી કે તમે કૉમ્પ્યુટરની (મેમરી બૅન્ક) સ્મૃતિ બૅન્કમાંથી માહિતી એકઠી કરવાનો પ્રયત્ન કરી રહ્યાં છો ત્યારે મેં રાહ જોવાનો નિર્ણય કર્યો. અચ્છા એક વાત, અમારી કંપનીમાં કે.આર.ઈ. – 1000 કૉમ્પ્યુટરનું અત્યાધુનિક મોડેલ આવી રહ્યું છે. તમે તેના પર કામ કરશો?''

તેની ઑફરથી જાણે તે ધરતીથી ઊંચો ઉડવા લાગ્યો. કે. આર ઈ.સ. – 1000 સુપર કૉમ્પ્યુટર છે. આર્ટિફિશિયલ ઈન્ટેલિજન્સનું એક અત્યંત તેજસ્વી મૉડેલ છે. આવા કૉમ્પ્યુટર પર કામ કરવું તે આ ક્ષેત્રમાં કામ કરતા દરેકનું સ્વપ્ન હોય છે. આખી દુનિયામાં આવાં ત્રણ જ કૉમ્પ્યુટરો છે અને જે સાહજિકતાથી તેણે આ પ્રશ્ન પૂછ્યો તેનાથી તો તે દંગ રહી ગયો. તેનું મોઢું ફાટી ગયેલું હતું. તે છોકરીને તાકી રહ્યો હતો.

''તમે આવી રીતે કેમ મને જોઈ રહ્યાં છો? તમને જો આ વાત ન ગમી હોય તો જવા દો ભૂલી જાવ, તમે મારા વિશે માહિતી મેળવવાનો પ્રયત્ન કર્યો માટે મેં પણ તેમ જ કર્યું તમારા વિશે માહિતી મેળવી. મારો ઈરાદો પણ ખરાબ ન હતો.'' તેણે સ્પષ્ટતા કરતાં કહ્યું.

પછી તેની રમૂજવૃત્તિ એકઠી કરી તેણે કહ્યું,''ના, ના, એવું કશું નથી ઉલટાનું

કે. આર. ઈ. પર કામ કરવું એ એક મારું માનીતુ સ્વપ્ન હતું અને મેં ધાર્યું ન હતું કે તે કોઈ દિવસ સાકાર થશે. અમારા જેવા માણસો સુંદર સ્વપ્નો તો જોતા હોય છે પણ તે ભાગ્યે જ સાચાં પડતાં હોય છે.'' તેની સામે જોતાં તેણે કહ્યું. તે જ્યારે વાત કરી રહ્યો હતો ત્યારે તેનો પતિ તેના રૂમમાંથી બહાર આવ્યો તેણે કાચનો કેઈસ ઉઘાડ્યો અને તેમાંથી કશુંક લીધું બંનેએ તેમની આંખોથી કશાક સંદેશાની આપ લે કરી પછી ફરી તે તેના કામે પાછો ફર્યો.

વાત આગળ વધારતાં તેણે પૂછ્યું'' તમે શું કહેતા હતાં?''

''આપણા સ્વપ્નો ભાગ્યે જ સાચાં પડતાં હોય છે.''

''સ્વપ્નો સાચાં પડતાં હોય છે. તમે જો પ્રયત્ન કરો તો બધું જ શક્ય છે. બારણે ટકોરા મારો અને તે ખુલશે. પણ તમે પ્રયત્ન જ કરતાં નથી અને આ તરફ હું તમને ઑફર કરું છું.'' તેણે વેધક નજરે તે યુવતી તરફ જોયું. તે આ વાત પ્રત્યે ખરેખર ગંભીર હતી.

''અચ્છા તો મારે એપ્લીકેશન કોને કરવી? હું તમને મારી વિગતવાર અભ્યાસ અને બીજી માહિતી કૉમ્પ્યુટર મારફત મોકલીશ.''

''તો તમે અમારી સાથે જોડાવ છો?''

''ખરેખર એવું નહીં, તમે કહ્યું તે રીતે હું અરજી કરીશ પણ હું મારી સ્વતંત્રતા ગુમાવીશ, મને વિચારવા માટે થોડો સમય આપો.''

''જો તમે જોડાવા ઈચ્છતા હો તો 'ભારત રોબોટ પ્રોડકશન'માં અત્યારથી જ જોડાઈ શકો છો.''

''વિચારવા માટે ખરેખર મને થોડો સમય જોઈશે.''

''તમારે કેટલો સમય જોઈશે?''

''એક અઠવાડિયું.''

''અચ્છા! મને તમારા નિર્ણય વિશે જણાવજો.''

''અચ્છા તો હવે હું રજા લઈશ.''

''કેમ? આ વિષય તો એમ જ નીકળી આવ્યો આપણે બીજી વસ્તુઓ બાબતો વિશે વાતો કરી શકીએ. પણ અમને એટલે કે અમારી ટીમને તમારા સાથથી ખૂબ જ આનંદ થશે.''

તે પછી તેમણે બીજી કેટલીય વાતો કરી, ગપ્પાં માર્યાં, હોલોગ્રાફિક ટેપ, શુક્ર પર રજાઓ, તેની નોકરીનો પ્રકાર, તેનું કામ, તેણીનો બગીચાનો અને નવા રોબોટ બનાવવાનો શોખ. તેણીએ કહ્યું કે આજ મુખ્ય કારણ છે કે તેણે એક જ રોબોટ ઘરમાં રાખ્યો છે. તે પછી ફરી વાર પીણું પીવાનો દોર ચાલ્યો અને થોડા દિવસો પછી જમવા માટેનું આમંત્રણ આવ્યું. જ્યારે તેણીએ જમવાના દિવસની યાદ દેવરાવી ત્યારે તે એકદમ ખુશખુશાલ થઈ ગયો પણ તરત જ તેણે [redacted] પર કાબુ મેળવી

લીધો અને નક્કી કર્યું કે પરિણીત સ્ત્રી સાથે અંતર રાખવું જરૂરી છે. બે દિવસ પછી જ ભોજનનો આમંત્રણ દિવસ આવ્યો. તે ભવ્ય લાગતી હતી...અને કોકટેઈલ પણ તૈયાર હતું. તેણીએ જમવા માટે બોલાવ્યો.

"તમારા પતિ ઘરે નથી?" તે પૂછ્યા વગર રહી ન શક્યો.

"મારા પતિ? અરે હા!" મશ્કરી કરતાં હસતાં તેણે કહ્યું.

"તે આજે જમવાના નથી તેથી તેઓ બહાર ગયા છે."

"ઓહ, મને માફ કરશો." તે બોલી ઉઠ્યો.

"તેમાં તમારે માફી માંગવાની જરૂર નથી." તેણીએ કહ્યું.

તેને એમ કે ભોજન બગડશે, પણ તેણીએ તેમ થવા દીધું નહીં, તેણી જાણે તેને ખોલી નાખ્યો, તેને વાતો કરતો કર્યો. ભોજન પૂરું થયું ત્યારે બંનેને એમ થયું કે, તેઓ ખરેખર એકબીજા પાસે ખુલ્યા હતા. તેઓએ લાંબી લાંબી સરસ વાતો કરી. જ્યારે તે ઘરે જવા ઊભો થયો ત્યારે અડધી રાત થઈ હતી, તેણીએ પૂછ્યું.

"પેલી ઑફર વિશે કંઈ વિચાર કર્યો?"

"મને હજી થોડો વધુ સમય જોઈશે." તેણે કહ્યું. ખુલ્લા હાસ્ય સાથે તેણે કહ્યું ફરીવાર જરૂર આવજો. તે રાતે તે સૂઈ શક્યો નહીં. તે નોકરી વિશે નહોતો વિચારતો પણ તેના વિશે વિચારતો હતો. તેણે સમસ્ત માનવજાત અને સંસ્કૃતિને ગાળો આપી. થોડી સદીઓ પહેલાં માણસ મનપસંદ વ્યક્તિ સાથે સંબંધ બાંધી શક્તો પણ હવે ભયંકર ભયંકર એઈડ્ઝનો જીવલેણ રોગ ફાટી નીકળવાથી બધું બગડી ગયું અને ફરી લગ્નસંસ્થા ચલણમાં આવી છે. તેને હજી ખાતરી ન હતી કે તેણી તેના પતિને છૂટાછેડા આપી તેને પરણશે.

ભારત રોબોટ પ્રોડક્શનમાં કામ કરવું એટલે આખો દિવસ તેણીના સંપર્કમાં રહેવું. તેને સ્વપ્ન આવ્યું કે તે તેણી સાથે કશુંક ભયંકર કરી રહ્યો છે અને એક આંચકા સાથે તે ઉઠ્યો, બાકીની રાત તે વિચારતો રહ્યો, તેને ઊંઘ ન આવી.

બીજે દિવસે તે ઘરે જ રહ્યો. તેણે તેના રોબોટને બધી એપોઈન્ટમેન્ટ રદ કરવાનું કહી દીધું. સાંજે વિઝી ફોનની ઘંટડી વાગી. તેણી તેની સાથે વાત કરવા માંગતી હતી, તેણે હકારમાં માથું ધૂણાવ્યું.

"હું ત્યાં આવું છું." અચાનક ફોન કપાઈ ગયો. થોડા જ સમયમાં તે બારણે દેખાઈ.

"હેલો, કેમ શું થયું? કેમ મારી અણઘડ રસોઈથી તમને અપચો થઈ ગયો?" તેણીએ પૂછ્યું.

તેણે માથું ધૂણાવ્યું અને તેણીને બેસવાનું કહ્યું. "મેં તમારી ઑફર વિશે ગંભીરતાથી વિચાર કર્યો છે. મને કે. આર. ઈ. પર કામ કરવું ગમશે પણ તે

માટે હું મારી સ્વતંત્રતા ગુમાવવા માંગતો નથી અને મારું બંધારણ નોકરીને અનુકૂળ નથી. હું ટીમના સમૂહનો માણસ નથી.મેં આ નોકરી ન સ્વીકારવાનો નિર્ણય કર્યો છે."

"પણ ત્યાં કોઈ ટીમનો સવાલ જ નથી. ત્યાં ફક્ત બે જ વ્યક્તિ હશે તમે અને હું. આપણે કૉમ્પ્યુટર પર સાથે કામ કરીશું. જો તમારે મારી સાથે કામ ન કરવું હોય તો કંપની તે પણ સ્વીકારશે. સિક્યોરિટી ક્લિયરન્સની ને એવી બીજી સમસ્યાઓ ઊભી થશે પણ તેને તો પહોંચી વળાશે."

"મારે ના પાડવાનું ચોક્કસ કારણ તે જ છે." તેણે સાહસ કરતાં કહ્યું, "હું સમજી નહીં શા માટે?"

"મને હવે સાચું કહેવા દો. તમારા સાન્નિધ્યમાં કામ કરવામાં મને મારી જાત પર અવિશ્વાસ છે. આ ઑફરને નકારવામાં આ પણ એક કારણ હતું."

"શું હું એટલી બધી ખરાબ છું? કે પછી મારી બૌદ્ધિક ક્ષમતા તમારા કરતાં ઉતરતી છે?"

"મહેરબાની કરીને મારા અંગે ગેરસમજ ન કરો. તમે બહુ સારા માણસ છો ને તમારી બૌદ્ધિક ક્ષમતા વિશે પણ મને કોઈ શંકા નથી પણ મને લાગે છે કે, આપણે થોડા વહેલા મળ્યા હોત તો વધુ સારું હતું."

"કેમ? તમે કોઈની સાથે જોડાયા છો? તમારાં લગ્ન થઈ ગયાં છે?"

"હું મારી નહીં તમારી વાત કરું છું."

"તમે શું કહેવા માંગો છો?"

"તમે પરિણીત નથી?"

તેણી ખડખડાટ હસી પડી અને અંતે કહ્યું,"તમે શું વાત કરો છો? લગ્નસંસ્થાની કોણ દરકાર કરે છે? થોડા સમય પહેલાં આ જરીપુરાણી પ્રથાએ માથું ઊંચક્યું હતું પણ હવે તો સ્વતંત્રતા ફરી આવી છે.

"હું દિલગીર છું, પણ આ બાબત પર આપણા વિચારો સરખા નથી. તમે મને પરંપરાવાદી જૂનવાણી કહી શકો પણ હું હજી લગ્નબંધનમાં માનું છું;' તેણે કહ્યું. તેનો અવાજ સહેજ તંગ થયો.

"મહેરબાની કરીને આમ નારાજ ન થાવ! તમને કોણે કહ્યું કે હું પરિણીત છું? તેણીએ પૂછ્યું.

"ઓહ!તમે બંને માત્ર એમ જ સાથે રહો છો?" તેણે પૂછ્યું.

"કોની સાથે રહેવાની વાત કરો છો?"

"તમારા ઘરના પેલા માણસની. તમે તો તેની સાથે મારી ઓળખાણ પણ ન કરાવી."

"ઓહ તે? હું તમને કેવી રીતે કહું?"

"જો તમારી મને કહેવાની ઈચ્છા ન હોયતો તે અંગે કોઈ ફરજ નથી."

''મહેરબાની કરીને મને પાંચ મિનિટ સાંભળો.''

તે મૌન રહ્યો.

''હું દેખાવડી છું, હું સારા હોદ્દા ઉપર છું, આથી ઘણા પુરુષો મારી સાથે સંબંધ વધારવા પ્રયત્ન કરતા હતા. શરૂઆતમાં તો તેઓએ મારા સ્વતંત્ર અને નિખાલસ વ્યક્તિત્વનો લાભ લેવાનો પ્રયત્ન કર્યો. આથી જ આપણા વર્કશોપમાંથી હું એક રોબોટને સાથે રાખવા ઘરે લઇ આવી અને માણસો તેને મારો પતિ માનવા લાગ્યા. અમારી કંપનીમાં પણ બહુ ઓછા માણસો જાણે છે કે, તે એક રોબોટ જ છે. એક વસ્તુ મેં એ નોંધી કે તેને ઘરમાં લાવ્યા પછી માણસો મારી સામે નજર નાખતા બંધ થઇ ગયા. મને સુખશાંતિની જીંદગી મળી ગઇ. દરમિયાન આર્ટિફિશિયલ ઇન્ટેલિજન્સ પરના સેમિનારમાં મેં તમને જોયા, મેં તમારા વિશે પહેલાં સાંભળ્યું હતું પણ તે સમયે ખરેખર મેં તમને જોયા. તમારા રીસર્ચ પેપરથી (સંશોધન પત્ર) હું ખરેખર પ્રભાવિત થઇ હતી. ભોજન સમયે હું તમારી આસપાસ મંડરાતી રહી હતી પણ તમે લોકો સાથે ચર્ચામાં જ મશગુલ હતા કે તમારું ધ્યાન જ મારા તરફ ન ગયું. ત્યાર પછી તમારું સરનામું શોધ્યું અને તમારી પડોશી તરીકે રહેવા આવી. આ બધું બન્યું છતાં તમારું મારા તરફ ધ્યાન ન ગયું પણ અચાનક મને ખ્યાલ આવ્યો કે તમે મારા પર નજર રાખી રહ્યા છો ત્યારે મેં વિચાર્યું કે તમે એટલા બધા નીરસ નથી.''

તેણે માથું ધૂણાવ્યું અને કહ્યું, ''હું ખરેખર દિલગીર છું.''

પછી જે કાંઇ બન્યું તે આપણે ધારી શકીએ છીએ. એક નજીવી ગેરસમજણમાં તેમણે જે સમય બગાડ્યો હતો તે તેમણે કેવી રીતે સરભર કર્યો તે વિશે કહેવું બિનજરૂરી છે. થોડા સમય પછી તેઓ હોશમાં આવ્યા અને તે દિવસથી તેણી તેના ઘરે ન ગઇ.



પછી તેઓ વચ્ચે એક ગાંઠ બંધાણી. આ દિવસોમાં લગ્ન વગર બાળકનો જન્મનો કોઇ વાંધા નહોતા લેતા પણ તેણે પહેલાં લગ્નનો આગ્રહ રાખ્યો. તેમનાં લગ્ન બાદ જ તેમણે મધુરજની ઉજવી. તેમનાં લગ્ન પહેલાં જ તેણે રોબોટને કંપનીમાં પાછો મોકલી દીધો. તરત જ તેને પ્રસૂતિગૃહમાં દાખલ કરવામાં આવી, તેની સ્વતંત્રતાના એ નાના એવા ગાળામાં તેણે અમને ઘેર આમંત્ર્યાં. બધા મહેમાનો ચાલી ગયા પછી અમો બેજ જણા રહ્યા હતા. મેં તેની આખી વાત સાંભળી અને તેને ખાતરી આપી કે તે બહુ નસીબદાર છે કે તેને આવી અદ્દભૂત પત્ની મળી. પણ તરત જ તે થોડો દ્વિધામાં હોય તેવું લાગ્યું.

''તું શું વિચારી રહ્યો છે?'' મેં પૂછ્યું.

''મારા દોસ્ત, મને ખબર નથી પડતી કે તને કેવી રીતે કહેવું, એક જ વ્યક્તિ છે જે મારી શંકાનું સમાધાન કરી શકે. પણ હું મારી શંકા તેણી પાસે વ્યક્ત ન કરી શકું. મેં જ રોબોટને પાછો મોકલ્યો હતો. તેની પાસેથી પણ મને સહેલાઈથી જવાબ મળ્યો હોત. તેણે મને સાચો જવાબ આપ્યો જ હોત. તેને મેં કેવી રીતે સ્વીકાર્યો હોત, તે વિશે મને શંકા છે. મેં નક્કી કર્યું છે કે, આખી વાતને ભૂલી જ જવી, મારા અંતરને કોરી ખાતા તે શક વિશે તને કેવી રીતે કહેવું?'' તેણે કહ્યું, તે જાણે શૂન્યમાં તાકી રહ્યો હતો.

''તેં શું કહ્યું તેનો એક અક્ષર પણ મને સમજ પડી નથી.'' મેં કહ્યું, તેણે એક ઊંડો નિશ્વાસ મૂક્યો અને કહ્યું,''મને ખબર નથી પડતી કે તને તે વાત કેવી રીતે કહેવી?''

''હું તને એક વાત કરું? મને જો આવી સુંદર બુદ્ધિશાળી અને પૈસાદાર પત્ની મળી હો તો હું તે પછી સુખી જ થઈ ગયો હોય, લોકોએ મને એક નવા પ્રકારની જ નૌકા તરીકે જોયો હોત...''

''અને હા! અને પછી તારી પત્નીને રોબોટ સાથે સંબંધ છે તેવી આંશકાથી તું ગ્રસ્ત થઈ ગયો હોત અને ધડાકા સાથે જમીન પર પછડાયો હોત.'' તેણે વાત કાપતાં - અટકાવતાં કહ્યું.

''અરે મૂરખ! જો એવું કાંઈ હોય તો પણ તમને શું ફેર પડે છે? રોબોટ હવે ચિત્રમાં જ નથી. અને તે સાચો માણસ હોત તો પણ શું ફેર પડ્યો હોત? તારો આ શક પાયા વગરનો છે. હવે મારી વાત સાંભળ આ પ્રકારની વિશિષ્ઠ પુરુષસહજ ઈર્ષાને છોડી દે અને સુખેથી સાથે રહે. એક જ વાત ધ્યાન રાખ કે એક શંકા સુદર વસ્તુને નષ્ટ કરી શકે છે. તારા મગજમાં તેને સ્થાન જ ન આપ.'' મેં તેને પ્રતીતિજનક અવાજમાં કહ્યું અને જવા ઊભો થયો.

મને થયું કે, એક શંકાને મનમાં ઉછેરીને તે જાત પાસે જ મૂર્ખ પૂરવાર થઈ રહ્યો હતો અને હું ચાલ્યો આવ્યો.

તે વાતને ઘણાં વરસો થયાં.

તેમનુ લગ્નજીવન હવે સુખી છે. તે હવે સુખી છે. તેનાં છોકરાંઓ મોટાં થઈ ગયાં છે અને તેથી હું વિશ્વાસથી કહી શકું છું કે, તેણે તેની શંકાની વાત તેની પત્નીને નહીં કરી હોય.

(મૂળ મરાઠી)

# રૂબી

અરૂણ માંડે

દરદીના ગયા પછી મેં તેના કેઈસનાં નિરીક્ષણો ટપકાવવાનું શરૂ કર્યું. મેં કેબિનના બારણા ખુલવાનો અવાજ સાંભળ્યો. મેં વિચાર્યું કે બીજા દરદીના નામની જાહેરાત કરતી રૂબી જ હશે. ઊંચું જોયા વગર જ મેં કહ્યું "હા તો રૂબી પછીના દરદીને અંદર મોકલ."

પછી હું મારી નોંધોમાં ખોવાઇ ગયો. પણ મેં રૂબી જાય ત્યારે બારણા બંધ થવાનો ધારેલો અવાજ ન સાંભળ્યો. તેથી મેં ઊંચું જોયું. રૂબી ત્યાં જ ઊભી હતી.

મેં પૂછ્યું "રૂબી તું પછીના દરદીને અંદર કેમ મોકલતી નથી?"

"ડૉક્ટર બહાર હવે કોઈ દરદી છે જ નહીં. આજના દિવસની તમારી એપોઈન્ટમેન્ટ પૂરી થઈ ગઈ છે." રૂબીએ કહ્યું.

મેં મારી ઘડિયાળ તરફ નજર કરી. લગભગ રાતના 10.00 વાગ્યા હતા. મેં મારી ડાયરી બંધ કરી અને કહ્યું, "અચ્છા રૂબી, તું આ બધું સમેટી લે, હું ઘરે જાઉં છું." મારા આશ્ચર્ય વચ્ચે મેં તેને ત્યાં જ ખોવાયેલી જોઈ. મને થયું જરૂર કશુંક અજુગતું બન્યું છે.

"રૂબી, તું મને કશુંક કહેવા માંગે છે?"

"હા, ડૉક્ટર."

"આવ, બેસ. હવે નિરાંત રાખ, તારા કામના કલાકો પૂરા થયા છે.

તું સ્વસ્થ થા. અચ્છા મને કહે....."

રૂબી મારી સામેની ખુરશી પર બેઠી અને નજર ઝુકાવી બોલી.

"ડૉક્ટર હું તમને કહેવા માગું છું તે તદ્દન અંગત અને અત્યંત ખાનગી છે. હું હસ્યો અને કહ્યું, "રૂબી તું અહીં આવતા બીજા દરદીઓની જેમ જ કેમ વાત કરે છે? તું કોઈ મારી દરદી નથી. તું તો સારી સેક્રેટરી છે અને આ બંધ રૂમમાં જે કાંઈ વાતચીત થાય છે તે ખાનગી જ હોય છે. તું સ્વાસ્થ્યનીતિ વિષે જાણે છે એટલે તારે મારી પાસે કોઈ ખાતરી માગવાની જરૂર જ નથી. તું તો જે કંઈ કહીશ તે મારી અને તારી વચ્ચે જ રહેશે."

"ડૉક્ટર, હું તમારા પ્રેમમાં છું." રૂબીએ શાંતિથી જાહેર કર્યું.

હું મારી ચેરમાં ગોઠવાયો.

મારા વ્યવસ્થાના એક ભાગરૂપે હું ઘણા ભયંકર રહસ્યસ્ફોટોથી ટેવાયેલો હતો પણ આ રહસ્યસ્ફોટે મને જે હચમચાવી નાખ્યો તેવું પહેલાં કદી બન્યું ન હતું.

મેં તેને પૂછ્યું, "તું શું કહે છે તેનું તને ભાન છે?"

"હું ખરેખર કહું છું," તે બોલી.

"તું એક રોબોટ છે તેની તને ખબર નથી?"

"અલબત્ત! મને તેની ખબર છે."

તો રૂબી તે જાણતી હતી છતાં તે મારા પ્રેમમાં હતી.

"જો રૂબી, મારો એક મિત્ર રોબોટ માનસશાસ્ત્રી છે. આપણે કાલે સહુથી પહેલું કામ તેને મળવાનું કરીશું. શક્ય છે તે અત્યારે પણ ક્લિનીક પર હોય. મને તેની એપોઈન્ટમેન્ટ લેવા દે." મેં વિઝી–ફોન લેવા હાથ લંબાવતાં કહ્યું.

રૂબી ઝડપથી ત્યાંથી ખસી અને મારો હાથ પકડી ટેબલને સામે છેડે ઝૂકી. હું જાણતો હતો કે રોબોટના શરીરનું ઉષ્ણતામાન માનવના શરીરના સામાન્ય ઉષ્ણતામાન જેટલું જ રાખ્યું હોય છે. રોબોટ સ્પર્શ કરે ત્યારે કેવી લાગણી થાય તેનો મને અનુભવ ન હતો. મેં તે વિશે કદી વિચાર્યું જ ન હતું અને કદાચ મેં એમ પણ ધાર્યું હોય કે તેમનો સ્પર્શ ઉષ્માવિહીન, યાંત્રિક, અમાનવીય અને દૂરનો હશે. રૂબીનો હાથ ખૂબ સુંવાળો અને માનવીય લાગ્યો. તેના મનમાં જે કંઈ ચાલતું હોય તે સંવેદનાઓને તે વ્યક્ત કરી શકતી. રૂબીએ તરત જ તેનો હાથ પાછો લઈ લીધો અને કહ્યું, "હું બહુ દિલગીર છું. મારે આવું નહોતું કરવું જોઈતું, પણ તમે તેમને ફોન કરશો નહીં."

"પણ શા માટે?" મેં પૂછ્યું.

"ડૉક્ટર, શું પ્રેમ એ માનસિક રોગ છે?" તેણે પૂછ્યું.

"ના ચોક્કસ નથી. એ બહુ કુદરતી અને સુંદર લાગણી છે."

"પ્રેમમાં પડવું એ શું અકુદરતી છે?" તેણે પૂછ્યું.

"ના, જરા પણ નહીં" મેં જવાબ આપ્યો.

"તો પણ તમે મને રોબોટ સાઈકૉલોજીસ્ટ (માનવશાસ્ત્રી)ને બતાવવાનું કેમ કહો છો?"

મેં તેને અટકાવવા કહ્યું, "કારણ કે તું એક રોબોટ છે."

એક રોબોટને શું પ્રેમ કરવાનો કોઈ અધિકાર નથી? તેણે પ્રશ્ન પૂછ્યો. "પણ રૂબી આ અધિકારની વાત નથી. આ તો ફરજનો પ્રશ્ન છે!"

"કેવી રીતે?"

નેક રોબોટ કંપની પાસેથી મેં મારા સેક્રેટરી તરીકે તેને ભાડે રાખી છે અને

તેના માટે હું મોટી રકમનું ભાડું ચૂકવું છું અને તેના બદલામાં તું મારા બધા કામમાં મને સહાય કરે તેવી અપેક્ષા હું રાખું છું. હું તને અહીં કોઇના પ્રેમમાં પડવા માટે લાવ્યો નથી." થોડા ગુસ્સાનો ભાવ પ્રદર્શિત કરતાં હું બોલ્યો.

"ડૉક્ટર, મારી જગ્યાએ કોઈ સ્ત્રી જો કોઈના પ્રેમમાં પડી હોત તો?

"કોઈના પ્રેમમાં પડવું તે તેનો અંગત પ્રશ્ન છે. જો તે વાત મારા કામમાં વિઘ્નરૂપ થતી હોત તો જ મેં તેમાં દખલ કરી હોત. કોઈ પણ હિસાબે મારા કામને મેં સહન થવા ન દીધું હોત.' મેં કહ્યું.

"ડૉક્ટર, ગયું આખું વરસ હું તમારા પ્રેમમાં જ હતી. તેને લીધે અહીં મારા કામમાં કશો ફેર પડ્યો હતો? ફરિયાદ કરવાની કોઈ તક મેં તમને આપી છે?"

"રૂબી, મારે કોઈ દલીલો સાંભળવી નથી, મારે જે કહેવું છે તે તું સાંભળ."

ત્યાં જ મેં વિઝી–ફોનનું બઝર સાંભળ્યું. મેં બટન દબાવ્યું. નાના પડદા પર હેમાનો ચહેરો દેખાયો.

"હા! અનિલ!" તે બોલી ઉઠી.

"હેમા, તું શિકાગોથી ક્યારે પાછી ફરી?" ઉત્તેજિત થઈને તેણે જવાબ આપ્યો. "બસ હમણાં જ." સીધા એરપોર્ટથી જ તને ફોન કરું છું. અહીંયા ઉતરીને સહુથી પહેલાં મને તુ જ યાદ આવ્યો. મને ખાતરી ન હતી કે આ સમયે તું મને મળી જઈશ. મારી ગેરહાજરી તને સાલે છે?"

"કેવી રીતે ન સાલે? હવે તું મને એ તો કહે કે ઇન્ડિયા કેટલું રોકાવાની છે?"

"હું અહીં તારા માટે આવી છું. હું અહીંયા જ સ્થાયી થવાની યોજના ઘડું છું."

"ઓહ! કેટલું સરસ! હું ખરેખર બહુ ખુશ થયો છું. બોલ આપણે ક્યારે મળીશું?"

હેમાએ હસતાં હસતાં કહ્યું,"જો તારી ઇચ્છા હોય તો હું હમણાં જ ત્યાં આવું."

"તને ખબર છે અત્યારે કેટલા વાગ્યા છે? સાડા દસ."

"મને અનુકૂળ છે. મેં વિચાર્યું હતું કે આખી રાત્રિ આપણે સાથે ગાળીશું."

"હવે મશ્કરી બંધ કરીશ. જો હું શનિવારે સાંજે ફ્રી છું. તો આપણે સાથે સાંજે જમીએ."

"ક્યાં?"

"આપણી કાયમની જગ્યાએ. એ જ સ્થળ."

"ઓકે. ફાઈન! અનીલ તારી પાસે આ સુંદર છોકરી બેઠી છે તે કોણ છે?"

"તે મારી નવી રોબોટ રૂબી છે."

"અચ્છા, ઓકે અનિલ, ચાલ આપણે મળીએ." હેમાએ કહ્યું અને તેનો ચહેરો વિઝી–ફોન મૉનિટરમાંથી અદશ્ય થઇ ગયો.

રૂબીએ પૂછયું, "હેમા કોણ છે?"

''મારી સહાધ્યાયિની છે. મેડિકલમાં ડીગ્રી લીધા પછી તે જીરીયાટ્રીક્સમાં એમ.ડી. કરવા શિકાગો ગઈ.''

''ડૉક્ટર, તમે તેને ચાહો છો?'' રૂબીએ પૂછ્યું.

''ઓહ રૂબી, એ વાતમાંથી હવે બહાર આવીશ. એવું લાગે છે કે તું આજકાલ હિન્દી ફિલ્મના ખોરાક પર છે. પ્રેમ સિવાય તને દુનિયામાં બીજું કાંઈ દેખાતું નથી?'' હેમા મારી એક સારી દોસ્ત છે મને તે બહુ ગમે છે, પણ પ્રેમ... એની મને કાંઈ ખબર નથી.''

''એવું લાગે છે કે, તે તમારા પ્રેમમાં છે.'' રૂબીએ કહ્યું.

હું હસ્યો અને કહ્યું, ''કમળાવાળી આંખની દૃષ્ટિ જેવી વાત છે તને બધે પ્રેમ સિવાય કંઈ દેખાતું જ નથી. તારા માટે આ સારું નથી.''

''પણ ડૉક્ટર, તમે કહ્યું હતું કે પ્રેમ એક સારી લાગણી છે.''

''હા, ચોક્કસ અમારા માટે ખરેખર એક સારી લાગણી છે પણ તારા માટે નહીં. તારા સારા માટે તારે એ હંમેશાં યાદ રાખવું જોઈએ કે તું એક રોબોટ છે'' મેં કહ્યું.

''અને રોબોટને કોઈ લાગણીઓ નથી હોતી?''

''નથી હોતી અને મારા મતે તો હોવી પણ નહીં જોઈએ.''

''જો તમે રોબોટ હોત તો તમને ખબર પડત કે અમને પણ લાગણીઓ હોય છે.''

''મને ઘણીવાર લાગે છે કે મારે મનોચિકિત્સક થવાની જરૂર ન હતી.''

''તમે એમ શા માટે કહો છો?'' રૂબીએ કહ્યું.

''રૂબી, છેલ્લાં બસો વરસમાં માણસે અદ્‌ભુત પ્રગતિ કરી છે. જીવનનાં દરેક ક્ષેત્રોમાં અદ્‌ભુત શોધો થઈ છે. નવી શોધો ચાલી રહી છે. અમારા મેડિસીનના ક્ષેત્રમાં પણ અભૂતપૂર્વ વિકાસ થયો છે. જીનેટીક એન્જીનિયરીંગને કારણે આનુવંશિક રોગોથી તથા કેન્સર તથા એઈડ્ઝ જેવા ભયંકર રોગોથી મુક્તિ મળી છે. જીવનરેખા લગભગ એંશી વરસ જેટલી ઉપર ગઈ છે. મારી દોસ્ત હેમા વૃદ્ધત્વને રોકવા ઉપર સંશોધન કરી રહી છે અને તમારા રોબોટીક્સના ક્ષેત્રમાં શું બસો વરસ પહેલાંના અને અત્યારના રોબોટ વચ્ચે કેટલો બધો ફેર છે. તે બધા માનવ જેવાં શારીરિક લક્ષણો અને ક્ષમતાઓ જાતે કેળવી લીધાં છે પણ રૂબી, તું સો એ સો ટકા માણસ થઈ શકે નહીં.''

''કેમ શા માટે?'' રૂબીએ પૂછ્યું.

''કારણ કે તમારી પાસે માણસો જેવું મગજ નથી, અને એ સારું જ છે કે તમારે એવું મગજ નથી.'' મેં કહ્યું.

''મગજ કેવું હોય?'' રૂબીએ પૂછ્યું.

"અત્યાર સુધીમાં કોઈ તેની વ્યાખ્યા બાંધી શક્યું નથી. એની વ્યાખ્યા બહુ મુશ્કેલ છે. એ એક સંકુલ વસ્તુ છે. તારા માથામાં રાખેલા પોઝીટ્રોનીક મગજ કરતાં ઘણું અટપટું છે. રૂબી, માણસે ઘણો ભૌતિક વિકાસ કર્યો છે પણ તેનું મગજ તો હજી પેલા પ્રાગૈતિહાસિક માનવ કે પ્રાણી જેવું છે. રૂબી, માણસના મગજમાં એકમાત્ર પ્રેમની લાગણી જ નથી. પ્રેમ જેવી લાગણીઓ, અનુકંપા, દયા, શાંતિ, ક્રોધ ઈર્ષા અને અસ્થિરતા પણ આ મગજમાં રહે છે. એવા પ્રસંગો આવે છે જ્યારે સાંસ્કૃતિક ઉત્ક્રાંતિના બધા ખ્યાલો કડડભૂસ તૂટી પડે છે અને માણસ તેની પ્રાગૈતિહાસિક વન્ય, હિંસક એવી સાચી છબી જુવે છે. અને ત્યારે માણસ વિચારે છે કે માણસ ખરેખર બહુ બદલાયો નથી અને આવા સંઘર્ષોમાં માણસને એમ લાગે છે કે તે રોબોટ છે."

"મગજમાં માત્ર સારી લાગણીઓ જ રાખવાનું શક્ય નથી?" જો એમ થઈ શકતું હોય તો અત્યારે આખા વિશ્વમાં જ બિલાડીના ટોપની જેમ સાઈક્યાટ્રીક ક્લિનિકો ફૂલીફાલી છે તેની કોઈ જરૂર જ ન રહે. જગતના સંતો જે ઉપદેશ આપે છે તે ધ્યાનથી સાંભળો તો તેઓ કહે છે, "સત્ય બોલો, ચોરી કરો નહીં, કોઈની હત્યા કરો નહીં, બધાને મદદ કરો," તેઓ આ જ વાત શીખવતા આવ્યા છે. તેમણે આ બધી વાતો લોકોને શીખવવી પડે છે કારણ કે પોતાની રીતે તો માણસો તેમ કરતા જ નથી. અત્યારે પણ જો કોઈ મહાન આત્મા જન્મ લે તો તેણે પણ લોકોને આ જ વાત શીખવવી પડે કારણ કે માણસ બદલાયો નથી. આવતાં હજાર વરસોમાં પણ તે બદલશે નહીં."

"પણ હું બદલાવા માગું છું, હું માણસ બનવા માગું છું." રૂબીએ આજીજી કરી.

"રૂબી તારી આ મૂર્ખાઇ હવે બંધ કર. આવતીકાલે હું સવારે તપાસ માટે તને રોબોટ કંપનીમાં મોકલી આપીશ."

"પણ ડૉક્ટર..."

"હવે કોઈ પણ ને બણ નહીં. આ મારો આદેશ છે. રોબોટે માણસની આજ્ઞાનું પાલન કરવું જ જોઈએ. આસીમો નો આ પહેલો નિયમ છે તેની તને ખબર નથી." મેં કરડાકીથી કહ્યું.

તે ધીમેથી ખુરશી પરથી ઊભી થઈ, તેની નજર ફરશ પર હતી. તેણે કહ્યું, "અચ્છા ડૉક્ટર, મારા તરફ નજર સુદ્ધાં નાખ્યા વગર તે વળી અને વાવાઝોડાની જેમ મારી કેબીનમાંથી ચાલી ગઈ.

બીજા દિવસે કંપનીએ મને રૂબીને બીજી રોબોટ મોકલી. તે પણ ખૂબ જ કાર્યક્ષમ હતી પણ સેક્રેટરી તરીકે રૂબી સાથે તેની સરખામણી ન થઈ શકે. તેના કામમાં તે ખૂબ યાંત્રિક અને વ્યવહારુ હતી. રૂબીની ગેરહાજરીથી મને એ સમજાયું કે તેની મૈત્રી અને હૂંફથી મારા દર્દીઓ અને બહાર બેઠેલા તેમને સગાવહાલાંની કેવી

લાડકી બની ગઈ હતી. મારા કાયમી દર્દીઓ તેના વિશે પૂછતા હતા. રૂબીની ગેરહાજરીએ મારા દવાખાનામાં હાહાકાર મચાવી દીધો. દર્દીઓનું સમયસર બ્લડપ્રેશર માપવું ઇ.ઇ.જી.પરથી નિર્ણયો લેવા, દર્દીઓને ઇંજેક્શનો આપવાં. પ્રોજેક્ટરની યોગ્ય પેટર્ન ગોઠવવી, આવાં અને એવાં બીજાં ઘણા કામો રૂબી સ્વતંત્ર રીતે કરતી. કામ પરની ફરજ તેની અદા કરવામાં તે ચોક્કસ હતી જ્યારે આ નવી શિખાઉ રોબોટને બધું સમજાવવું પડતું. હું મારા દર્દીઓ પર પૂરતું ધ્યાન કેન્દ્રિત કરી શકતો નહીં. સવારના એક દર્દીને મેં જેમ તેમ જોયો. બીજા કેટલાક દર્દીઓને મેં બે ત્રણ દિવસ પછી આવવાનું કહ્યું.

સવારના રોજીંદા કામ પછી પહેલું કામ મેં રોબોટ કંપનીમાં ફોન કરવાનું કહ્યું. તેનો મૅનેજર રાઘવ મારો સારો મિત્ર હતો. મેં વિઝી ફોન મોનીટર પર તેનો ચહેરો જોઇ પૂછ્યું, "હલો રાઘવ રૂબીને શું થયું?"

"રૂબી, રૂબી કોણ?" તેણે મને પૂછ્યું. તે ગૂંચવાઇ ગયેલો લાગ્યો.

"ઓહ, રૂબી, રૂબ-16 હું તેને રૂબી કહું છું."

"હું તેનો રિપોર્ટ વાંચી રહ્યો છું." રાઘવે કહ્યું.

"તેને શું તકલીફ છે?"

"એક બે તકલીફ સિવાય તેને કાંઇ વાંધો નથી. તેનું પોઝીટ્રોનીક મગજ સરસ કામ આપી રહ્યું છે.

"તે એક બે તકલીફ કઈ છે?"

"ઓહ, કેટલીક વસ્તુઓ ખૂબ જ રસપ્રદ હોય છે. અનીલ તું જાણે છે કે રોબોટ શેના બનેલા હોય છે?"

"હું કાંઈ તારી જેમ રોબોટીક્સનો જાણકાર નથી તો મને કેવી રીતે ખબર પડે? તું જ મને તે વિષે બધી માહિતી આપ."

"રોબોટની મિકેનિઝમના બે મુખ્ય ભાગ છે. એક શરીર અને બીજો મગજ. તેમાં સ્ત્રી અને પુરુષ રોબોટ જેવા કોઈ ભેદ હોતા નથી."

એકાદ સદી પહેલાં રોબોટ બનાવતી વખતે આવા ભેદભાવ રાખવાની જરૂર પણ ન હતી કારણ કે રોબોટનો ઉપયોગ કેવળ અવકાશ સંશોધનમાં જ થતો હતો. એ પછી તેઓનો દવાખાનામાં નર્સ અને ખાણમાં મજૂર તરીકે ઉપયોગ થવા લાગ્યો. એ દિવસો વિચિત્ર હતા. એ દિવસો દરમ્યાન અજાણતાં જ રોબોટમાં પુરુષ અને સ્ત્રીનો ભેદ ઉત્પન્ન થવા લાગ્યો. અને હવે આપણે તેમને રોબોટ તરીકે ઓળખતા પણ નથી. આપણે તેમને એન્ડ્રોઇડ 'માનવસંદેશ' કહીએ છીએ. રોબોટ પ્રસાધનશાસ્ત્રના વિકાસ પછી બધી વસ્તુ ધરમૂળથી બદલાઇ ગઇ. હવે તો અકસ્માતે રોબોટને જો ઇજા થાય તો તેને લોહી પણ નીકળે છે. માણસ સાથે તેમનું એટલું બધુ સરખાપણું છે. રિસેપ્સનીસ્ટ અને સેક્રેટરી તરીકે કામ કરતા રોબોટ તો બ્યુટીપાર્લરની મુલાકાત લેતા પણ થઇ ગયા છે.

"રૂબીને કાંઇ તકલીફ છે?" મેં ખૂબ વાત દોહરાવી. રોબોટનો ઇતિહાસ ખરેખર રસપ્રદ હશે પણ હું તે સાંભળવાના મુડમાં ન હતો. હું હેમાને મળવા ઉત્સુક હતો.

"રૂબી તદ્દન સારી છે," રાઘવે કહ્યું.

"તેના મગજમાં કાંઈ તકલીફ હતી?" મેં પૂછ્યું.

"ઓહ રોબોટનું મગજ! રોબોટીક્સના વિકાસમાં તે એક સીમાચિહ્ન હતું." રાઘવ કહેવાના મુડમાં હોય તેવું લાગ્યું. મારી પાસે તેને સાંભળવા સિવાય કોઈ રસ્તો ન હતો.

"રોબોટનું મગજ પોઝીટ્રોનિક નિયમ પ્રમાણે કામ કરે છે. તેના મગજમાં ઘણી સર્કીટો હોય છે કે જેની સરખામણી આપણા મગજ સાથે થઈ શકે. રોબોટને જે ક્ષેત્રમાં કામ કરવાનું હોય છે તે વિશેની બધી જ માહિતી તેને "ફીડ" કરેલી હોય છે. સામાજિક રીતરસમો અંગે પણ તેને ખ્યાલ આપેલો હોય છે. તેનાં હલનચલન, હાવભાવ અને અવાજના ચડાવ ઉતાર પણ તેના મગજમાં ફીડ કરેલા હોય છે. કૉમ્પ્યુટરની જેમ તેમની પાસે નિર્ણય લેવાની અને નવું કૌશલ પ્રાપ્ત કરવાની શક્તિ હોય છે. આ કિસ્સામાં માણસના મગજ અને રોબર્ટના મગજમાં ફેર શું?"

"સારો પ્રશ્ન છે," રાઘવે કહ્યું, "મને એવી પાકી શંકા હતી કે રાઘવ ઇન્ટર પ્લેનેટરી ચેનલ માટે ઇન્ટરવ્યુ તૈયાર કરી રહ્યો હતો અને તેના પ્રયોગમાં મને ગીનીપીગ બનાવવા માગતો હતો. "આપણા અને રોબોટના મગજ વચ્ચે ઘણો તફાવત છે. તેમનું પોઝીટ્રોનીક મગજ પૂર્વનિર્ધારિત કાર્યક્રમ પ્રમાણે કામ કરે છે. આસીમોવના ત્રણ નિયમોને તે ભંગ કરી શકે નહીં. આપણા મગજની મોટામાં મોટી ખાસિયત કે ખામી તેની અનિશ્ચિતતા અને અણધાર્યાપણાની છે. કોઈ આપેલી પરિસ્થિતિમાં માણસ કેવી રીતે વર્તશે તેના વિશે જાણી શકાતું નથી. એક જ બનાવ પર જુદા જુદા માણસોની જુદી જુદી પ્રક્રિયાઓ હોઈ શકે. જો બીજીવાર કોઈ પરિસ્થિતિનો સામનો કરવાનો આવે તો માણસ તે જ પ્રશ્નનો સામનો સાવ જ જુદી રીતે કરે છે. આનું મુખ્ય કારણ તે આપણા મગજની સર્કીટની લવચીકતા (સ્થિતિસ્થાપકતા) છે. જ્યારે પોઝીટ્રોનીક મગજમાં તેમ નથી તે તેની મર્યાદા છે. આપણા મગજની સર્કીટ ખુલ્લી અને સ્વતંત્ર છે અને એથી જ આપણી શીખવાની અને સર્જન કરવાની શક્તિ અનંત છે. તેને મૂળ વાત પર લાવવા માટે મેં તેને ફરી પૂછ્યું, "મને રૂબીના પ્રોબ્લેમ વિશે કહે."

"હા, રૂબીનો કેઇસ જરા અટપટો છે," રાઘવે કહ્યું, "મેં કૉમ્પ્યુટરની મદદથી તેની બધી સર્કીટ તપાસી છે અને દેખીતી રીતે તેનામાં કાંઈ વાંધો નથી. હું તેનામાં માત્ર એક અદ્‌ભુત ફેરફાર જોઇ રહ્યો છું."

"કેવો ફેરફાર?"

"તેના મગજે કેટલીક નવી સર્કીટો વિકસિત કરી છે. મગજના મૂળ પ્લાન પ્રમાણે મેં તેની દસવાર ચકાસણી કરી જોઈ છે. મૂળ પ્લાનમાં તે ન હતી તે માટે હું શરત મારવા તૈયાર છું અને આ સર્કીટોની આશ્ચર્યજનક વાત તો એ છે કે તે ખુલ્લી છે?"

"તેનો અર્થ શું?" હું ગૂંચવાઈ ગયો હતો.

"તેનો અર્થ એવો થાય કે આંશિક રીતે તેનું વર્તન અણધાર્યું હોય."

"તે મારા પર હુમલો પણ કરી શકે?" હું બોલી ઊઠ્યો.

"અનિલ તું મોટો મનોચિકિત્સક હોઈ શકે છે પણ તારા મગજના કોઈ ખૂણામાં ફ્રેન્કેન્સ્ટેઇન કોમ્પ્લેક્સ હજી સુષુપ્તાવસ્થામાં પડ્યો લાગે છે. રોબોટ તરફથી. આવો કોઈ ડર રાખવાની જરૂર નથી. રોબોટનું મગજ આસીમોવના ત્રણ સિદ્ધાંતો પર કામ કરે છે. તેનો બીજો નિયમ એવો છે કે સીધી કે આડકતરી રીતે (પ્રત્યક્ષ કે પરોક્ષ) રીતે રોબોટ તેમને ઇજા પહોંચાડી શકે નહીં. રૂબી તારા પર હુમલો નહીં કરે તેની મારા પાસેથી ખાતરી રાખ, તેવી શક્યતા વિશે પણ તે કદી વિચારે નહીં. ખરેખર જુવો તો તેં જે તેના કેઇસના જે જે ચિહ્નો કહ્યાં તે ફેરફાર તો સારા માટેનો છે. છતાં અનિલ, તારે જો રૂબીને બદલે કોઈ બીજો રોબોટ જોતો હોય તો અમે તેને આપીશું."

"રૂબીને બદલે તમે એસ.સેલ.વાય.-1 મને આપ્યો છે પણ મને તેનાથી બહુ સંતોષ નથી. તમે જો રૂબીમાં થોડો ફેરફાર કરી મને પાછી મોકલી શકો તો વધુ સારું થશે." મેં કહ્યું.

"એ શક્ય નહીં બની શકે અનિલ, કારણ કે અમે રૂબીનાં મગજમાં વિકસિત થઈ રહેલી નવી સર્કીટનો અભ્યાસ કરી રહ્યા છીએ. ગમે તે કારણથી તેના મગજ સાથે ચેડાં કરવાનું સલાહભર્યું નહીં કહેવાય." રાઘવે કહ્યું.

"એનો અર્થ એવો કે તે ફરી મારી પાસે નહીં આવે?"

"એમ નથી" ખરેખર તો જો તું મને પૂછે તો હું તને સલાહ આપું કે રૂબીને તારી પાસે રાખવી આપણા અન્યોન્યના હિતમાં છે."

"એ કેવી રીતે?" મેં પૂછ્યું.

"અમે જોકે તેની સર્કીટનું નિરીક્ષણ તો કરીશું. પણ આપેલી પરિસ્થિતિમાં તે કેવી રીતે વર્તશે તેનો અભ્યાસ કરવાનું અમારા માટે શક્ય નહીં બને. સદ્‌ભાગ્યે તું પોતે જ એમ મનોચિકિત્સક છે. તું તેના વર્તનની વિવિધ ભાતોનું નિરીક્ષણ કરી શકે અને તેની વિસ્તૃત નોંધ રાખી શકે.

"હું રોબોસાયક્લોજિસ્ટ નથી," મેં ઉતાવળે કહી દીધું.

"રોબોટ સાયક્લોજિસ્ટ?" તે જાત પ્રત્યે રાઘવનો તિરસ્કાર અછતો ન રહ્યો." પોઝીટ્રોનિક મગજના નિર્માણ અને તેની વર્તણૂકની પેટર્નના સમારકામથી આગળ

તેઓ કશું કરી શકે નહીં. આ બાબતમાં તેઓ હજુ બાળકો જ છે અને રૂબીનો કેઈસ સમજવાનું તેમનું કામ નથી. તું રૂબીની સિસ્ટમનો વ્યવસ્થિત અભ્યાસ કરી સનસનાટીભર્યા પરિણામો મેળવી શકે. આથી માણસ અને રોબોટ વચ્ચેના સંબંધોમાં ક્રાંતિકારી ફેરફારો આવી શકે. તું આ ક્ષેત્રમાં પાયાનું કામ કરવા બદલ અમર થઈ જઈશ.''

''આ માટે મારે ખરેખર શું કરવાનું રહેશે?'' મેં પૂછ્યું.

''ખાસ કંઈ નહીં! તારે માત્ર તેનું નિરીક્ષણ કરવાનું. તેને એકદમ જીવંત વ્યક્તિનો આભાસ આપવા માટે અમે તેમાં કૃત્રિમ અશ્રુગ્રંથિઓ મૂકી છે કે જેથી તેની આંખ સતત ભીની રહે. આજે જ્યારે અમે રૂબીની તપાસ કરી ત્યારે ખ્યાલ છે અમે શું જોયું. તેની અશ્રુગ્રંથિઓ સાવ સુકાઈ ગઈ હતી.'' રાઘવે કહ્યું.

''એનો અર્થ શો?''

''તે દર્શાવે છે કે રૂબી રડી હશે. માટે જ કહું છું કે માત્ર તેનું નિરીક્ષણ કર. તું પણ તેનામાં નાના ફેરફારો જોઈ શકીશ. અને તેનામાં જો કોઈ મોટી તકલીફ લાગે તો તરત જ મને ફોન કરજે. સહકાર આપવા બદલ તારો આભાર''.

હું કોઈ પ્રતિભાવ આપું તે પહેલા જ મોનીટર પરથી રાઘવનો ચહેરો અદશ્ય થઈ ગયો. મેં ટેબર પરનું કોલબટન દબાવ્યું. કેબીનનું બારણું ખોલી રૂબી અંદર આવી.

''રૂબી, તું ક્યારે આવી?''મેં આનંદપૂર્વક પૂછ્યું.

''તમે જ્યારે રાઘવ સાથે વાતો કરતા હતા ત્યારે.'' રૂબીએ કહ્યું.

''રાઘવે શું કહ્યું?''

''તેણે કહ્યું કે તુ એકદમ બરોબર છે,'' મેં કહ્યું.

''મેં તેમને નહોતું કહ્યું કે હું સારી છું. મને કાંઈ તકલીફ નથી,'' રૂબીએ કહ્યું, ''આ જગ્યા છોડીને જવાનું મને ખૂબ જ દુઃખ હતું''.

''શું તે માટે તું રડી હતી?'' મેં નરમાશથી પૂછ્યું.

''કોણે તેવું કહ્યું.'' તેણે પૂછ્યું. તેની આંખો આશ્ચર્યથી વિસ્ફારિત હતી.

''શું આ વાત સાચી નથી?''

''હા,'' માથું નીચું રાખી તેણે તે વાત સ્વીકારી. ''મને એમ કે હું ફરી ક્યારેય તમને નહીં મળી શકું.''

''તું અત્યારે જ મને જોઈ રહી છે. જોઈ રહી છે કે નહીં? હં હં... હવે મને જલદી ભાગવા દે. ત્યાં સુધી તું.....''

''તમે હેમાને મળવા જાવ છો?''

''હા.''

''અને આ રીતે?'' તેણે પૂછ્યું.

"તો બીજી કેવી રીતે?" મેં તરત જવાબ વાળ્યો.

"તમે તેને આવા કપડામાં મળવા જશો?"

"કેમ, આમાં શું વાંધો છે?"

"ડૉક્ટર, તમે કદી પ્રેમમાં હતા?"

"ના, રૂબી પણ....."

તેણે તેનું માથું હલાવ્યું અને કહ્યું, "અચ્છા કાંઈ વાંધો નહીં. હવે પ્લીઝ તમે મારી સાથે આવો".

"ક્યાં?" મેં પૂછ્યું.

"તમે ઊભા કેમ થતા નથી?" રૂબીએ આગ્રહ ચાલુ રાખ્યો.

"પણ હેમાને મારા માટે રાહ જોવી પડશે," મેં કહ્યું, "ચિંતા ન કરો. હજી થોડો સમય છે. તમે હમણાં જ ત્યાં પહોંચી જશો." તેણે કહ્યું. જવા માટે તે પાછી વળી હું પણ કુતૂહલથી તેની પાછળ ગયો. અમે લિફ્ટમાં પ્રવેશ કર્યો. અંદર ગયા પછી પણ તેણે ટેક્સીકોપ્ટર માટે ફોન ડાયલ કર્યો જ્યારે અમે ઉપરના માળે પહોંચ્યા ત્યારે અગાસીમાં ટેક્સીકોપ્ટર અમારી રાહ જોતું હતું. અમે અંદર ગયા. તેણે પાયલોટને સૂચના આપી.

"અકબરૈલી."

થોડી જ મિનિટોમાં ટેક્સીકોપ્ટર અકબરૈલીની અગાસી પર ઊતર્યું જ્યારે ક્રેડિટ કાર્ડ માટે મેં મારો હાથ ખિસ્સામાં નાખ્યો ત્યારે રૂબીએ મને અટકાવ્યો. તેણે પોતાનું કાર્ડ કાઢ્યું અને પાયલોટને દેખાડ્યું. પાયલોટે જરૂરી નંબરો નોંધી લીધાં અને અમે ટેક્સીકોપ્ટરમાંથી નીચે ઊતર્યા. રૂબી મને પુરુષોના વિભાગ તરફ લઈ ગઈ. કેટલાક રોબટો અમને સત્કારવા આગળ આવ્યા. રૂબીને નમ્રતાથી નમન કરી એક રોબોટે પૂછ્યું. "હું તમારી શું સેવા કરી શકું મેડમ?"

તેણે મારી ઓળખાણ રોબોટ સાથે કરાવી તેને કહ્યું, "અમારે આના માટે રેશમનો રેડીમેઈડ સૂટ જોઈએ છે."

બે રોબોટ તરત જ મારું માપ લેવા આગળ આવ્યા. ત્રીજાએ કહ્યું.

"કયો કલર જોઈશે મેડમ?"

"આછો ક્રીમ. નેકટાઈ આકાશીનીલ (સ્કાયબ્લૂ) અને સફેદ ભરતવાળી. બધું રેશમમાં અને પ્લેટિનમ ટાઈ-પીન તથા કાળા બૂટ."

"બીજું કંઈ મેડમ?"

"રજનીગંધાનો એક પુષ્પગુચ્છ-પરફ્યૂમ છાંટેલા કૃત્રિમ નહીં પણ સાચા."

"ઓકે મેડમ." રોબોટે કહ્યું.

"ડૉક્ટર, હેમાને કયું પરફ્યૂમ ગમે છે?"

"પોઈઝન, પણ રૂબી....."

"પોઈઝન!"તેણે રોબોટને કહ્યું.

થોડી જ મિનિટોમાં રોબોટ મારા સુટ અને બૂટ લઈને આવ્યો. બીજો તરત જ તેની પાછળ રજનીગંધાનો ગુચ્છ અને બીજી વસ્તુઓ લઈને આવ્યો. મેં જ્યારે અરીસામાં જોયું ત્યારે હું પોતે જ મને ઓળખાય તેવો રહ્યો ન હતો. કપડાંની બાબતમાં હું ખાસો બેદરકાર હતો. (હું માનું છું કે મારા સાથી મનોચિકિત્સકો પણ મારા જેવા જ છે). નવા પહેરવેશમાં મને પ્રફુલ્લતા લાગી.

"ડૉક્ટર, તમે હેન્ડસમ લાગો છો ?" પોતાની જાતને રોકી ન શકતા રૂબી બોલી.

"તારો આભાર." મેં કહ્યું.

"મેં હંમેશાં તમને આવા જોવા ઇચ્છા રાખી હતી." મારા કપડાં પર પરફ્યુમનો ખૂબ છંટકાવ કરતાં રૂબીએ કહ્યું. તેણે મારા હાથમાં ફૂલનો ગુચ્છો આપ્યો. અને બીજા હાથમાં એક નાનું પાર્સલ પકડાવ્યું.

"આ શું છે?" મેં પૂછ્યું.

"હેમા માટે સાડી છે."

"પણ શા માટે?"

"આ સાડી અને ફૂલો હેમા માટે છે. હવે જલદી કરો પ્લીઝ!"

"થોભ! આપણે આના પૈસા ચૂકવવાના છે."

"તે મારા પર છોડી દો. મારી પાસે મારું ક્રેડિટ કાર્ડ છે." તેણે કહ્યું.

"તું ક્રેડિટ કાર્ડ વાપરી શકે ?"

"ના! પણ મારો કેઇસ ખાસ છે. આ માટે હું મિ.રાઘવની આભારી છું." તેણે કહ્યું.

"પણ રૂબી તું આ બધું શા માટે કરે છે?"

"હેમા તમને પ્રેમ કરે તેમ હું ઇચ્છું છું."

"પણ રૂબી, તું મને પ્રેમ કરે છે ને? નથી કરતી શું?"

"હા હું કરું છું."

"અને હેમા ખરેખર મારા પ્રેમમાં પડે તો?"

"તે તને સુખી કરશે. નહીં કરે શું?"

"હા."

"એથી હું પણ સુખી થઈશ. તમારું સુખ એ મારું સુખ છે."

"પણ રૂબી, હું ચોક્કસ માનું છું કે હું તને પ્રેમ કરું છું."

"ડૉક્ટર! પ્રેમ એ આ જગતની સહુની સુંદર લાગણી છે. માણસ હોય કે રોબોટ દરેકે તેનો અનુભવ કરવો જોઈએ. જલદી જાવ હવે. તે તમારી રાહ જોતી હશે. મારી શુભેચ્છાઓ."

જ્યારે હું ન્યુફેમ હોટલની અગાશી પર ઊતર્યો ત્યારે સાંજ સ્વાદનીય પડી ગઈ

હતી. સો માળના આ મકાનની અગાશી પરથી ચોતરફ ફેલાયેલા મુંબઈને હું જોઈ શકતો હતો. શહેર રંગીન લાઇટોથી ચળકતું હતું. હળવે હળવે તરંગિત થતો સમુદ્ર બે આકાશગંગાઓ વચ્ચે અફાટ ફેલાયેલો આકાશ જેવો લાગતો હતો. સમુદ્રમાંથી આવતી ઠંડી ખારી લહેરો ખૂબ આહ્‌લાદક હતી.

અગાશી આખી ટેબલ અને ખુરશીથી ભરાઈ ગઈ હતી. સર્ચલાઇટની જેમ ટોળામાં મારી આંખ હેમાને શોધવા લાગી.

''હેઇ અનિલ હું અહીં છું. ખૂણામાંથી મને હેમાનો અવાજ સંભળાયો. પછી મેં તેને હાથ ફરકાવતી ઊભેલી જોઇ. રોબોટ વેઇટર અને વેઇટ્રેસને વટાવતો વટાવતો હું તેના ટેબલ સુધી પહોંચ્યો.

હેમાને ફૂલો આપતાં હું બોલ્યો, ''તારા માટે....હેમા'' હેમાએ હળવેકથી ફૂલોને ચુંબન કર્યું અને તેની સુગંધ શ્વાસમાં લીધી. મને ધારી ધારીને જોયા ને કહ્યું ''અનિલ તું કેમ બદલાયેલો લાગે છે.''

''સારી રીતે બદલાયેલો લાગું છું કે ખરાબ રીતે?'' મેં પૂછ્યું.

''બેશક સારી દિશામાં. આપણા કૉલેજના દિવસોમાં તું કેવો વિચિત્ર લાગતો. વાત શું છે? તું કોઈના પ્રેમમાં છો કે શું?'' મારી મશ્કરી કરતાં આંખોમાં ચળકાટ સાથે પૂછયું.

તેની આંખમાં ઊંડી નજરથી જોઈ મેં કહ્યું, ''ના એવું નથી! પણ જો તારા જેવી કોઈ મને મળી જાય તો મને ચોક્કસ આનંદ...''

હેમાએ માથું ધુણાવ્યું અને તેના સાથીદાર તરફ ફરી અને કહ્યું, ''હું તમારી બંનેની ઓળખાણ કરાવતા ભૂલી ગઈ. આ દીગુ છે. અમે શિકાગોમાં સાથે હતા. આવતા મહિને અમે પરણવાનાં છીએ.'' મેં દીગુ તરફ મારી નજર ફેરવી. હસ્તધૂનન માટે તેણે હાથ લંબાવ્યો. હેમાને જોતાં જ ઉત્તેજનામાં નાચવા લાગેલું મન જાણે બહેર મારી ગયું.



મે ટેલેક્સ વાંચ્યો અને કહ્યું ''રૂબી મારી બધી એપોઇન્ટમેન્ટ કૅન્સલ કરી આવતા અઠવાડિયે ગોઠવી દે.''

''કેમ વાત શું છે?'' રૂબીએ પૂછ્યું.

''મારી બહેન મીરાંને ઠીક નથી. શક્ય છે મારે જલદી પણ જવું પડે.''

''તેને થયું છે શું?''

''તે મને ખરેખર ખબર નથી. તે સગર્ભાવસ્થાના આગળના તબક્કામાં છે અને તેને પહેલું બાળક આવવાનું છે. અત્યારે તે અમારા ઘરે મારી મા સાથે છે અને

પ્રસૂતિ ત્યાં જ કરશે.''

''તમારી મા ક્યાં રહે છે?''

''રત્નાગિરી પાસે દેપોલી છે ત્યાં મારી મા રહે છે.''

''તેમની સાથે બીજું કોણ છે?''

''કોઈ નથી, એકલી જ રહે છે. મારા પિતાના મૃત્યુ પછી મેં અહીં મારી સાથે મુંબઈ રહેવા માટે સમજાવી પણ ખબર નહીં કયા કારણથી તેને કોંકણ છોડવું જ નથી. તેને મુંબઈ નથી ગમતું. તું મારી રત્નાગિરીની ટિકિટ બુક કરી આવીશ?'' મેં વિનંતી કરી.

''શું હું સાથે આવી શકું? હું આટલા વરસોથી મુંબઈ બહાર ગઈ જ નથી અને મને ખરેખર તમારી મા અને બહેનને મળવું ગમશે.''

મેં ક્ષણિક વિચાર કર્યો પછી કહ્યું, ''ઠીક તો સાથે આવ. પણ એક વાતનું ધ્યાન રાખજે. તું રોબોટ છે તે વાત તેમને ક્યારેય કરીશ નહીં.''

''કેમ?''

''જૂની પેઢીના માણસો રોબોટ પ્રત્યે શંકાશીલ હોય છે અને હું જાણું છું કે ગમે તેટલી દલીલો પણ તેમના મગજમાં ઘર કરી ગયેલી માન્યતાઓને ભૂંસી નહીં શકે.''

''અચ્છા, તો હું તેમને જાણ થવા નહીં દઉં.''

''એક બીજી વાત મારી મા થોડી જૂનવાણી છે. આવા ફેશનેબલ કપડાં તેમને ગમશે નહીં. ત્યાં તું સાડી પહેરે તો સારું.''

''પણ મારી પાસે તો એક પણ સાડી નથી, મને લાગે છે કે મારે થોડીક ખરીદવી પડશે.'' તે બોલી.

મેં મારું ખાનું ખોલ્યું અને એક પાર્સલ તેના તરફ સરકાવ્યું. ''આપણી પાસે ખરીદવાનો સમય નથી. હમણાં તો તું આ પહેરી શકે. ખરીદીનું તો આપણે ત્યાં ગયા પછી વિચારીશું.''

તેણે પાર્સલ તેના હાથમાં લીધું. તે તરત જ ઓળખી ગઈ કે એ સાડી તેણે હેમા માટે પસંદ કરી હતી તે હતી.

''ડૉક્ટર...''

''વાતો કરવાનો અત્યારે સમય નથી. તું જલદી ચાલવા લાગ.'' મેં વિષયને સિફ્તપૂર્વક ટાળ્યો.



હવાઈ મુસાફરી દરમ્યાન મેં તેને ખાસ કહ્યું નહીં. હું જ્યારે ઘરે પહોંચ્યો ત્યારે

મા આતુરતાથી મારી રાહ જ જોતી હતી. હું નીચે નમ્યો અને તેનો ચરણસ્પર્શ કર્યો. રૂબીને તેણે ધારીને જોઈ પછી મને પૂછ્યું, "આ કોણ છે ?"

"એનું નામ રૂબી છે, મારી સેક્રેટરી છે. તે એક વ્યાવસાયિક નર્સ પણ છે."

"અચ્છા ખરેખર! સારું થયું કે તું તેને સાથે લાવ્યો. મીરાંની પ્રસૂતિ વિશે હવે મને કોઈ ચિંતા રહેશે નહીં. આવ બેટા, આ તરફ આવ." અમે મારી માને અનુસર્યાં. મીરાં તેના મોટા પેટ સાથે રોકીંગ ચેર પર બેઠી હતી. તેનો ચહેરો શારીરિક પીડાની ચાડી ખાતો હતો. મેં તેના કપાળને પ્રેમભર્યો સ્પર્શ કર્યો અને બોલ્યો, "મીરાં!"

મીરાંએ તેની આંખો ખાલી અને હસવાનો પ્રયત્ન કરતાં બોલી, "ભાઈ! તું ક્યારે આવ્યો?"

"હમણાં જ તને કેમ છે?"

"મને સારું છે. ડૉ. પેન્ડસે મારી સંભાળ લે છે. તેનું કહેવું છે મને કોઈ વાંધો નથી. પહેલા બાળક વખતે થોડી ઘણી તકલીફો તો રહે જ. પણ તું કેવી રીતે આવ્યો?"

"માએ મને અહીં આવવા માટે ટેલેક્ષ કર્યો," મેં કહ્યું.

"મા ખરેખર ખૂબ પોચા દિલની છે. તને એવી રીતે બોલાવવાની કોઈ જરૂર ન હતી. પણ મને ખૂબ આનંદ થયો કે તું આવી ગયો."

"મેં તને ઘણા વખતથી જોઈ ન હતી અને ટેલેક્ષ મળવાથી હું ખરેખર તને મળવા આતુર થઈ ગયો અને માટે તરત જ અહીં દોડી આવ્યો."

"આ કોણ છે?" મારી પીઠ પાછળ ઝીણવટથી જોઈને મીરાંએ પૂછ્યું.

"આ મારી સેક્રેટરી અને નર્સ છે તેનું નામ રૂબી છે."

"તે ખરેખર સુંદર છે," મીરાંએ કહ્યું, "અરે આને તો શરમથી લાલ શેરડા પડ્યા." મેં પાછળ ફરીને તેની તરફ જોયું. રૂબીનો બેરિલીયમ નિકલ ચહેરો ખરેખર લાલ થઈ ગયો હતો. પહેલી જ વાર તેના ચહેરા પર મેં લાલશ જોઈ હતી.

મારી માએ કહ્યું, "જાવ હાથ પગ ધોઈ લો. તેનાથી તમે પ્રફુલ્લિત થઈ જશો. હું થોડી ચા બનાવું છું. પછી જોઈએ આપણે સાંજે શું જમવું છે." રૂબીએ ચા બનાવવાની દરખાસ્ત કરી.

"ચા તો હું બનાવી શકું પણ મને રસોઈ કરતાં નથી આવડતી. એ બાબતમાં હું સાવ ઢ છું."

"એવું કેમ? ઉંમરવાન છોકરીઓને તો થોડી ઘણી રસોઈ આવડવી જોઈએ" મારી માએ કહ્યું.

"મને લાગે છે કે એક બે દિવસમાં હું તમારી પાસેથી શીખી જઈશ."

"આ એક બે દિવસની વાત નથી." પછી મારી માએ રમૂજમાં ઉમેર્યું.

"જો તારા લગ્ન થશે તો તારા પતિને તું ખવરાવીશ શું?"

"પણ મા! મારા લગ્ન થયા ત્યારે હું પણ રસોઈ ક્યાં બહુ જાણતી હતી?" મીરાંએ ધ્યાન દોર્યું.

"તું તો સાવ અલ્લડ હતી. મારી પાસેથી તો તું કોઈ વસ્તુ શીખી જ નહીં." માએ જવાબ આપ્યો.

"અને છતાં હું શીખી અને કામ ચલાવ્યું." મીરાંએ કહ્યું.

"તમે પાકશાસ્ત્રની કોઈ ચોપડીમાંથી શીખ્યા?" રૂબીએ પૂછ્યું.

"શરત મારો! હું તમને પુસ્તક ઉધાર આપું?" મીરાંએ ઓફર કરી.

"અચ્છા તો મને જોવા દો. મને લાગે છે કે આવતીકાલે બપોરનું ખાણું હું બનાવી શકીશ."

"ચા જ બસ થશે.... અને તને પણ શીખવા માટે થોડો સમય તો મળવો જોઈએ ને?"

રૂબી માની પાછળ રસોડામાં ગઈ. તેણે ખરેખર ખૂબ જ સરસ ચા બનાવી. મા તરફથી પણ શાબાશી મળી. માએ રૂબીને પૂછ્યું, "તું પણ કેમ થોડીક લેતી નથી?"

રૂબીએ મૂંઝવણભરી નજરે મારી સામે જોયું, મને રોબોટની ખાવા-પીવાની કોઈ ટેવની ખબર ન હતી. આવી બાબતો વિશે વિચારવાનો કોઈ સવાલ જ ન હતો.

રૂબીના બચાવ માટે હું બોલી ઊઠ્યો, "રૂબી ચા નથી પીતી." મારો કપ નીચે મૂકી હું તેને ઘર બતાવવા લઈ ગયો.

અમારું ઘર જૂનું મોટું પરંપરાગત બાંધણીવાળું ઘર હતું. પણ અંદર હોલોવિઝન સહિતની દરેક આધુનિક સગવડો હતી. હું રૂબીને વરંડામાં લઈ ગયો અને નારિયેળીની ઝાડી દેખાડી. પવનચક્કીથી પાણી કેવી રીતે કઢાતું તે પણ મેં તેને દેખાડ્યું. ખરેખર તો મેં આ બધું એટલા માટે કર્યું કે મારે તેની સાથે વાત કરવી હતી.

મેં પૂછ્યું, "રૂબી તને પણ અમારી જેમ ખોરાકની જરૂર પડે ?"

"ના, અમે ખોરાક લેતા નથી."

"તમને શક્તિ ક્યાંથી મળે છે ?"

અમારા શરીરમાં ન્યુક્લીયર કોષો રાખવામાં આવેલા હોય છે. અમારા હલનચલન માટે અને અમારા મગજને પણ કાર્યરત રહેવા માટે આ કોષોમાંથી શક્તિ મળે છે." રૂબીએ કહ્યું.

"આ તો એક સમસ્યા ઊભી કરી શકે તેમ છે. જો મારી મા તને જમવા માટે આગ્રહ કરશે તો?"

"તેની ચિંતા ન કરો. હું બધું પાર પાડી દઈશ. અમારા પેટમાં એક વધારાની કોથળી હોય છે જેને તમે પછીથી ગમે ત્યારે ખાલી કરી શકો. રેસ્ટોરન્ટમાં કે કોઈ

ઔપચારિક મેળાવડાઓમાં જ્યાં અમારે ખાવું જ પડે તેવું હોય ત્યાં અમે આ સગવડનો ઉપયોગ કરીએ છીએ."

"અચ્છા તો આવું હોય છે?" મેં પૂછ્યું "આ વિશે મેં પહેલાં જ કેમ નહીં જાણ્યું હોય?"

"કારણ કે તમે મને પહેલાં કદી પૂછ્યું જ નથી." રૂબીએ મહેણું માર્યું, "આનો મારી પાસે કોઈ જવાબ ન હતો.



ડિનર પછી હું ઊભો થઈ વરંડામાં ગયો. મને લાગ્યું કે ત્યાં ખુરશીમાં કોઈ બેઠું છે મેં તરત જ લાઈટ કરી. મેં ત્યાં રૂબીને હાથમાં પુસ્તક લઈ બેઠેલી જોઈ.

"રૂબી તું સૂતી નથી?" મેં પૂછ્યું.

"અમને ઊંઘની તમારી જેમ જરૂર ન હોય."

"અંધારામાં તું શું કરતી હતી?"

"હું પાકશાસ્ત્રની ચોપડી વાંચતી હતી."

"અંધારામાં?"

"અમે અંધારામાં પણ જોઈ શકીએ. અમારી આંખોમાં ઈન્ફ્રારેડ કેમેરા રાખેલા હોય છે." તેણે કહ્યું અને પુસ્તકનાં પાનાં ઉથલાવવા લાગી.

"પણ તું તો માત્ર પાનાં ફેરવી જ રહી છો. આથી તને કેવી રીતે મદદ મળશે?" મેં પૂછ્યું.

"તમારી જેમ અમારે અક્ષરે અક્ષર વાંચવો ન પડે. દરેક પાનું ઝેરોક્ષ કોપીની જેમ અમારી સ્મૃતિબૅન્કમાં છપાઈ જાય. જ્યારે જ્યારે અમારે માહિતીની જરૂર પડે અમે તેમાંથી લઈએ." તેણે કહ્યું.

"થોડી વાર માટે ચપોડી બાજુએ રાખ. ચાલ આપણે વરંડામાં બેસીએ." મેં સૂચન કર્યું.



વરંડામાં લાકડાના કઠેડા પર ઝૂકીને અમે નજીક નજીક ઊભા હતા. ઠંડી લહેરોએ રાતરાણીની અલૌકિક ગંધથી વાતાવરણને ભરી દીધું હતું. નારિયેળ અને તાડમાં વૃક્ષોની પર્ણ મર્મર સાથે સમુદ્રનાં મોજાંની સંગત અમે થોડી વાર મૌન રહી સાંભળતા હતા. હળવેથી તેણે મને પૂછયું "ડૉક્ટર! હું તમને કશું પૂછી શકું?"

મને ખબર હતી કે તે શું પૂછશે. "તું મને હેમા વિશે પૂછવા ધારે છે?" મેં પૂછયું.

"હા."

"એ પ્રકરણ હવે પૂરું થઈ ગયું."

"જેવું તમે ઇચ્છ્યું હતું."

"તને મારું ઘર ગમ્યું." મેં પૂછ્યું.

"ઘણું ગમ્યું, તમારા માણસો પણ ગમ્યાં તમે માનવો એક સુખી અને ભાગ્યશાળી જાતિ છો."

"કેવી રીતે?"

"તમારે મા, બાપ ભાઈ-બહેન છે. અમે એકાકી છીએ. અમારું કોઈ નથી અમે ફેક્ટરીઓમાં જન્મીએ છીએ અને નિશ્ચિત સમય પછી અમારે ત્યાં પાછા જવું પડે છે અને મરવું પડે છે." તે થોડીવાર થંભી અને પછી પૂછ્યું, "આપણે અહીંયાં કેટલો સમય રહેશું ડૉક્ટર?"

"એકાદ અઠવાડિયા જેટલું. મીરાં એક બે દિવસમાં જ બાળકને જન્મ આપશે તે પછી આપણે જઈ શકીશું. તને કંટાળો આવે છે કે પછી કશુંક બીજું જ કારણ છે?"

"ના, એવું જરાય નથી. ઊલટું મને તો અહીં કાયમ રહેવું પણ ગમે. અહીંયાં મરવાનું થાય તો મને કેવું ગમે!"

મેં તેનો હાથ પકડીને કહ્યું, "મહેરબાની કરીને રૂબી, એવું બોલ નહીં." મને ગળામાં ડૂમો બાઝ્યો હોય તેવું લાગ્યું.

થોડા સમય પછી રૂબીએ કહ્યું, "હું બાળકનો જન્મ જોઈ શકું ડૉક્ટર? મેં તે વિશે સાંભળ્યું છે પણ કદી જોયું નથી. અહીં હું તેને જોઈ શકીશ? હું મીરાં સાથે પ્રસૂતિગૃહ જઈ શકીશ?"

"ચોક્કસ તું જોઈ શકીશ. ઊલટાનું તું ત્યાં ખૂબ જ મદદરૂપ થઈ શકીશ. રૂબી તારે અહીંયા પણ સખત કામ કરવું પડશે અને હું આશા રાખું છું કે તને તેનો વાંધો નહીં હોય."

"જરા પણ નહીં. ખરેખર તો મને તે ખૂબ ગમશે."

"તારું સુખ એ મારું સુખ છે રૂબી, મારી વહાલી." હું ગણગણ્યો અને તેને મારી સમીપ લીધી.

તે થોડું ખમચાઈ અને પૂછ્યું "આ શું કરો છો ડૉક્ટર."

"તું કહે છે કે તું મને પ્રેમ કરે છે. તને શું ખ્યાલ નથી કે મારે શું જોઈએ છે?"

"તમારે શું જોઈએ છે?" તેણે પૂછ્યું.

"મારે તું જોઈએ છે."

"તેનો અર્થ શો થાય?"

આ જ સમયે મેં કોઈને વરંડામાં આવતું સાંભળ્યું, હું રૂબીથી દૂર ખસી ગયો. મા વરંડામાં આવી અને મને પૂછ્યું, "રાતે આટલા વાગે વરંડામાં તું શું કરે છે?"

"કાંઈ નહીં મા! અમને ઊંઘ નથી આવતી એટલે વાતો કરતાં હતાં."

"ઠીક ઠીક! પણ હવે તમે થોડી ઊંઘ લો તો સારું. આવતી કાલનો દિવસ બહુ વ્યસ્ત જવાનો છે."



બીજે દિવસે મેં તેને રસોડામાં વ્યસ્ત જોઈ.અમને ગમતી એક ટ્રોપીકલ વાનગી અમારી સામે રજૂ કરીને તેણે અમને આશ્ચર્યથી દંગ કરી દીધા. બપોરે અમને મોટું આશ્ચર્ય થયું. તેણે અમને અમારી પરંપરાગત પણ બનાવવામાં અઘરી તેવી વાનગીઓ ખવરાવવાની યોજના કરી હતી. મારી મા તો એ માની જ શકતી નહતી કે હજી ગઈકાલ સુધી તો રૂબી રસોઈ માટે સાવ શિખાઉ હતી.

મીરાં ઘરે આવી ત્યારથી ઘરમાં કામકાજનો બોજો ખાસ્સો વધી ગયો હતો. માને એક વ્યક્તિની મદદ મળી તેથી ખરેખર રાહત હતી. ત્રીજા દિવસે વહેલી સવારે મીરાંને પ્રસૂતિની પીડા ઉપડી. તેને પ્રસૂતિગૃહમાં દાખલ કરવામાં આવી. હું અને રૂબી લેબરરૂમમાં હતા. રૂબી માટે આવી ઘટનાના સાક્ષી બનવું ખરેખર અગ્નિપરીક્ષા હતી છતાં તેણે કઠણ થઈ કામ પાર પાડ્યું. અવારનવાર તે મારા હાથને જકડી લેતી હતી. થોડા સમય પછી ડૉ. પેન્ડસે બહાર આવ્યા અને છોકરાના જન્મની ઘોષણા કરી. મને મામા બનવા બદલ અભિનંદન આપ્યાં. નવજાત બાળકને તેમણે હાથમાં પકડ્યું હતું. બાળક ગુલાબી ગુલાબી અને ચળકતું હતું. રૂબીએ બાળક તરફ ક્યાંય સુધી જોયા કર્યું. પછી તેણે ડૉક્ટર પેન્ડસેને પૂછ્યું કે તે બાળકને સ્પર્શ કરી શકે કે નહીં?

ડૉક્ટરે પેન્ડસે હસ્યા અને પછી તેમ કરવાની રજા આપી. રૂબી ખૂબ જ નર્વસ લાગતી હતી. તે આગળ આવી અને બાળકને નજીકથી સ્પર્શી. બાળકના સુંવાળા વાળમાં તેની આંગળીઓ હળવેકથી ફેરવી પછી ઓચિંતો ડર લાગ્યો હોય તેમ દૂર જતી રહી. એણે મીરાંને પથારીમાં સૂતેલી જોઈ. મીરાંનો ચહેરો ફિક્કો લાગતો હતો. તેના ચહેરા પર પરસેવાનાં બિંદુઓ હતાં પણ ચહેરા પર નવા પ્રાપ્ત થયેલા માતૃત્ત્વનો આનંદ દેખાતો હતો. મીરાંએ રૂબીની સામે થાકેલી નજરે જોયું.

"શું બહુ પીડા થઈ હતી?" રૂબીએ પૂછ્યું.

મીરાંએ હળવેકથી હસીને કહ્યું, "આ પીડા બહુ મીઠી પીડા હોય છે કાંઈ વાંધો નહીં, કોઈ દિવસે તને પણ તેનો અનુભવ થશે."

રૂબી બીજી તરફ જોઈ ગઈ.

માને આ સમાચાર આપવા અમે આવ્યાં. રૂબી આખા રસ્તે સાવ શાંત હતી ને અચાનક જ તેણે પૂછ્યું. "ડૉક્ટર મને પણ મીરાંની જેમ કદી બાળક થશે?"

''મને લાગે છે ત્યાં સુધી તો નહીં થાય. દુર્ભાગ્યે તું એક રોબોટ છે અને રોબોટ માણસોની જેમ પ્રજનન કરી શકે નહીં.''

''પણ હું એક સ્ત્રી થવા માંગુ છું. માતા થવા માંગુ છું.'' તે ચિત્કારી ઉઠી. ડૉક્ટર ગઇકાલે તમે મને જ્યારથી દૃઢ પાશમાં પકડી ત્યારથી મને કાંઇ જુદી જ લાગણી થયા કરે છે. તમારા સ્પર્શથી જ એ ફેરફાર થયો છે. મારી સ્મૃતિબેન્કમાં તે પ્રકારના કોઇ અનુભવનું અસ્તિત્વ ન હતું, એ સુંદર ક્ષણો પછી હું માનું છું કે હું રોબોટ મટી ગઇ. મને એક એવી લાગણી થાય છે કે હવે હું એક સાચી પૂર્ણ સ્ત્રી છું.'' મેં તેનો હાથ પકડ્યો. તેણે કહેવાનું ચાલુ રાખ્યું ''અને ડૉક્ટર ... જ્યારે હું તે બાળકને સ્પર્શી ત્યારે મને કશીક જુદી જ લાગણી થઇ. મારા આખા શરીરમાં અનેક મીઠાં સ્પંદનો થયાં અને ત્યારે મને ભાન થયું કે મારા હાથ કેવા યાંત્રિક અને ઠંડા છે. મારું આખું શરીર મને બોજા જેવું લાગે છે. મારે મારા આ બેરિલીયમ નિકલનો શરીરથી છૂટકારો મેળવવો છે. મારી જાતને બંધનમુક્ત કરવી છે. ડૉક્ટર મને કહો કે મને આવી લાગણી કેમ થાય છે અને તેનો અર્થ શો છે?''

''તને પ્રતીતિ થઇ છે.'' મેં કહ્યું, ''જે માણસને 50,000 વરસો પહેલાં થઇ હતી જ્યારે માણસે તેના હાથમાં પથ્થર લીધો અને તેના પગ પર ઊભો રહ્યો ત્યારે તેને ભાન થયું કે બીજાં પ્રાણીઓ કરતાં તે જુદો છે. બાળકના સ્પર્શે તને એ જ રીતની પ્રતીતિ કરાવી છે. તેનાથી તને ભાન થયું છે કે બીજાં રોબોટ કરતાં તું જુદી છે. એ એક પ્રતીતિની ક્ષણ હતી. અને માનવના બૌદ્ધિક અસ્તિત્વનો એક વળાંક હતો. એ જ રીતે મને લાગે છે કે નવી સભ્યતા ઉત્ક્રાંત થશે. થોડાં હજાર વર્ષો પછી રોબોટ કદાચ માનવો પણ બને અને નવી રોબોટ સભ્યતામાં માણસનું સ્થાન હશે તેની મને ખબર નથી. કદાચ તે અતિમાનવમાં રૂપાંતરિત થયો હશે અથવા તો તે તમારા આધિપત્ય હેઠળ હશે. આઇઝેક આસીમોવના જે ત્રણ નિયમોથી અમે તેમને નિયંત્રિત કરીએ છીએ તમે તે તેને ઊલટાવીને અમારા પર લાગુ પાડી શકો. તે નવા યુગનો પ્રારંભ હશે. એવું પણ બને કે માણસ પૃથ્વી છોડી ચાલ્યો જાય અને બીજા કોઈ ગ્રહને તેનું રહેઠાણ બનાવે. ભાવિના ગર્ભમાં શું છે તે કોણ જાણી શકે? પણ રૂબી તારી અને અમારી નજરે તને આ પ્રતીતિ થઈ છે તે ક્ષણોનું ઘણું મહત્ત્વ છે એમાં કોઈ શંકા નથી.''

''પણ ડૉક્ટર મારું શું થશે? હું આ જ સ્થિતિમાં જીવનભર રોબોટ જ રહીશ?''

''તેનો કોઈ ઉપાય નથી? રૂબી તારું મગજ તો માણસના મગજની જેમ ચાલવા લાગ્યું છે. પણ તારું શરીર રોબોટનું જ રહ્યું છે અને આ પાયાની મર્યાદા તું નહીં ઓળંગી શકે. રૂબી આપણે મુંબઈ પાછા જઈએ પછી તારે કાયમ માટે રાઘવ પાસે જવું પડશે. હું જાણતો નથી કે આપણે ફરી ક્યારેય મળી શકીશું કે નહીં.''

"ના ડૉક્ટર એવું કશું કરશો નહીં. હું તમારી સાથે રહેવા માંગુ છું. હું તમને ચાહું છું ડૉક્ટર." તેણે કહ્યું.

"હું તે જાણું છું અને રૂબી સાચું કહું તો હું પણ તને ચાહું છું." મેં તેની હથેળી દબાવતાં કહ્યું.

"ખરેખર? તો પછી શા માટે તમે રોબોટ કંપનીમાં પાછી મોકલી રહ્યા છે." તેણે પૂછયું.

"રાઘવ તારા મગજનો અભ્યાસ કરવા માંગે છે. મારા સમ. તને જેમ મારાથી વિખુટા પડવું દુઃખદાયક લાગે છે તેવી લાગણી મને પણ થાય છે. પણ આપણો વિયોગ એ અન્યોન્યની સુખાકારી માટે છે. કદાચ ભવિષ્યમાં એવું બને કે અમારી મનુષ્ય જાતિમાંથી કોઈ તમારામાંના કોઈને જીવનસાથી તરીકે સ્વીકારે ત્યાં સુધી આપણે આ મર્યાદા સાથે જ જીવવું પડશે."

"પણ ડૉક્ટર."

"બીજો કોઈ રસ્તો નથી રૂબી. તું આસીમોવનો નિયમ ભૂલી ગઈ? તારે તે નિયમને અનુસરવો પડશે અને હું કહું છું તેમ કરવું પડશે."

આટલી વાત પછી અમે મૌન રહ્યા. મેં આ બધો વખત તેનો હાથ પકડી રાખ્યો હતો.



મેં જ્યારે મીરાંને બાબો આવ્યો છે તે સમાચાર માને આપ્યા ત્યારે તેની આંખો ભરાઈ આવી.

"ઈશ્વર મહાન છે." માએ કહ્યું, "હવે તમે બંને પરણી જાવ અને મને વધુ એક પૌત્ર આપો. જિંદગીમાં મારે હવે આટલું જ જોઈએ છે."

પ્રતિકાર કરતાં મેં કહ્યું, "આ બધું શું છે મા?"

"અજાણ્યા બનવાની હવે કોઈ જરૂર નથી." માએ કહ્યું. હસીને રૂબીની પીઠે હળવો ધબ્બો મારતા ઉમેર્યું. "મને રૂબી ગમી છે અને તે એક સારી પત્ની બની શકે તેમ છે. રૂબી, તું મારી એક માત્ર ઇચ્છા પૂરી કરીશ ને? માએ પૂછયું.

"પણ......હું" રૂબી ક્ષીણ અવાજથી ગણગણી.

"કોઈ બહાના નહીં ચાલે. હું બધું નક્કી જ સમજુ છું. તું આને મારા આદેશ તરીકે પણ ગણી શકે."

ગમે તેમ કરીને રૂબી લડખડાતી બીજા રૂમમાં ચાલી ગઈ.

"જો તે કેવી શરમાય છે. હવે તમે બંને મંદિર જાવ અને ભગવાનને થોડી પ્રસાદી ધરાવો. અને હા જલદી પાછા આવજો."

મારી માએ શું કહ્યું તે હું સાંભળતો ન હતો હું તરત જ રૂબી પાછળ ગયો.

રૂબી આરામખુરશીમાં બેઠી હતી તેની આંખો બંધ હતી અને માથું પાછળ ઢાળેલું હતું. હું નજીક પહોંચ્યો અને ગણગણ્યો "રૂબી" પણ કોઈ પ્રતિભાવ ન મળ્યો. હું તેના હાથને અડ્યો તે ધાતુ જેવા ઠંડા હતા "રૂબી" મેં તેને ખભેથી હલાવી ફરી બોલાવી પણ મારા શબ્દો પોઝીટ્રોનિક મગજ સુધી પહોંચ્યા નહીં. રાઘવને કોલ કરવા હું બહાર દોડ્યો.



રાઘવે રૂબીને કાળજીપૂર્વક તપાસી અને ઊભો થયો. "અનિલ હું દિલગીર છું. હવે કાંઈ થઈ શકે તેમ નથી." તેણે કહ્યું.

"તમે શું કહેવા માંગો છો?" અમંગળ ભાખતો હું ચિત્કારી ઊઠ્યો.

આસીમોવના નિયમોએ તેનો ભોગ લીધો. તેં તેને અહીં મારી પાસે આવવાની વાત કરી અને જ્યારે તારી માએ એક પૌત્ર આપવાની વાત કરી જે અશક્ય હતું. રૂબી દ્વિધામાં ફસાણી અને તું તો આસીમોવનો ત્રીજો નિયમ જાણે છે."

હા જો આગલા બે નિયમોનો ભંગ ન થયો હોત તો રોબોટ જીવંત રહી હોત." તેણે કહ્યું.

રૂબી આ બંને હુકમનો આદર કે અનાદર કરી શકે તેમ હતી નહીં. અને સહુથી મુશ્કેલ તો તેના અસ્તિત્વને આ બાબતમાં કોઈ નિર્ણય લેવો તે તેની મગજની ક્રિયાશીલતાની ક્ષમતાથી બહારની વાત હતી. મૂંઝાયેલા વિચારોથી તેનો નાશ થયો. થોડી જ મિનિટમાં તેની સર્કિટ બળી ગઈ. બીજા શબ્દોમાં કહીએ તો રૂબી મરી ગઈ.

મેં રૂબીનો ઠંડો હિમ જેવો હાથ પકડી રાખ્યો હતો.

"રૂબી રૂબી....."

મારી આંખો ભરાઈ આવી.

(મૂળ મરાઠી)

# જન્મ અધિકાર

## શુભદા ગોગાટે

આશાવરી અને શેખર ફીટ્સ ડેવલપમેન્ટ સેન્ટર (ગર્ભ વિકાસ કેન્દ્ર) પહોંચ્યાં ત્યારે બપોરના ત્રણેક થયા હશે. દિવસના ઊજળા પ્રકાશમાં કેન્દ્રનું મોટું મકાન પ્રભાવશાળી લાગતું હતું. એક માળ જેટલા ઊંચા ઉપસાવેલા અક્ષરો ભયાનક લાગતા હતા. કાચનો મહાકાય દરવાજો અંદર પ્રવેશ કરનારને નર્વસ કરી દે તેવો હતો.

અચકાતા ખચકાતા તેઓ કેન્દ્રની અંદર પ્રવેશ્યા અને અંદર જે જોયું તેથી હતપ્રભ થઈ ગયા. તેનું ઈન્ટીરીયર એવું હતું કે જાણે તેને બહારના દેખાવ સાથે સંબંધ જ ન હોય. મુખ્ય દરવાજો લંબગોળાકાર રિસેપ્શન રૂમમાં ખૂલતો હતો. જમણી બાજુ બે આનંદી છોકરાઓ કીમતી ટેબલને સામે છેડે બેઠેલી છોકરીઓ સાથે મૈત્રીગોષ્ઠી કરી રહ્યા હતા. બાકીની જગ્યામાં વિવિધ રીતે સોફાનાં ઝુમખાંઓ ગોઠવેલાં હતાં છતાં જગ્યા ભરચક લાગતી ન હતી. ખૂબ સૂઝથી ગોઠવેલા સુંદર ઈનડોર પ્લાન્ટસ હતા. વચ્ચેના ટેબલો પર રંગીન ચળકતા પૂઠાંવાળાં મેગેઝીન પડેલાં હતાં. દીવાલો પર આછા રંગના વોલપેપર લગાડેલાં હતાં, જ્યારે દીવાલની બાજુ ગાર્ડન પ્લાન્ટની હારથી શણગારેલી હતી. રિસેપ્શનના ડાબી તરફના છેડે હાથમાં પકડેલા ગલુડિયા સાથે હસતી એક ભરાવદાર છોકરીનું મોટું પોસ્ટર લગાડેલું હતું. તેના સુંવાળા ચળકતા વાળ લાડકું ગલુડિયું અને મોહક સ્મિત નજરને વશીભૂત કરી દેતાં હતાં.

હૉલમાં પ્રવેશતાં જ શેખર અને આશાવરી તે પોસ્ટર સામે ક્યાંય સુધી તાકતા રહ્યા પછી આશાવરીને ખુરશીમાં આરામથી બેસાડ્યા પછી શેખર પૂછપરછ માટે રિસેપ્શન ટેબલ પર ગયો.

શેખરની જેમ ઘણા બીજા માણસો પણ રિસેપ્શન હૉલમાં એકઠાં થયા હતાં. જો કે રિસેપ્શન હૉલ ઘણો મોટો હતો. બેસવાની ગોઠવણ એવી કુશળતાથી કરી હતી કે તેનાથી રૂમ ભરચક લાગતો ન હતો. રૂમના ખૂણામાં આશાવરી શાંતિથી બેઠી હતી.

શેખર પાછો આવ્યો અને તેની પાસે બેઠો. બન્ને જણા ડૉક્ટર બોલાવે તેની

રાહ જોતાં હતાં....અંદરનું વાતાવરણ અને જાહેર જગ્યા હોવા છતાં ફર્નિચરની ગોઠવણથી જે એકાંત મળતું હતું તેથી તેઓ હળવા થઈ વાતોએ વળગ્યા હતા.

થોડો સમય પછી નર્સ આવી અને તેમને ડૉ. માનેની કેબીન સુધી દોરી ગઈ.

ડૉ. માનેની ચેમ્બર પણ સુંદર હતી. ડૉ. માને ઉભા થયા અને તેમને આનંદથી આવકાર્યા. તેમણે શેખર સાથે હાથ મિલાવ્યા અને બેસવા વિનંતી કરી.

આશાવરીએ ડૉ. નલિની જોશીનો રિપોર્ટ તેમને આપ્યો કે જેમને તેઓ સવારે મળવા ગયા હતા. ડૉ. નલિની જોશી સગર્ભા સ્ત્રીઓના ખાસ કરીને આશાવરીની વયની સ્ત્રીઓમાં ખૂબ જ માનીતા ગાયનેકોલોજિસ્ટ હતા.

વીસમી સદીમાં રોગોનું સ્ત્રીરોગશાસ્ત્ર, બાળરોગ શાસ્ત્ર તેવા વિશાળ વર્ગીકરણો હતા, તેવા હવે ન હતા. હવે તો ખાસ પ્રકારના આરોગ્ય સમસ્યાને લગતા સ્પેસ્યિાલિસ્ટોના વર્ગીકરણ હતા. આરોગ્યની સમસ્યાઓને બે મોટા વિભાગમાં વહેંચવામાં આવી હતી. કેટલાક ફિઝીશિયનોએ સામાન્ય તંદુરસ્તી, નબળાઈ તથા ચયાપચય અને વૃદ્ધિના દર પર તજજ્ઞતા મેળવી હતી જ્યારે બીજા લોકો રોગની સારવાર અંગેની બાબતો સંભાળતા હતા. નાગરિકો એવું માનતા તંદુરસ્ત રહેવું એ એક સામાજિક ઋણ છે અને તે માટે નિયમિત તપાસ ફરજિયાત હતી. બધી જ આરોગ્ય સેવાઓ સરકારના ખર્ચે હતી તેથી લોકો તેમનાં સ્વાસ્થ્યની સારી સંભાળ લેતા.

સંતાન જન્મ આપવાની ક્ષમતા ધરાવતી દરેક યુવાન સ્ત્રીઓ માટે સ્ત્રીરોગ નિષ્ણાત પાસે નિયમિત તપાસનો નિયમ હતો. આ જ કારણથી આશાવરી ડૉ. જોશીને મળવા આવી હતી. ડૉ.જોશીએ અદ્યતન તબીબી સાધનોથી આશાવરીની તપાસ કરી અને કહ્યું કે તે સગર્ભા છે, ત્યારે તેને માસિક ન આવ્યાને એકાદ અઠવાડિયા જેવું જ થયું હતું. ડૉ.જોશીએ વધુ ચોક્કસ સમય આપતા કહ્યુ કે તે **૨૩** દિવસ પહેલાં સગર્ભા થઈ હતી.

આશાવરીને ખબર હતી કે હવે બીજા તબક્કામાં તેણે ગર્ભ વિકાસ કેન્દ્રમાં તપાસ માટે જવાનું હતું પણ તેને ખબર ન હતી કે આ માટે તરત જ જવાનું હતું. ડૉ. જોશીએ તેનો રિપોર્ટ તૈયાર કર્યો અને કહ્યું, "આજ બપોરે તમારે ગર્ભ વિકાસ કેન્દ્રમાં જવાનું છે ત્યાં નિષ્ણાત તમને બધી જ જરૂરી માહિતી આપશે"

"હઅઅ....જો એક બે દિવસ ત્યાં જઉં તો ચાલે ?" આશાવરીએ પૂછ્યું કારણ કે કેન્દ્ર તેમના ઘરથી બહુ દૂર હતું અને તે વિસ્તારથી તે બહુ પરિચિત ન હતી. તેને ત્યાં શેખર સાથે જવું હતું અને શેખર તો કાયમની જેમ સવારે જ નીકળી ગયો હતો. જ્યારે ડૉ. જોશીને આશાવરીની તકલીફની ખબર પડી ત્યારે તેમણે કહ્યું એ કાંઈ મોટી વાત નથી અમે શેખરને એક દિવસ રજા લેવા માટે કહી દઈશું.

"પણ તે તો ક્યારનોય નીકળી ગયો છે" આશાવરીએ કહ્યું "હું તેની ફેક્ટરીએ

ફોન કરીશ અને તે એક દિવસની રજા લઈ લેશે અને આ તેના રજાના ખાતામાં રજા તરીકે નહીં ગણાય. આ ખાસ રજા ગણાશે." ડૉ. જોશીએ હસતાં હસતાં જવાબ આપ્યો.

આશાવરીને ખરેખર આશ્ચર્ય થયું હતું અને તે તેના ચહેરા પર દેખાતું હતું. ડૉ. જોશીએ કહ્યું "તો શ્રીમતી આશાવરી તમે અને તમારું બાળક દેશ માટે બહુ કીમતી છો કારણ કે તમે આપણા દેશના ભાવિને જન્મ આપવાના છો. એ બહુ અગત્યનું છે કે તે તંદુરસ્ત અને તેનો વિકાસ સંતુલિત છે તેના માટે આપણી સરકાર બધો જ પ્રયત્ન કરી રહી છે. પહેલા જ દિવસથી તમારી અને તમારા પુત્રની જવાબદારી સરકારે લઈ લીધી છે અને સરકાર એ જવાબદારી બરોબર નિભાવી રહી છે.

આશાવરીને ડૉ.જોશી પાસેથી આટલા લાંબા પ્રવચનની આશા ન હતી તે તો અવાક જ રહી ગઈ.

ડૉ. જોશીએ શેખરની ઑફિસનો નંબર લઈ લીધો અને પછી તેની સાથે વાત કરી તેણે શેખરના સાહેબ સાથે વાત કરી અને ફોન નીચે મૂક્યા પછી કહ્યું કે "તમારા પતિ જલદી ઘરે પહોંચે છે તમે બંને બપોરે જ કેન્દ્રની મુલાકાત લઈ શકશો. સમય બગાડવાનો કોઈ અર્થ નથી, એક દિવસ પણ નહીં. એક સારા નાગરિકના નિર્માણમાં દરેક ક્ષણનું મહત્ત્વ હોય છે."

ડૉ. માને સામે આશાવરી બેઠી બેઠી આ બધું યાદ કરતી હતી. ડૉ. માને એ કાળજીપૂર્વક રિપોર્ટ જોયો અને આનંદથી કહ્યું, "અભિનંદન શ્રીમતી દેવ તમે માતા બનવાના છો. શ્રીદેવને પણ મારે અભિનંદન આપવાં જોઈએ."

આશાવરી અને શેખર લગભગ સાથે જ બોલ્યા, "આભાર ડૉક્ટર".

ડૉ. માનેએ કહ્યું, "બાળકનો જન્મ તે ખરેખર આનંદદાયક પ્રસંગ છે અને સાથે સાથે જવાબદારીભર્યો પણ છે. આપણે આ માટે હવેથી સાથે કામ કરવું પડશે. આ માટે મને આશા છે કે તમે મને સહકાર આપશો, આપશો ને?"

આશાવરી અને શેખરે હકારમાં માથું ધુણાવ્યું તેમણે કહેવાનું ચાલુ રાખ્યું, "સગર્ભા સ્ત્રીઓ અને તેમના થનાર સંતાનની આર્થિક, શારીરિક અને માનસિક જવાબદારી અમારા કેન્દ્રની છે. તમારે રોજ થોડા કલાકો માટે અહીં આવવું પડશે. તમારી અનુકૂળતા પ્રમાણેનો સમય તમે નક્કી કરી શકો છો પણ તમારે જમતાં પહેલાં અમુક કલાક રોજ અહીં આવવું પડશે. રોજ એક વખતનું સવારે કે સાંજે તમે અમારી સાથે જમશો તો અમને ગમશે. આ સિવાય તમારે થોડી કસરતો, રમતો અને તમારા જેવી બીજી સગર્ભા સ્ત્રીઓ સાથે વિચાર-વિનિમય અને બૌદ્ધિક તાલીમ લેવાની રહેશે, તમારા અને તમારા ભાવિ બાળક માટે એ અત્યંત જરૂરી છે. તમને દવાઓ અને ટોનિક અહીંથી મળશે. દરેક અઠવાડિયે તમારી સંપૂર્ણ તપાસ થશે

અને તેના આધારે દવાઓ બદલવાની જરૂર છે કે નહીં તે નક્કી થશે, પછીથી તમારી અનુકૂળતા હોય ત્યાં અમારા કેન્દ્ર સાથે સંલગ્ન હૉસ્પિટલમાં તમારું નામ નોંધવામાં આવશે. હવે તમે આ ફોર્મ ભરી આપશો?...તમે અત્યારે માત્ર તમારું નામ સરનામું અને ઉંમર લખી સહી કરી દો. આવતી કાલે તમારી સંપૂર્ણ તપાસ બાદ બાકીની જરૂરી વિગતો અમે ભરી દેશું અને હા તમારે એ જાણવું નથી કે તમને દીકરો આવવાનો છે કે દીકરી?

આશાવરી હસી અને માથું ધુણાવ્યું.

તમે બાજુના રૂમમાં જમણી તરફ જશો ત્યાં લેડી ડૉક્ટર તમને તેના વિશે કહેશે. આશાવરી ઊભી થઈ અને ચાલી ગઈ શેખરે પૂછ્યું, "તમે બાળકની જાતિ વિશે આટલું જલદી કહી શકશો."

"અમે ગર્ભ રહ્યા પછી લગભગ તરત જ તે વિશે કહી શકીએ ભૂલશો નહીં કે વિજ્ઞાને ઘણો વિકાસ સાધ્યો છે. આપણે 21મી સદીની બીજી તરફ આવી ગયા છીએ. હવે બાળકની જાતિ જોવા માટે પાંચ મહિના સુધી રાહ જોવાની જરૂર નથી.

આશાવરી પાછી આવી ત્યારે ડૉ. માને હજીય વાતો કરી રહ્યા હતા. શેખરે જ્યારે તેની પાસેથી કાર્ડ લીધું ત્યારે તે થોડી ચિંતિત જણાતી હતી. શેખર ચિંતાનું કારણ શોધવા પ્રયત્ન કરતો હતો ત્યારે ડૉ. માનેએ કાર્ડ જોયું અને જાહેરાત કરી કે તમને પુત્ર આવવાનો છે. તમે બહુ નસીબદાર છો.

શેખર આનંદથી ઝૂમી ઊઠ્યો ખરેખર તો દીકરો હોય કે, દીકરી કાંઈ ફેર પડતો નહતો પણ તેને છોકરા માટે પક્ષપાત હતો. આથી પુત્રનો પિતા બનશે તે વાતથી તે ખૂબ ખુશ થયો.

આવા ગુલાબી મુડ સાથે તેમણે ડૉક્ટરની વિદાય લીધી અને બીજા માળે ગયો. મુખ્ય નર્સે તેની સાથે વાત કરી અને બંને ઘરે આવ્યાં તે પહેલાં આશાવરીએ રોજની 11.00થી 2.00 વચ્ચેની એપોઈન્ટમેન્ટ નક્કી કરી.

બીજા દિવસથી આશાવરી નિયમિત કેન્દ્ર પર જવા લાગી. ચાર-પાંચ દિવસ પછી તો તેના રોજિંદા ક્રમ જેવું થઈ ગયુ. રોજ તે બસ-સ્ટૅન્ડ જવા માટે સવારે 10.45 વાગે નીકળતી. થોડી જ મિનિટોમાં સેન્ટરનું વાહન ત્યાં આવતું. બસમાં લગભગ 10 થી 12 સગર્ભા સ્ત્રીઓ હતી. બસમાં આશાવરીને છેલ્લે જ ચડવાનું થતું. આશાવરીને લીધા પછી બસ સીધી કેન્દ્ર પર જતી. શહેરના અલગ અલગ વિભાગોમાંથી ત્યાં ઘણા બીજા માણસો પણ એ જ સમયે ત્યાં પહોંચતા. કેન્દ્ર પર આવતી મહિલાઓને અલગ અલગ જૂથોમાં વહેંચવામાં આવી હતી. આશાવરીના જૂથમાં તેના સહિત દસ છોકરીઓ હતી અને તેમને માર્ગદશર્ન આપવા નેતા પણ હતી. આશાવરી મંજરી પટેલ સાથે ખૂબ હળીભળી ગઈ હતી. મંજરી તેની જ ઉંમરની ખૂબ જીવંત છોકરી હતી અને તેની બસમાં જ આવતી.

આ શોધ એ માનવજાતનો મોટો કૂદકો હતો. જો બાળકને યોગ્ય માનસિક ટેવો માટે તાલીમ આપવામાં આવે અને વિચારો માટે સારો ખોરાક પૂરો પાડવામાં આવે તો આપણે તેમને યુવાનીમાં દેખા દેતી ગુંડાગીરી અને વિદ્રોહ જેવાં વલણોમાંથી બચાવી શકીએ. આના લીધે હડતાળ હુલ્લડ પ્રતિકારકૂચ અને હિંસાનો દર ઘટશે. આથી કાયદો અને વ્યવસ્થા સારી જળવાશે અને સારી તથા સુરક્ષિત જિંદગી મળશે અને આ હેતુથી જ વડાપ્રધાને સગર્ભા મહિલાઓ માટે આ યોજના શરૂ કરી છે. સરકાર તમારી અને તમારા બાળકની પૂરેપૂરી જવાબદારી ઉઠાવે છે. સરકારનો પૈસો શક્તિ અને સમયનો સારો એવો હિસ્સો આની પાછળ જાય છે પણ સરકાર ભાવિ નાગરિકોની પેઢી તૈયાર કરવા માગતી હોય ત્યારે કોઈ બાંધછોડ કરવા માંગતી નથી.

''તમે આમ આડીઅવળી ગોળગોળ વાત કેમ કરો છો? સીધી વાત કેમ નથી કરતા.'' મીનાક્ષીએ તીખા અવાજથી તેને પૂછ્યું. આશાવરી તો ઘા ખાઈ ગઈ. થોડી ક્ષણ માટે તો સામે બેઠેલો માણસ પણ દંગ રહી ગયો પછી તેણે પરાણે હસતાં હસતાં કહ્યું કે, ''માફ કરશો હું દિલગીર છું. તમને આ બધું કંટાળાજનક લાગતું હશે પણ હું તમને અમારી સારવાર નીતિથી પરિચિત કરવા માંગતો હતો તેથી મારે તમને આ બધું કહેવું પડ્યું. તમે મને ભાઈ કહેશો તો મને ગમશે. અહીં બધા મને ભાઈ જ કહે છે.''

''આમ કહી મારા ભાઈનું હું મહત્ત્વ ઘટાડવા માગતી નથી,'' મીનાક્ષીએ સામો જોરદાર ફટકો માર્યો.

આશાવરીએ ધાર્યું કે ભાઈ પણ સામે બદલો લેશે પણ તેવું કાંઈ બન્યું નહીં. તે થોડીવાર ચૂપ રહ્યા અને પછી કહ્યું, ''મીનાક્ષીજી આજે ખૂબ અસ્વસ્થ છે. તેમના સૂચન મુજબ આપણે નીચે જઈને કામ કરીએ.''

તે બંનેને નજીકના રૂમમાં દોરી ગયો. આ રૂમ ઘણો વિશાળ હતો. બંને છેડે મોટા સોફાસેટ અને પાસે થોડાં ખુરશી-ટેબલો હતાં. ત્યાં એક પરિચારક હતો જે મીનાક્ષીને એક તરફ લઈ ગયો, જ્યારે ભાઈ મીનાક્ષીને બીજા છેડે લઈ ગયા. ભાઈ આશાવરી સામે ખુરશી પર બેઠા અને કહ્યું, ''હવે હું તમને, અમે તમારા બાળકને તમારા અવાજથી પરિચિત કરવા શું કરી રહ્યા છીએ તે વિષે કહીશ. અમે તમારો અવાજ ધ્વનિમુદ્રિત (રેકોર્ડ) કરી લેવા માંગીએ છીએ કે જેથી જ્યારે તમે અહીં આરામ કરતા હો ત્યારે અમે તેને સંભળાવી શકીએ.''

આશાવરી અને મંજરીનું ગ્રુપ પહેલા માળે કામ કરતું હતું. પહેલા અડધો કલાક તેમને રોજિંદી સામાન્ય કસરતો કરવાની રહેતી કે જેથી બાળકના જન્મ સમયે તેમને મદદરૂપ થાય. આ પછીની પંદર મિનિટ મિત્રો સાથે વાતોમાં અને લીડરને કોઈ પ્રશ્નો પૂછવાના હોય તો તેના માટે રહેતી. પછી તેમને ઢીલા ગાઉન પહેરવાના રહેતા. તે પછી અડધો કલાક જમવાનો રહેતો. રોજ નિશ્ચિત સમયે તેમને ગરમ

પૌષ્ટિક ખોરાક અને યોગ્ય દવાઓ તથા ટોનિક મળતા.

જમ્યા પછી પોણો કલાકની બેઠક આરામની અને માનસિક વિકાસની રહેતી. સામાન્ય માન્યતા પ્રમાણે માનસિક વિકાસની બેઠકમાં લાંબા લાંબા ભાષણો ન થતાં આશાવરીને લાંબા કંટાળાજનક ભાષણોની બીક હતી તે ક્યાંક ચાલી ગઈ. પહેલા દિવસે તેમને બબ્બેનાં જોડકાંમા વહેંચવામાં આવ્યાં. આશાવરીને ભાગે મીનાક્ષી સાથીદારી તરીકે આવી. મીનાક્ષી આશાવરીના એક દિવસ પહેલા જ કેન્દ્રમાં જોડાઈ હતી. તે આશાવરી કરતાં ઉંમરમાં થોડી મોટી હતી અને ઘણી ગંભીર હતી. ઘણીવાર તે ખરાબ રીતે વર્તતી. આશાવરીને તેનો પહેલા દિવસે જ અનુભવ થઈ ગયો હતો

જમ્યા પછી તેમને બંનેને એક નાની કેબિનમાં લઈ જવાયાં ત્યાં એક યુનિવર્સિટીના પ્રોફેસર જેવો લાગતો આધેડ ચશ્માવાળો માણસ તેમની રાહ જોઈ રહ્યો હતો. જ્યારે આશાવરી અને મીનાક્ષી રૂમમાં દાખલ થયા ત્યારે તેમને બેસવાનું કહી તેણે કહ્યું, ''હું આગામી 45 મિનિટ સુધી તમારો ગાઈડ છું અને આ સમયે આપણે માનસિક વિકાસ માટે ફાળવ્યો છે. ખરેખર તો માનસિક વિકાસ એ સાચો શબ્દ નથી ખરેખર તો સમય આરામનો છે અને સાથે સાથે તમારા ભાવિ બાળકના શિક્ષણ માટેની તૈયારીનો છે. તમને ખ્યાલ હશે કે ગર્ભ કેટલાક અવાજોને સાંભળી શકે છે. એમ કહી શકાય કે વારંવાર પુનરાવર્તન થતા કેટલાક અવાજો તે ઓળખી શકે છે. આ વાત વૈજ્ઞાનિકોએ થોડાં વરસો પહેલા જ શોધી. વધુ ચોક્કસ થઈને કહું તો વીસમી સદીના અંતે તે શોધ થઈ. આ દિશાના ઊંડા સંશોધન પરથી એ જાણવા મળ્યું છે કે બાળક આ તબક્કે પણ કેટલાક વિચારો ગ્રહણ કરી શકે છે.

''પણ ડૉક્ટર... ભાઈ બાળક પ્રેકટીસથી અવાજથી ટેવાઈ જાય તો પણ તે ભાષાને કેવી રીતે સમજી શકે? તેના કાને પડતા શબ્દોનો અર્થ તેને કેવી રીતે આવડે?''

ભાઈ થોડીવાર મૌન રહ્યા પછી બોલ્યા, ''આશાવરીજી મને આનંદ છે કે તમે મને આ પ્રશ્ન પૂછ્યો કે જે ભાગ્યે જ કોઈએ પૂછ્યો હોત. હું તમને સમજાવવાનો પ્રયત્ન કરીશ. અત્યાર સુધી તમે સાચા છો કે બાળક કોઈ અવાજને ઓળખી શકે નહીં પણ તે જ શબ્દોને વારંવાર સંભળાવવાથી શબ્દ તેમની સ્મૃતિમાં કોતરાઈ જાય છે. તે તેના વિચારો બની જાય છે. તે તેની સ્મૃતિમાં અપ્રગટ શબ્દો તરીકે સચવાઈ રહે છે. તેઓ કદાચ તે વિષે સભાન ન પણ હોય. જન્મ પછી જેવું તે સમજવાનું શીખે છે ત્યારે જ્યાં પણ તે શબ્દો સાંભળે છે ત્યારે તે તેમને પરિચિત લાગે છે અને તેને પોતાના વિચારો તરીકે સ્વીકારે છે. દા. ત. જન્મ પહેલાં તેને ચોરી ન કરવી જોઈએ એવું સંભળાવવામાં આવ્યું હોય પછી જ્યારે તે મોટો થાય ત્યારે તે જ વાત ફરી કહેવામાં આવે તો તેની તરત જ ધારી અસર થાય છે અને તે ક્યારેય ચોરી નહીં કરે.

ભાઈએ આશાવરીને વિચાર કરતી કરી. ભાઈએ ચાલુ રાખ્યું ''તમે જોયું હશે

કે છેલ્લાં કેટલાંક વરસોથી ગુનાઓની ટકાવારી ઘટી છે. આનો યશ અમારી યોજનાને આપવો જોઈએ. નવી પેઢી ગુંડાગીરીને ફરી લાવવા માંગતી જ નથી.

ગુનાની ટકાવારી ઘટી છે તેવું આશાવરીએ સાંભળ્યું હતું પણ તે માટે આ યોજનાને આભારી છે તે તેને ખબર ન હતી.

''આવો આપણે શરૂ કરીએ પહેલા આ પાનું વાંચો પછી તેને મોટેથી વાંચો અને હું તેને રેકોર્ડ કરીશ અને એક બીજી વાત કે તમે સાહજિક બનવાનો પ્રયત્ન કરજો બરોબર?''

આશાવરીએ ભાઈના હાથમાંથી કાગળો લેતી વખતે મીનાક્ષી તરફ જોયું. મીનાક્ષી પણ કશુંક વાંચતી હતી, અને રેકર્ડ કરતી હતી.

બીજું અઠવાડિયું આ રીતે પસાર થઈ ગયું. પહેલા બે દિવસો પ્રાથમિક વાતો જ હતી કે જેમાં બાળગીતો, સંગીત, દૂધના ફાયદા વિષે વાત, મિત્રો સાથે અને ઝઘડો ખરાબ છે અને તે તમને દુઃખી કરે છે તેવી વાતો હતી. આ પછી સૂત્રાત્મક વાક્યો હતાં. તમારાં માતાપિતાની આજ્ઞાનું પાલન કરો. તમારે વડીલોને માન આપવું જોઈએ કારણ કે તેમણે તમારા માટે ખૂબ કામ કર્યું છે. આપણે દરેક એક બીજા પર આધારિત છે અને એનું જ નામ સમાજ છે. માણસે અંગત સ્વાર્થને બદલે સામાજિક કલ્યાણને મહત્ત્વ આપવું જોઈએ.

ચાર દિવસ પછી દેશભક્તને પ્રેરિત કરતી લાગણીઓ પર ધ્યાન કેન્દ્રિત કરાયું. જે લોકો એ રાષ્ટ્રીય હેતુ માટે પોતાનું બલિદાન આપી દીધું છે, તેવા રાષ્ટ્રીવીરોનાં યશોગાન રજૂ કરાયાં. જે વાતો રજૂ કરવામાં આવતી તેનો સૂર એવો હતો કે દરેક નાગરિકે દેશ માટે કશોક ત્યાગ કરવો એ તેમનું પ્રથમ કર્તવ્ય છે.

બીજા દિવસે દેશની રાજનૈતિક પ્રણાલિકાના પ્રસંશા કરતો વાર્તાલાપ રજૂ કરવામાં આવ્યો કે જેના હિસાબે આપણા દેશનું લોકશાહીતંત્ર સમગ્ર દુનિયામાં સર્વશ્રેષ્ઠ હતું અને તેની અંદર લોકોના કલ્યાણને સમર્પિત કાર્યક્ષમ સરકારનાં વખાણ કરવામાં આવ્યાં હતાં. સરકારની દરખાસ્તોના અમલીકરણ માટે દરેક નાગરિકને સહભાગી થવા વિનંતી કરવામાં આવતી હતી. રાજદ્રોહ/દેશદ્રોહને સહુથી મોટો ગુનો ગણવામાં આવતો હતો. નાગરિકોને તેમની સરકાર પ્રત્યેની વફાદારીના સોગંદ ખાવાના રહેતા અને તેમને દેશદ્રોહીથી ચેતતા રહેવાની સૂચના આપવામાં આવતી. રાષ્ટ્રના કોઈ આદેશના પ્રતિકારને સાંખી લેવાતો નહીં અને દરેક નાગરિકની પ્રથમ ફરજ દેશ પ્રત્યેની 'વફાદારી લેખાતી.

તે દિવસે આશાવરી ઘરે આવી ત્યારે તે તેણે પોપટની જેમ પઢી જઈ તેના બાળક માટે જે સંદેશાઓ રેકર્ડ કરાવ્યા હતા તે વિષે જ તે વિચારતી હતી. તેણે પોતાની સાથે જ જાણે વાત કરી. શું જે બાળક હજી જન્મ્યું જ નથી તેને મારે સરકારને વફાદર અને રહેવાની સરકારના કાર્યક્રમોનો વિરોધ નહીં કરવાની વાત

કરવાની? દરેક કાળમાં અને દરેક રાષ્ટ્રમાં નાગરિકોએ રાષ્ટ્રને વફાદાર રહેવાનું જ હોય છે પણ તેનો અર્થ એ કે દરેક વસ્તુને બુઝદીલી અને ગુલામ બનીને સ્વીકારી લેવાની? મારા બાળકને આ તબક્કે આવા બધા વિચારો આપવાની શી જરૂર?

આશાવરીનો બાકીનો દિવસ બેચેનીનાં પસાર થયો. અંતે તેણે બીજે દિવસે મંજરીને આ વિષે વાત કરવાનો વિચાર કર્યો. આ વિચારથી જ તેને સારું લાગ્યું.



પણ બીજા દિવસે મંજરી ન આવી. ગ્રુપમાં બીજા કોઈ સાથે તેને એવી મૈત્રી ન હતી કે જેથી તેની સમસ્યા વિષે કોઈની સાથે ચર્ચા કરી શકે. આશાવરીની સાથીદાર મીનાક્ષી હતી પણ તેની ગંભીરતા ને કડવી ટકોરને લીધે બંને વચ્ચે થોડું અંતર પડી ગયું હતું. વિક્ષુબ્ધ માનસ સાથે તેણે માનસિક વિકાસ કેન્દ્રમાં પ્રવેશ કર્યો.

તેની કાયમની ખુરશી પર તે બેઠી. થોડીવાર પછી પોતાની જાતને 'ભાઈ' કહેવરાવતો હતો તે અંદર ધસી આવ્યો અને તેના હાથમાં કાગળિયાની થપ્પી પકડાવી.

''આજે તારા રેકોર્ડિંગનો છેલ્લો દિવસ છે. આજે આપણે બધું પૂરું કરી નાખવું છે. આપણે સીધું રેકોર્ડિંગ જ શરૂ કરીએ. ત્યારે રેકોર્ડિંગ પહેલાં કાંઈ વાંચવાની જરૂર નથી આ બધાથી તમે પૂરા માહિતગાર થઈ ગયા છો''

આશાવરી ગણગણી 'ભલે' અને રેકોર્ડિંગ શરૂ થયું. આગલા દિવસે કહેવાયેલી વાતોનું અનુસંધાન હોય તેવું તેને લાગ્યું. કાગળમાં સરકારના અને તેના પ્રજાકલ્યાણના પ્રતિબદ્ધ પ્રયત્નોનાં વખાણ હતા. વડાપ્રધાનના સદ્‌ગુણોની પ્રસંશા કરતી ખાસ નોંધ હતી. રેંકડો ખેંચવાળા મજૂરના સાદા કુટુંબમાં તેનો જન્મ થયો હતો. ગરીબીને લીધે તેમણે ઘણાં વિઘ્નોનો સામનો કરવો પડ્યો હતો પણ તેમની પ્રખર બુદ્ધિમતા અને દૃઢતાને લીધે તેમણે આ બધા વચ્ચેથી રસ્તો કાઢ્યો હતો. તેમની સિદ્ધિઓની યશોગાથાને બાકીનાં પાનાંઓમાં વર્ણવવામાં આવી હતી. આ પાનાંઓ વાંચતા આશાવરીને અણગમાની લાગણી થઈ. તેણે તેના સંતાનને આ પ્રકારના પ્રચારાત્મક વાર્તાલાપથી શિક્ષણ આપવાનું માંડી વાળવાનું તેણે વિચાર્યું. આથી ફાયદો પણ શો તેવો તેને પ્રશ્ન થયો.

જ્યારે વડાપ્રધાનના ઉજ્જવળ કાર્યોની વાત પૂરી થઈ તેમના વ્યક્તિત્વનું વર્ણન શરૂ થયું. બુદ્ધિમાન, સુંદર, સુદૃઢ, સુદર્શન, કુશાગ્રબુદ્ધિ અને રાજકારણ પર મજબૂત પકડ;લોકોને સમર્પિત સેવક. આશાવરી આગળ ન વધી શકી અને અધવચ્ચે અટકી. તેને અંદર જ બેચેની જેવું લાગ્યું તેણે કહ્યું, ''ભાઈ આ બધું શા માટે.....''

''આશાવરી શા માટે તમે અધવચ્ચે અટકી ગયા? પ્લીઝ વાંચવાનું ચાલુ રાખો

અને જલદી પૂરું કરો આપણે આ રીતે સમય બગાડવો ન જોઈએ'' આશાવરીએ આગળ વાંચવાની ના પાડી દીધી. આગળના કાગળોમાં આ પ્રમાણે લખ્યું હતું ''આવા સુંદર નેતા અમને આપવા માટે આપણે ભગવાનનો આભાર માનવો જોઈએ. એવો નેતા કે જેનું એક માત્ર ધ્યેય તેના લોકોનું સુખ છે. તે તેના લોકોને માતા પોતાના સંતાનને ચાહે છે તે કરતાં પણ વધારે ચાહે છે. તે ચોવીસે કલાક તેમના માટે કામ કરે છે. આપણા પક્ષે આપણે તેમના બધા જ આદેશો માનવા જોઈએ, અને તેટલું જ નહીં જો જરૂર પડે તો આપણા જીવનને હોડમાં મૂકવાની તૈયારી હોવી જોઈએ.

આશાવરીએ અટકવાનો મક્કમ નિર્ધાર કર્યો, ભાઈએ વિચિત્ર રીતે તેની સામે જોયું અને કહ્યું, ''આમ અટકી ન જાવ, પ્લીઝ વાંચવાનું ચાલુ રાખો.''

''હું નહીં વાંચી શકું. તમે પહેલા મને એ કહો કે આ બધું શું છે ?''

''જે બધું કાગળમાં છે જ. મારી પાસેથી વધારે શું જાણવા ઈચ્છો છો ?''

''એ તો બધું સ્પષ્ટ છે પણ આ બધાનો મારા બાળક સાથે શો સંબંધ છે?''

''મને તો આમાં કશું ખોટું લાગતું નથી આપણા દેશના મહાન માણસનો તેને પરિચય થાય તેમાં તમને કશું વાંધાજનક લાગે છે?''

''પણ અત્યારે હું જે વાંચી રહી છું તે પરિચય નથી પણ પ્રશસ્તિ છે. આપણે વડાપ્રધાનનાં યશોગીત ગાઈ રહ્યાં છીએ.''

''તમે એમ કહેવા માંગો છો કે વડાપ્રધાન એ એક મહાન વ્યક્તિ નથી?''

''ના એવું નથી, માત્ર એટલું જ કે મારા બાળકે આ પૃથ્વી પર પગ નથી મૂક્યો તે પહેલાં જ તેને આ બધું મનાવવા હું નથી ઈચ્છતી, તેને સુંદર વસ્તુઓ વિશે કહેવું અને રચનાત્મક વિચારો સંભળાવવા અને તેને વ્યક્તિપૂજક બનાવવી સાવ જુદું છે.

''હું તને સત્ય કહું? થોડી દિલગીરીભર્યા અવાજે ભાઈએ કહ્યું ''અમને આ માટે ઉપરથી લેખિત આદેશો આપવામાં આવે છે. અમે તો અમારા ઉપરીઓએ આપેલી સૂચનાઓનું પાલન કરીએ છીએ.''

''અને હું આની વિરુદ્ધ જવાનો પ્રયત્ન કરું તો?'' ''તેનો કોઈ અર્થ નહીં સરે આશાવરી.'' તેણે મીનાક્ષીનો અવાજ સાંભળ્યો અને તેણે તેના તરફ જોયું કે મીનાક્ષી એવા જ કાગળો હાથમાં લઈ તેના તરફ આવી રહી હતી.

''મીનાક્ષીજી તમારી જગ્યાએ પાછા આવો.'' એક નર્સે તેને રોકવાનો પ્રયત્ન કર્યો. તેની આજીજી અવગણી મીનાક્ષી સીધી આશાવરીના ટેબલે ગઈ અને આશાવરીના ખભે હાથ મૂકી કહ્યું, ''આશાવરી આ બધી સૂચનાઓનું પાલન કરવું તારા જ હિતમાં છે.''

''પણ હું તેમ કરવા નથી માગતી....''

"તારે તારું બાળક જોઈએ છે ને ?"

"હા કેમ વળી, તું કહેવા શું માગે છે ?" આશાવરી આંતકિત થઈ ઊઠી.

મીનાક્ષીની નર્સ દોડતી ત્યાં આવી. ભાઈ તેના પગે ઊંચા થઈ ગયા. ભાઈએ મીનાક્ષીનો હાથ આશાવરીના ખભેથી ખસેડી કહ્યું "મીનાક્ષીજી મહેરબાની કરી તમારી જગ્યાએ જાવ નહીં તો મારે વાત ઉચ્ચ સત્તાવાળાઓ પાસે લઈ જવી પડશે." તોછડાઈભર્યા અવાજે મીનાક્ષી હંમમ એમ બોલી તેની સીટ તરફ જતી રહી. ભાઈએ તેમના કપાળ પરનો પરસેવો રૂમાલથી લૂછ્યો. આશાવરી ભાઈ સામે તાકી રહી. મીનાક્ષીની ટકોર સાંભળી તેમને ઠંડો પરસેવો વળી ગયો હતો. નર્સ પણ હતપ્રભ દેખાતી હતી. આશાવરીએ નિશ્ચય કર્યો કે આ બધું શું છે તે વિશે જરૂર મીનાક્ષીને પૂછશે.

થોડા સમય માટે એક વિચિત્ર ચૂપકીદી છવાઈ ગઈ. ભાઈએ તે ચૂપકીદી તોડતા કહ્યું, "ચાલો આશાવરીજી આપણે રેકોર્ડિંગ પૂરું કરી નાખીએ. હવે એક બે જ પાનાં જ વધ્યાં છે, મોટા ભાગનું તો આપણે પૂરું કરી નાખ્યું છે."

આશાવરીએ કાગળો સામે જોયું. વાત સાચી હતી હવે થોડી મિનિટોમાં પૂરું થઈ જાય તેમ હતું, માત્ર ત્રણ પાનાંઓ જ વધ્યાં હતાં. તેને પૂરા કરતાં કાંઈ વાર લાગે તેમ ન હતું. અને પછી તેના કાને મીનાક્ષીના શબ્દો અથડાવા લાગ્યા. "તારે તારું બાળક જોઈએ છે કે નહીં?" ખચકાટ સાથે તેણે કાગળો હાથમાં લીધા અને વાંચવા લાગી.

રેકોર્ડિંગ પૂરું થયા પછી ભાઈએ આશાવરીને તેની કેબિનમાં બોલાવી. આશાવરી તેમને અનુસરી અને તેમના ટેબલ પર સામે બેઠી. થોડો સમય ભાઈ મૌન રહ્યા. હાથમાં પેપર હોલ્ડરને ઉછાળતા ઉછાળતા જાણે મનના વિચારોને કયા શબ્દોમાં ગોઠવવા તેનો પ્રયત્ન કરી રહ્યા હતા. તેમણે તેમના ચશ્મા ઉતાર્યા. લૂછીને સાફ કર્યા અને ધીમેથી ગણગણ્યા. "મને ખબર નથી પડતી મારે તમને કેવી રીતે વાત કહેવી પણ મને લાગે છે કે મારે હવે તમને વાત કરવી જ પડશે. મહેરબાની કરીને મીનાક્ષીજી જે કહે તે અવગણજો. તેઓ જરા વિક્ષુબ્ધ છે. તે ખરેખર...."

"તમે એમ કહેવા માંગો છો કે તેની માનસિક સ્થિતિ બરોબર નથી?"

"સાવ એમ તો નહીં પણ થોડું એવું ખરું. ખરેખર તો તેને ઘણી કસુવાવડો થયેલી છે."

"કસુવાવડો?"

"હા, બંને વખતે તે સેન્ટરમાં સારવાર માટે આવતી તથી તેને એવી ખોટી છાપ પડી ગઈ છે કે તેને માટે સેન્ટર જ જવાબદાર છે. ગયા વરસે જ અમે આ, વાત જાણી પણ અમે શું કરી શકીયે ? વર્તમાન સ્થિતિમાં અમે કાંઈ વધારે કરી શકવા સમર્થ નથી. અમારે તેની નાજુક સ્થિતિનો ખ્યાલ રાખવો જોઈએ ને? એક

વાર તેને સામાન્ય પ્રસૂતિ થઈ જશે એટલે તેની બધી ગેરસમજણો દૂર થઈ જશે. ત્યાં સુધી અમે તેનું અઘટિત/અણછાજતું વર્તન પણ ચલાવી લેશું. તે શું કહે છે તે તરફ ધ્યાન જ નહીં આપીએ.''

''મારી વાત તમને બરોબર સમજાઈ ગઈ?''

આશાવરીને શું કહેવું તે સુઝ્યુ નહીં તેણે માત્ર માથું ધુણાવ્યું અને ઊભી થઈ ગઈ. મંજરી બીજે દિવસે પણ દેખાણી નહીં. કસરત પછી આશાવરીએ સ્વાભાવિક રીતે જ પૂછ્યું. ''મને નવાઈ લાગે છે કે મંજરી કેમ નથી દેખાતી?''

''અહીં આવવા માટે તેની પાસે કોઈ કારણ નથી.' મીનાક્ષીએ તેની ખાસિયત ભરી તોછડાઈથી કહ્યું.

''એટલે તું શું કહેવા માગે છે?''

''તેને એબોર્શન થઈ ગયું.''

''એબોર્શન?'' આશાવરી મીનાક્ષી સામે તાકી રહી-જાણે પૂછતી ન હોય કે કેવી રીતે અને શા માટે? એને તેની મીનાક્ષીને કેવી રીતે ખબર પડી?

''તેવું કોણે કહ્યું તને કેવી રીતે જાણવા મળ્યું?'' આશાવરીએ પૂછ્યું.

''તેમાં જાણાવા જેવું શું છે? મને કોઈએ કહ્યું નથી તેને પુત્રી નહોતી જોઈતી.''

'હા' આશાવરીને પણ ખબર હતી કે તેને દીકરો જ જોઈતો હતો.

''બસ એ જ કારણ છે વાત બધી એમાં જ આવી ગઈ.''

''મીનાક્ષી તારું મગજ ખસી ગયું લાગે છે. જો દીકરી હોય તો શું....?''

''મિત્રો શું વાત કરી રહ્યા છે?'' અચાનક જ તેમને પાછળ ઊભા રહેલા જૂથનેતાઓનો અવાજ સંભળાયો. જૂથ નેતા લગભગ મીનાક્ષીની ઉંમરની હતી તે આનંદી અને તેજસ્વી હતી. તેનું નામ સ્મિતા હતું. પણ તેને બધા 'લીડર' કહેતા. 'માનસિક વિકાસ' માટે બધા છૂટા પડે ત્યાં સુધી તે બધાની સાથે રહેતી. સ્મિતા તેમની સાથે ગપસપ મારતી દવાઓ આપતી અને તેમની સાથે જ જમતી.

તેમની લીડરને આમ અચાનક જ પાછળ ઝળુંબેલી જોઈને આશાવરી ચોંકી ગઈ. જોકે તેણે કહ્યું. ''અમે મંજરી વિશે વિચારતા હતા.''

લીડર થોડી ક્ષણ ખામોશ રહી પછી કહ્યું. ''બિચારી મંજરી! તેને કસુવાવડ થઈ ગઈ.''

''ઓ ભગવાન!'' આશાવરીએ આશ્ચર્ય પ્રગટ કર્યું, ''કેવી રીતે?''

''ખરેખર કેવી રીતે તે તો ખબર નથી.''

''આટલી બધી સંભાળ લેવા છતાં...''

''જગતમાં શક્ય છે તે બધી સંભાળ લેવામાં આવે પણ અંતે તો શરીર, નસીબ અને ભાગ્ય પર જ આધાર રાખે છે.'' લીડરે જવાબ આપ્યો ''એ તો જે હોય તે, તમે તમારું ભોજન લઈ લો નહીં તો બહુ મોડું થઈ જશે.'' આમ કહી તેણે

ભોજનખંડ તરફ ચાલવા માંડ્યું. લીડરને અનુસરતી મીનાક્ષીએ આશાવરીના કાનમાં કહ્યું, "પેલી લાંબા વાળવાળી છોકરીને ભૂલતી નહીં તે પણ દીકરીની આશા રાખે છે તેને પણ આ દિવસોમાં એબોર્શન થશે. તું માત્ર રાહ જો."

આશાવરી અચાનક થંભી અને તે છોકરીને જોવા પાછી વળી. તે છોકરી ડાયનિંગ હોલમાં જતાં જતાં આનંદની કોઈક ધૂન ગણગણતી જતી હતી.

આ દિવસ પછી બાળકને રેકોર્ડેડ સંદેશો સંભળાવવાની બેઠક શરૂ થઈ. રૂમમાં પોચા સુંવાળા તકિયા અને ઓછાડ પાથરવામાં આવ્યા હતાં. જ્યારે તે મીનાક્ષી સાથે રૂમમાં દાખલ થઈ ત્યારે નર્સે રૂમના પડદા પાડ્યા અને લાઈટ ચાલુ કરી. રૂમ આછા નીલા રંગના પ્રકાશથી ઝળહળવા લાગ્યો.

આશાવરીએ ભાઈને સૂચના આપી હતી તે પ્રમાણે તેના પગ સોફા પર લંબાવ્યા અને માથા પર ઓશીકું ખેંચ્યું. પાસેના ટેબલ પર બે અર્ધવર્તુળો જોડ્યા હોય તેવી ધાતુની કોઈ ફ્રેમ જેવી વસ્તુ પડી હતી. ભાઈએ તેને હાથમાં લઈ કહ્યું. "હું આ ટ્રાન્સમિટર ને તમારા પેટ પર રાખું છું તે તમારો અવાજ તમારા બાળકને પ્રસારિત કરશે. તમારે માત્ર આરામ કરવાનો છે અને સૂવાનો પ્રયત્ન કરવાનો છે." જ્યારે તમે ઘરે હો છો ત્યારે તમે તમારા ખોરાક અને આરામ વિશે પૂરતી કાળજી નથી રાખતા. સગર્ભા સ્ત્રીઓને આ બંનેની જરૂર હોય છે. આ માટે અમે દરરોજ તમને થોડો વખત સુવાડી દઈશું. તેણે ટ્રાન્સમિટર આશાવરીના પેટ પર રાખી કહ્યું તમે તમારી આંખ બંધ કરી સૂવાનો પ્રયત્ન કરો. હું હવે બહાર જાઉં છું અને જો કોઈ તકલીફ હોય તો બટન દબાવી મને જાણ કરજો. તેમણે સોફા નીચેના ભાગ પર રહેલા પુશ બટન દેખાડતા કહ્યું. તેને ચાદર ઓઢાડી પછી નીકળી ગયો.

મીનાક્ષીની સારસંભાળ લેતી નર્સ પણ રૂમમાંથી ચાલી ગઈ તેમને જતા રહ્યા જોઈ આશાવરીએ આતુરતાથી મીનાક્ષીને બૂમ પાડી "મીનાક્ષી...'

મીનાક્ષીએ તેની સામે જોયું પણ કશું કહ્યું નહીં. ત્યાં જ ભાઈએ દરવાજો ખોલ્યો અને અંદર આવીને પૂછ્યું, "તમારે કશું જોઈએ ?"

આશાવરીએ માથું ધુણાવ્યું.

તેમણે કહ્યું "તો મહેરબાની કરીને તમે આરામ કરો, વાતો નહીં."

આ બનાવની સ્પષ્ટ થઈ ગયું હતું કે તેમણે એવી ગોઠવણ કરી હતી કે જેથી બહારથી જ અંદરના અવાજો સાંભળી શકાય. નિરાશ થઈ મીનાક્ષીએ આંખો બંધ કરી દીધી.

ટ્રાન્સમિટરમાંથી ધીમો અવાજ સંભળાતો હતો. મીનાક્ષીએ ધ્યાનથી સાંભળવાનો પ્રયત્ન કર્યો. તેને ખ્યાલ આવ્યો કે રેકોર્ડ કરેલો અવાજ ધીમેથી પણ સ્પષ્ટ સંભળાતો હતો. શારીરિક કસરત પછીનો સમય ભવ્ય ભોજનનો રહેતો, સુંવાળો હુંફાળો સોફો રૂમમાંથી ઝાંખી લાઈટ અને ટ્રાન્સમિટરના ધીમા ધીમા અવાજથી આશાવરીને ઘેન ચડતું અને થોડા સમયમાં તો તે ઘસઘસાટ સૂઈ જતી.

જ્યારે તે જાગતી ત્યારે તે જોતી કે તેના પેટ પરનુ ટ્રાન્સમિટર હટાવી લેવામાં આવ્યું છે નર્સ પડદાઓ ખોલી રહી છે અને ભાઈ તેમના હાથમાં ચાનો કપ લઈને ઊભા છે. જ્યારે આશાવરીએ ભાઈ સામે જોયું ત્યારે તેમણે કહ્યું. "સારું ઝોકું આવી ગયું ને? હવે એક કપ સરસ ચા પીલો. પોતાના અલગ રૂમમાં જતાં પહેલાં તેમને ચા આપવામાં આવતી. આશાવરીએ નક્કી કર્યું કે તે મીનાક્ષીને મંજરી વિશે પૂછશે. પણ કપડા બદલવાના રૂમમાં તેના સિવાય બીજી સ્ત્રીઓને જોઈને તેણે મીનાક્ષીને પૂછવાનો વિચાર માંડી વાળ્યો.

પછીના બે દિવસ આશાવરીએ એક વધુ વાત નોંધી. તે બસમાં ચડતી ત્યારથી તે બસમાંથી ઊતરતી ત્યાં સુધી સેન્ટરનું કોઈને કોઈ હાજર રહેતું કેમ જાણે તેનો પીછો ન કરતું હોય. બસમાં એક એટેન્ડન્ટ રહેતો. જેવા તેઓ બસમાંથી ઊતરે ત્યારથી ભોજન સુધી લીડર તેમની સાથે રહેતા "માનસિક વિકાસ"ના સેશન રૂમમાં નર્સ અવશ્ય તેમની સાથે રહેતી જ્યારે તેઓ ગ્રુપમાં હોય ત્યારે તેઓ છૂટથી વાતો કરી શકતા પણ બે સ્ત્રીઓ લાંબા સમય સુધી વાતો કરી શકતી નહીં. જો લીડર તેમને અંગત વાતો કરતી જોઈ જતી તો તે આવીને વાત અટકાવી દેતી અને વાતને બીજી દિશામાં વાળી દેતી.

આશાવરીને આશ્ચર્ય થતું કે કોઈ બીજાને આ બધી વાતનું ધ્યાન છે કે નહીં? હું જેમ આ ધ્વનિમુદ્રિત કરેલા સંદેશાઓ ધિક્કારું છું તેવું બીજું કોઈ છે કે નહીં? તેને કોઈની સાથે વાતો કરવાની ઈચ્છા થઈ. તેને જાણવું હતું કે બીજી સ્ત્રીઓ આ વિશે શું વિચારે છે. પણ તે કેવી રીતે શક્ય બને? કેવી રીતે અને ક્યારે તે તક મળશે? આ અનિશ્ચિતતામાં જ એકાદ અઠવાડિયું પસાર થઈ ગયું. મંજરીને બદલે એક બીજી છોકરી બસમાં આવવા લાગી હતી. અત્યાર સુધીમાં આશાવરી તેના સાથીદારો સાથે ખાસ હળીભળી ગઈ હતી. આમાંથી બેને દીકરીઓ આવવાની હતી. આશાવરી તેમની સામે જોતી અને મીનાક્ષીના શબ્દો યાદ આવી જતા.

અને એક દિવસ લાંબા વાળવાળી છોકરી અદશ્ય થઈ ગઈ જ્યારે બીજે દિવસે પણ તે દેખાણી નહીં ત્યારે આશાવરીએ લીડરને પૂછ્યું, "તે છોકરી કેમ નથી આવતી?"

"મને ખબર નથી તેને કદાચ સારું નહીં હોય." નજર ચોરાવતા લીડરે કહ્યું.

ત્યાં જ એક બીજી છોકરીએ વચ્ચે ઉમેર્યું, "તમને ખબર નથી તેને કસુવાવડ થઈ, ગઈ ?"

"ઓ ભગવાન એમ કેમ થયું?" કોઈએ પૂછ્યું.

"તે દિવસે તેને પેટમાં દુઃખાવો ઉપડ્યો અને પછી તરત જ કસુવાવડ થઈ ગઈ, તમને ખબર નથી તેના ઘરેથી ફોન આવ્યો હતો અને ડૉ. માને પણ તેને મળવા આવ્યા હતા."

"મને ખબર નથી." લીડરે ભોળપણથી કહ્યું અને પછી તરત ઉમેર્યું,"તમે બધા આવી બધી બાબતોની ચર્ચા ન કરો. ચાલો આપણે જમવા જઈએ."

આશાવરી ખૂબ અસ્વસ્થ થઈ ગઈ. આ બધું શું ચાલી રહ્યું છે અને શા માટે? થોડીવાર પછી જ્યારે તેઓ પરિવર્તન કક્ષમાં ગયા ત્યારે તેણે આ વાત મીનાક્ષીના ધ્યાન પર લાવવાનો મોકો લીધો.

"મીનાક્ષી, મારે તને એક વાત કરવી છે."

"મને ખબર છે." ચારે બાજુ જોઈ ખાતરી કર્યા પછી કહ્યું, "અહીંયાં નહીં."

"કેમ નહીં? ભલે તેઓ સાંભળે મને તેમની પરવા નથી."

"ના, અહીંયાં નહીં. તું ક્યાં રહે છે? મને તારું સરનામું આપ." આશાવરીએ તેનું સરનામું આપ્યું અને મીનાક્ષી ધારતી હતી તેમ એટલામાં જ લીડર આવી ચડી. એક પણ શબ્દની આપ-લે કર્યા વગર તેઓ એ જગ્યા છોડી. જોકે આશાવરીને હતું કે મીનાક્ષી ગમે તે દિવસે સાંજે આવી જશે.

જ્યારે મીનાક્ષી આવી ત્યારે આશાવરી શેખર સાથે આ જ વિષયની ચર્ચા કરી રહી હતી. શેખરે એ નોંધ્યું કે આશાવરીને સેન્ટરમાં ગમતું નથી. તેણે જે સાંભળ્યું તેથી તે પણ ખુશ ન હતો.

આશાવરીએ શેખર અને મીનાક્ષીની ઓળખાણ કરાવી. મીનાક્ષીએ કહ્યું, "આજે મને બહુ સમય નથી મારે જલદી પાછા જવું પડે તેમ છે મને ખ્યાલ આવ્યો કે આશાવરી મને કેટલાક પ્રશ્નો પૂછવા માગે છે અને હું જે અનુભવોમાંથી પસાર થઈ છું તેવા જ અનુભવોમાંથી તું પસાર થઈ રહી છો તેથી મેં નક્કી કર્યું કે તારા ઘરે આવી અને તને ચેતવવી. સેન્ટરનો આ મારો ત્રીજો અનુભવ છે."

આમ કહ્યા પછી તેણે સેન્ટરની એવી વાચો કહી કે જે આઘાતજનક હતી.

થોડાં વરસો પહેલાં તેણે સેન્ટરમાં નોંધણી કરાવી ન હતી ત્યારે તે બહુ સુખી સ્ત્રી હતી. લગ્નના ચાર વરસ પછી તે જ્યારે સગર્ભા બની ત્યારે તે અત્યંત રોમાંચિત થઈ ઊઠી. સેન્ટરમાં ટેસ્ટ કરવામાં આવ્યો ખાતરી થઈ કે આવનાર બાળક દીકરી છે. સેન્ટરના તજ્જ્ઞોના હાથમાં વિશ્વાસ મૂકીને તે જાતને સુરક્ષિત અને સુખી સમજતી હતી. પણ ત્યાં દાખલ થયાના અઠવાડિયામાં જ તેને કસુવાવડ થઈ ગઈ. બધું એવું અચાનક જ બની ગયું કે તેના આઘાતમાંથી બહાર નીકળતા થોડો સમય થયો. તે બખતે તેનાં સાસુ અને દિયર તેના દુઃખમાં સહભાગી થવા તેની સાથે રહ્યાં.

થોડા દિવસ પછી તેનો દિયર સેન્ટર વિષે આઘાતજનક માહિતી લઈ આવ્યો. ત્યાં કામ કરતા એક વિશેષજ્ઞ મિત્રે ઘટસ્ફોટ કર્યો કે સેન્ટરમાં સ્ત્રી અને પુરુષનો એક ગુણાંક સરકારે નક્કી કર્યો છે. અને આ ગુણાંક જાળવવા સરકારે સેન્ટરને જેટલાં એબોર્શન કરવા પડે તેટલાં કરવાની સત્તા આપી છે. સેન્ટરમાં નોંધાયેલી

સ્ત્રીઓને અપાતી દવાની મદદથી આ એબોર્શન કરાય છે.''

''જો તેં પહેલાથી માહિતી આપી હોત કે સેન્ટરમાં તારી ભાભીનું રજિસ્ટ્રેશન કરાવ્યું છે તો તેના માટે મેં એવો ખોટો રિપોર્ટ આપ્યો હોત કે તેને પુરુષ બાળક જન્મવાનું છે.'' તેના મિત્રે કહ્યું.

''આ વાતના થોડા મહિના પછી મીનાક્ષી ફરી સગર્ભા થઈ અને તેના દિયરે તેના સેન્ટરનાં મિત્રને અગાઉથી જાણ કરી હતી. મીનાક્ષી એક અઠવાડિયા પછી સેન્ટરમાં દાખલ થઈ. તેને રિપોર્ટ આપવામાં આવ્યો હતો કે આ વખતે પુરુષ ગર્ભ છે. જોકે મીનાક્ષીને ખબર ન હતી કે ખરેખર આમ છે કે નહીં.

ચાર મહિના પૂરા થયા ત્યાં સુધી તો બધું સારું ચાલ્યું. પાંચમાં મહિને માનસિક વિકાસની સેશન (બેઠક) શરૂ થઈ. એ દિવસોમાં માનસિક વિકાસની બેઠક ચાર મહિના પછી જ શરૂ થતી. પહેલાં જ દિવસથી બેઠક શરૂ કરવી તે તાજેતરની જ વાત હતી.

જ્યારે પહેલીવાર રેકોર્ડિંગનો કાર્યક્રમ શરૂ થયો ત્યારે મીનાક્ષીએ આવી ક્રિયાના ઔચિત્ય વિશે ઘણા સવાલો પૂછી સત્તાવાળાઓને મૂંઝવી નાખ્યા હતા. તે દિવસોમાં તેને એક મિત્ર હતી. સંગીતા દવે, જે તેના પાર્ટનર હતી. સંગીતાએ પણ સત્તાવાળા સાથે દલીલો કરવાનું શરૂ કર્યું અને રેકોર્ડીસ્ટને સહકાર આપવાની ના પાડી. આ સમાચાર સેન્ટરમાં ફેલાઈ ગયા. એક દિવસ તેના દિયરનો મિત્ર ઘરે આવ્યો અને ચેતવી ગયો કે આ અસહકાર તેના મૃત્યુમાં પણ પરિણમી શકે. તેણે ચેતવણી આપી, ''તમે સીધા રહો તે તમારા ભલામાં છે. જો તેમ નહીં કરો તો તેનાં પરિણામો ગંભીર આવી શકે છે.'' અસહાય થઈ મીનાક્ષી એ સૂચનાઓ અનુસરવા લાગી પણ જ્યારે રેકોર્ડેડ સંદેશાઓ તેના બાળકને પ્રસારિત કરવામાં આવતા ત્યારે તે બહુ દુઃખી થતી. આથી તે તંગ મનોદશામાં રહેવા લાગી અને તેને ઊંઘ પણ ન આવતી.

ત્રણેક અઠવાડિયાં જેટલો સમય થયો હશે. એક દિવસ તેનું અચાનક ધ્યાન ગયું કે ટ્રાન્સમિટરમાંથી આવતો અવાજ તેનો ન હતો પરંતુ એક પુરુષનો હતો!

મીનાક્ષીએ તેને ધ્યાનથી સાંભળવાનું શરૂ કર્યું. જોકે તે અવાજ પરિચિત લાગતો હતો છતાં તે તેને ઓળખી શકી નહીં. અવાજ કહેતો હતો.'' આપણી લોકશાહી વિશ્વમાં સર્વોત્તમ લોકશાહી છે. આપણી સરકારનું આખું તંત્ર સામાજિક કલ્યાણ માટે સેવારત છે. આપણું રાષ્ટ્ર એ લોકકલ્યાણનું રાષ્ટ્ર છે અને આપણા નેતા તે આપણા માનનીય વડાપ્રધાન છે કે જેઓ....'' ગુસ્સામાં મીનાક્ષીએ તેના પેટ પર રહેલું ટ્રાન્સમિટર બંધ કરી દીધું અને ઊભી થઈ. નર્સ અને ભાઈ દોડતા આવ્યાં અને તેને સમજાવવાનો પ્રયત્ન કર્યો પણ તે માની નહીં. તેને પાછા સકંજામાં લેવાના બધા પ્રયત્નો નિષ્ફળ બનાવી કપડાં બદલાવી ઘરે ચાલી ગઈ.

ત્યાર પછી રોજ ભોજન પછી રેકોર્ડિંગ સેશનમાં તે ન જતી અને સીધી ઘરે જતી રહેતી. સેન્ટરના ઉચ્ચ અધિકારીઓને પણ તેને વાત સમજાવવાનો પ્રયત્ન કર્યો પણ તેણે માનસિક વિકાસની સેશનમાં ભાગ લેવા ઈન્કાર કરી દીધો.

એકવાર જ્યારે તે તેની અઠવાડિક તપાસ માટે ગાયનેકોલોજિસ્ટ પાસે ગઈ ત્યારે તે બહુ ચિંતાતુર દેખાતી હતી જ્યારે તેણે કારણ પૂછ્યું ત્યારે તેમણે કહ્યું, ''મીનાક્ષીજી તમને ખરેખર બહુ અશક્તિ આવી ગઈ છે, તમને સારું નથી લાગતું.''

''ના જરા પણ નહીં. મને એવું નથી લાગતું, નથી મેં વજન ગુમાવ્યું કે નથી મને થાક લાગતો.''

તને અશક્તિ વરતાતી નથી પણ મને ખબર છે કે તને અશિક્ત છે. એક કામ કર હું તને એક ઈન્જેક્શન આપું છું તેનાથી બધું સારું થઈ જશે.''

મીનાક્ષી કશો પ્રતિભાવ આપે તે પહેલાં તેના બાવડામાં એક ઈંજેક્શન લગાવી દીધું તેને એ ગમ્યું નહીં પણ તે મૌન રહી. ઘરે પહોંચ્યાને એક કલાક પછી મીનાક્ષીને એબોર્શન થઈ ગયું.

તેના અનુભવોની વાત કર્યા પછી. મીનાક્ષીએ ઉમેર્યું. ''આશાવરી રોજ ત્યાં જતી વખતે મેં તારો અણગમો જોયો માટે મેં અહીં આવી તને જાણ કરવાનું નક્કી કર્યું. તારા બાળકનું અસ્તિત્વ તેમના પર નિર્ભર છે. તે તું ભૂલતી નહીં. જ્યાં સુધી તું તારા બાળકને જન્મ ન આપે ત્યાં સુધી તારો અણગમો દબાવી રાખજે.

''પણ આ તો ભયંકર છે.'' આશાવરીએ કહ્યું, ''માતાપિતાની સંમતિ વગર પુરુષ કે સ્ત્રી ગર્ભને મારી નાખવાનો કોઈ અધિકાર નથી.''

''તેઓની પાસે તેમ કરવાનો કોઈ અધિકાર નથી.'' શેખર વાતમાં જોડાયો.

''તમને તેની ખબર છે માટે તો તેઓ કોઈને કહ્યા વગર છાનામાના ગુપ્ત રીતે કરી રહ્યા છે.''

''પણ શા માટે? આથી તેમને શું મળે?''

''વાત સાચી છે સ્ત્રી અને પુરુષના ગુણાંકમાં અસમતુલા થવાથી ઘણા પ્રશ્નો સર્જાઈ શકે. પણ એકવાર તમે નક્કી કરો અને તમે તેની એટલી અસરમાં આવી જાવ કે વણજોઈતા ગર્ભને મારવાની ક્રિયાને તમે બૌદ્ધિક રીતે સાચું ઠેરવી શકો. આ પ્રકારની હત્યા માટે મા-બાપ સંમતિ ન જ આપે. ખાસ કરીને માતા. એટલા માટે મા-બાપને જાણ ન થાય તે રીતે તેઓ એબોર્શન કરતા હોય છે.''

''જો એમ હોય તો મીનાક્ષીના બીજા બાળકનું એવોર્શન કેમ કરવામાં આવ્યું? તેણે દલીલ કરી હતી તેવા એક ક્ષુલ્લાક કારણસર?....''

''મેં દલીલ કરી હતી તેટલા માત્રથી નહીં...'' મીનાક્ષીએ સ્પષ્ટતા કરી,''માત્ર મેં નહીં બીજી સ્ત્રીઓએ પણ દલીલ કરી હતી અને તેમનો અણગમો પ્રગટ કરી હતી. સંગીતાએ પણ મારી જેમ જ નારાજગી બતાવી હતી. આ નારાજગી વધારે

ફેલાય તે તેમને પોસાય તેમ ન હતું માટે તો તેમણે તેનું કારણ જ જડમૂળથી કાઢી નાખ્યું.''

''આ બધા છતાં પણ તું સેન્ટરમાં કેમ આવી મીનાક્ષી?'' આશાવરીએ પૂછ્યું.

એકાદ ક્ષણ માટે મૌન રહી કહ્યું. ''બીજે જાઉં પણ ક્યાં?'' ''મેં તે માટે પણ પ્રયત્નો કરી જોયા.'' ગંભીર થઈ મીનાક્ષીએ જવાબ આપ્યો. ''આ શહેરની બધી હૉસ્પિટલો અને ડૉક્ટરો આ સેન્ટર સાથે સંકળાયેલાં છે. પ્રસૂતિના દરેક કેસ સેન્ટર મારફત આવવા જોઈએ. મારાં સાસુ અને મેં ઘણી હૉસ્પિટલોનાં ચક્કર કાપ્યાં છે. આખું પખવાડિયું અમે ભટક્યાં પણ દરેકે અમને સેન્ટર જ ચીંધ્યું. સેન્ટરમાં રજિસ્ટ્રેશન નોંધણી કરાવવા સિવાય કોઈ બીજો રસ્તો ન હતો.'' ત્રણેય થાકી ગયાં હતાં. દરેક વ્યક્તિ મૌન હતી. પોતાના જ વિચારમાં ખોવાયેલી. અંતે મીનાક્ષી ઊભી થઈ અને કહ્યું, ''મારે હવે જવું પડશે આશાવરી. પણ તું મારી વાત માનજે અને તારો અણગમો તેમને વ્યક્ત કરીશ નહીં. તેનાથી તને કોઈ ફાયદો નથી. તેનાથી ઊલટું તારું કશુંક જોખમમાં મુકાશે.''

મીનાક્ષી ચાલી ગઈ. શેખર અને આશાવરી આ સમસ્યા પર લાંબા સમય સુધી ચર્ચા કરતાં રહ્યાં. સેન્ટર સાથે ભવિષ્યમાં કયો રાહ લેવો તેની યોજના આશાવરી કરી રહી હતી. મીનાક્ષીની વાતમાં કેટલો વિશ્વાસ મૂકવો તે પણ વિચારવાનું હતું. તેના પહેલા બે એબોર્શન કુદરતી નહીં હોય? કેટલીક સ્ત્રીઓની વારંવાર કસુવવાડ થઈ જવાની પ્રકૃતિ હોય છે અને તેનું કારણ તો ગાયનેકોલોજિસ્ટ પણ નથી જાણતા હોતા. તેઓ બંને આ વાત જાણતા હતા.



થોડા જ દિવસોમાં મીનાક્ષીના શબ્દો પ્રત્યેની તેમની અશ્રદ્ધા દૂર થઈ ગઈ. જેમને સ્ત્રી બાળકનો ગર્ભ હતો તેવી બસમાં આવતી છોકરીઓ દેખાતી બંધ થઈ ગઈ. બંનેને કસુવાવડ થઈ ગઈ હતી તેવું માનવામાં આવતું હતું.

આશાવરી શું કરવું તે જાણતી ન હતી માટે તેણે સેન્ટરે જવાનું ચાલુ રાખ્યુ. તેઓ સામે તેણે પ્રતિકાર કવાનું છોડી દીધું. મીનાક્ષી સાથેની વાતચીત પછી બપોરે તે સૂઈ શકતી નહીં. તેને બદલે તે ટ્રાન્સમિટરમાંના તેના અવાજ ને સાંભળ્યા કરતી. પહેલો રાઉન્ડ પૂરો થઈ ગયો હતો.

બીજો રાઉન્ડ શરૂ થયો. થોડા દિવસો પસાર થયા અને એક દિવસ અચાનક તેણે પુરુષ અવાજ સાંભળ્યો. મીનાક્ષીએ અગાઉથી ચેતવણી આપી હતી તે રીતે બધું બનવા લાગ્યું. તેણે મીનાક્ષી સાથે સૂચક દ્રષ્ટિથી આપ-લે કરી. આશાવરીએ પામી ગઈ કે મીનાક્ષીનું ટ્રાન્સમિટર પણ પુરુષ અવાજ પ્રસારિત કરી રહ્યું છે.

આશાવરીએ ધ્યાનથી સાંભળવાનું શરૂ કર્યું. મીનાક્ષીએ વાત કરી હતી. તે જ વાતો ટેપમાં આવતી હતી... અવાજ પરિચિત લાગતો હતો ક્યાં સાંભળ્યો હશે? ક્યાંક વાતચીતમાં?... તેણે યાદ કરવાનો પ્રયત્ન કર્યો....અને અચાનક તેને યાદ આવ્યું કે આ અવાજ તેણે વાતચીતમાં ક્યાંય નથી સાંભળ્યો. તેણે આ અવાજને ક્યાંક પ્રવચનમાં સાંભળ્યો છે... ક્યાં હા યાદ આવ્યું તે પ્રવચનોમાં...

અચાનક જ આશાવરીને બધું સ્પષ્ટ થઈ ગયું. તે અવાજને પારખી શકતી હતી, આ બધું શું ચાલી રહ્યું છે તેની તેને પોતાને જ નવાઈ લાગતી હતી!



તે દિવસે જ્યારે શેખરે તેના કામ પરથી ઘરે આવ્યો ત્યારે તે જમી લે ત્યાં સુધી તેણે પોતાના મગજ પર કાબૂ રાખ્યો. જમ્યા પછી જ્યારે તે છાપું લઈ નિરાંતે બેઠો હતો ત્યારે તે ત્યાં આવી તેની પાસે બેસી ગઈ. ધીમેથી તેણે કહ્યું ''આજે મેં પણ મારા ટ્રાન્સમિટરમાં પુરુષ અવાજ સાંભળ્યો.''

''શું? શેખરે છાપું આઘું હડસેલી આશ્ચર્ય વ્યક્ત કર્યું.

આશાવરીએ ફરી એ જ વાત દોહરાવી.

''એની જાતના સાલ્લા....હરામજાદા!' શેખર ગુસ્સામાં ગાળ વરસાવવા માંડી પડ્યો, ''હવે બહુ થયું આશાવરી! મારા પુત્રના કાનમાં એવા અજાણ્યા અવાજથી એવી બધી વાતો ઠોસવાનો તેમને કોઈ હક નથી. તેઓ આવું બધું કરે તે હું નહીં ચલાવી લઉં. કાલે હું તારી સાથે સેન્ટર પર આવીશ અને પેલા ડૉ. માનેને કોલરથી પકડીશ. હું જોઉં છું કે કોણ મને રોકે છે?''

'શેખર મેં તે અવાજને ઓળખ્યો છે....'' આશાવરી ગણગણી.

''તે કોનો અવાજ છે?''

''આપણા વડાપ્રધાનનો.'

''આપણા વડાપ્રધાનનો? તને ખાતરી છે?''

''હા!''

શેખર વિચારમાં પડી ગયો. આશાવરીએ કહ્યું ''આ બધું શું ચાલી રહ્યું છે હું તો કાંઈ સમજી જ શકતી નથી. તેઓ બધા શાની પાછળ પડ્યા છે? મારા મતે તો આ બધું અત્યંત અનૈતિક છે. મારી ઈચ્છાઓ વિરૂદ્ધ મારે આ બધાને વશ થવું પડે છે. એક અજાણ્યાને પછી ભલેને પૃથ્વીનો મહાનતમ કેમ ન હોય મારા બાળકનો નેતા નહીં બનવા દઉં. મારા બાળકને એવું કેમ કરી શકે? આ બધું ખૂબ ભયાનક અને ગંદું છે. શેખર તું મને સાંભળે છે?

''હું સાંભળું છું આશાવરી! તારી જેમ મને પણ આ બધું જુગુપ્સિત લાગે છે.''

"આ બધું એવું વ્યવસ્થિત ગણત્રીપૂર્વક કરવામાં આવી રહ્યું છે કે આ ષડ્યંત્ર-માંથી બહાર નીકળવું બહુ મુશ્કેલ છે. સેન્ટરમાં ફોર્મ ભર્યું હતું તે વાંચ્યું હતું?"

"ના, મેં તો નામ, સરનામું, ઉંમર એવી કેટલીક વિગતો ભરી સહી કહીને આપી દીધું હતું."

"મેં પણ તેની શરતો વાંચી ન હતી. મને એમ કે આ તો માત્ર ઔપચારિકતા છે. પણ હવે સ્પષ્ટ રીતે લાગે છે કે તેવું ન હતું. જો આપણે એકવારે તેમની ટ્રીટમેન્ટની રીત સ્વીકારી લીધી છે તે હવે તેને અટકાવવાનો કોઈ રસ્તો મને દેખાતો નથી."

"પણ હું, સંપૂર્ણ રીતે ત્રાસી ગઈ છું. હું તો આવતી કાલથી સેન્ટર પર નથી જવાની ભલે જે થવાનું હોય તે થાય."

"આશાવરી મહેરબાની કરીને આવું કડક પગલું ન ભર. જો તારે આંમાથી બહાર નીકળવું જ હોય તો તેનો યોગ્ય વિચાર કરી કોઈ નિર્ણય પર આવીએ. આવું ઉતાવળિયું પગલું ન ભરીએ."

"તો હું શું કરું?"

"તું સેન્ટર પર જવાનું ચાલુ રાખ આપણે આમાંથી બહાર નીકળવાનો કોઈ રસ્તો શોધી કાઢીશું."



અનિચ્છાએ આશાવરીએ સેન્ટર જવાનું ચાલુ ચાખ્યું. ચાર દિવસ પસાર થઈ ગયા અને પાંચમાં દિવસે જ્યારે તેના બાળકને જે સંભળાી રહ્યું હતું તે તેણે સાંભળ્યું ત્યારે તેણે બધી ધીરજ ગુમાવી દીધી. તે સમય પૂરો થયો ત્યાં સુધી રોકાઈ અને સીધી ઘરે ભાગી. તેણે શેખરને ફોન કર્યો કે તેને સારું નથી અને તરત જ ઘરે આવી જાય.

શેખર જ્યારે ઘરે પહોંચ્યો ત્યારે આશાવરી પૂતળાની જેમ બેઠી હતી. શ્વાસ પણ જાણે થંભી ગયા હતા. તેના બૂટ પણ તેણે કાઢ્યા ન હતા તે પરથી શેખરને અંદાજ આવ્યો કે આશાવરી કેટલા ટેન્શનમાં હતી, તેના મનમાં કેવો સંઘર્ષ ચાલી રહ્યો હતો.

"શું થયું આશાવરી ?" તેણે પૂછ્યું.

"મને જે બાળક અવતરવાનું છે તે તમારું છે કે વડાપ્રધાનનું?"

શેખરને જાણે આંચકો લાગ્યો "તું શું કહે છે આશાવરી?"

"હું તમને સાચું કહું છું. જો હું સેન્ટરમાં જવાનું ચાલુ રાખીશ તો એ દિવસ દૂર નથી કે જ્યારે આપણો પુત્ર આપણને ઓળખવાની પણ ના કહી દેશે. આપણા

ઘરમાં એક અજાણ્યાની જેમ ઉછેરશે અને જ્યારે મોટો થશે ત્યારે તેને આપણે નકામા લાગશું અને ઠંડે કલેજે આપણને છોડીને ચાલ્યો જશે."

"આ કેવી રીતે બની શકે?"

"સેન્ટર એ દિશામાં જ લઈ જઈ રહ્યું છે. તમને ખબર છે આજે એ ગર્ભને શું કહેવામાં આવ્યું?"

"શું?"

"આપણા માનનીય વડાપ્રધાન કે જે આપણા બાળકના અસ્તિત્વથી જ અજાણ છે તે આપણા બાળકને કહેતા હતા કે તે જ આપણા બધાના તારણહાર છે. તેમના અવાજે કહ્યું,"તમારો પિતા માતા વાલી અને માલિક પણ હું જ છું. બધા નાગરિકોએ સરકાર અને મને સંપૂર્ણ વફાદાર રહેવાનું છે."શેખરને અવાચક જોઈને આશાવરીએ વાત આગળ વધારી,"જો બાળકને આ જ રીતે નવ મહિના સુધી કન્ડિશન્ડ કરવામાં આવે તો તમે માનો છો કે તમારું બાળક તમને પિતાની નજરે જુએ? આપણું બાળક શારીરિક રીતે તમને કે મને મળતું આવે પણ તેનું મગજ તો કોઈ બીજાનું જ હશે. અને તે પછી તમે ગમે તેટલું કરશો તો પણ તેના માનસ પરથી તે છાપ ભૂંસી નહીં શકાય. કારણ કે તે વિચારો તેની વિચારપ્રક્રિયાના જ એક ભાગરૂપ થઈ ગયા હશે....હું એવા અજાણ્યા બાળકને જન્મ આપવા તૈયાર નથી...તૈયાર નથી..." આશાવરી ધ્રૂસકે ધ્રૂસે રડી પડી.



બીજા દિવસે આશાવરી સેન્ટર ન ગઈ. તેને ખૂબ રાહતની લાગણી થઈ. અને બીજી તરફ તેની ખોટ પણ સાલતી હતી. તેણે તેની કાયમની જેમ કસરત કરી ભોજન લીધું અને સેન્ટર પર લેતી હતી તેમ બપોરની થોડી ઊંઘ લીધી. તેણે નક્કી કર્યું કે સેન્ટર પરના રુટિનને વળગી રહેવાથી તેની તબિયત સારી રહેશે.

કેટલાક દિવસ પછી એક દિવસ સવારે ગ્રુપ લીડર તેને મળવા ઘેર આવી. શેખર કામ માટે હજી નીકળ્યો નહતો. લીડરે આશાવરી અને શેખર સાથે આનંદથી વાતો કરી ચા પીધી. જ્યારે શેખરે કહ્યું, "સંજોગોમાં તો તમારે સેન્ટર પર આવવું જ જોઈએ અને તપાસ કરાવી તાત્કાલિક સારવાર શરૂ કરવી જોઈએ. આશાવરી તું આજથી જ સેન્ટર પર પાછી આવવા લાગી જા. આવજે આશાવરી હવે સેન્ટર પર મળશું." અને તરત જ તે મહિલા ગ્રુપ લીડરે તેમની રજા લીધી.

આશાવરીએ નક્કી કરી લીધું હતું કે તે ફરી કદી સેન્ટરની મુલાકાત નહીં લે. સવારનું કામકાજ પતાવીને આશાવરી ડૉ. જોશીને મળવા ગઈ. ડૉ. જોશી વરસોથી શેખરના કુટુંબના ફેમિલી ડૉક્ટર હતા. પણ ડૉ. જોશીએ તેના નામની નોંધણી

કરવાની ના પાડી દીધી. આશાવરી બીજા ઘણા નર્સિંગહોમમાં ગઈ પણ તેના બધા પ્રયત્નો નિષ્ફળ ગયા. અત્યંત થાકીને તે પાછી આવી.

જ્યારે શેખર રાત્રે પાછો આવ્યો ત્યારે આશાવરીએ તેના બધા વ્યર્થ પ્રયત્નોની વાત કરી. તેણે કહ્યું, "હું જાણું છું કારણ કે હું પણ આવા જ ધક્કા ખાઈ પાછો આવ્યો છું હું ઑફિસ પર ગયો જ નહતો અને મેં દરેક નર્સિંગહોમમાં બારણા ખટખટાવ્યા પણ બધી જગ્યાએથી નિરાશા મળી."

"હવે આપણે શું કરવું?"

"આપણા પડોશીઓ, એ વૃદ્ધ સ્ત્રીઓ, તે બધા આમાં કઈ મદદરૂપ ન થઈ શકે?"

"તેઓ મને જરૂર મદદ કરશે પણ મદદ એ જુદી વાત છે અને બાળકને જન્મ આપવો તે જુદી વાત છે. અને કશાક કોમ્પ્લીકેશન ઊભા થાય તો ત્યારે શું કરવું? તારો કેસ હાથમાં લે તેવા એક ડૉક્ટરની જરૂર છે જ."

ત્રણ દિવસ પસાર થઈ ગયા પણ કોઈ ડૉક્ટર, સેન્ટર સામે શીંગડાં માંડવા/દુશ્મની વહોરી લેવા નહતું માગતું. છેવટે થોડો સમય તે માટેના પ્રયત્નો છોડી દઈને શેખરે ઑફિસે જવાનું નક્કી કર્યું. તેના ગયા પછી મકાનમાલિકનો એક સંદેશાવાહક આશાવરી પાસે એક કાગળ લઈને આવ્યો. કાગળની વિગતો વાંચીને આશાવરી ચોંકી ગઈ. તેમને એક મહિનામાં મકાન ખાલી કરવાની નોટિસ આપવામાં આવી હતી.

આશાવરીના આશ્ચર્ય વચ્ચે એક કલાકમાં શેખર પણ ઑફિસથી પાછો આવ્યો. એક શબ્દ પણ ન બોલ્યા વગર આશાવરી નોટિસ તેના હાથમાં આપી. શેખરે ભાવશૂન્ય ચહેરે તે લીધી અને શાંતિથી તેને પાછી આપી દીધી. આશાવરી હતપ્રત બની ગઈ. તેણે કહ્યું, "આવી અસભ્ય નોટિસથી તમને ગુસ્સો નથી આવતો. અને એ પણ સાવ અકારણ?"

જવાબમાં એક પણ શબ્દ બોલ્યા વગર શેખરે તેને એક બીજું કવર આપ્યું. કશાક નાણાંકીય કૌભાંડમાં તેની સંડોવણીને લીધે તાત્કાલિક અસરથી જ તેને નોકરીમાંથી બરતરફીનો ઑફિસ ઑર્ડર હતો.

"આ શું શેખર? નાણાકીય ગેરવ્યવસ્થા?"

"તને ખ્યાલ છે કે આવું હું કરી ન શકું. આ બંને નોટિસો એક સમયે આપણને મળે છે તેનું કારણ તને નથી ખબર-આપણે સેન્ટર સામે મેદાને પડ્યા છીએ તે."

"પણ તેટલા માત્રથી..."

"તારું સેન્ટર એવા લોકોથી ચાલે છે જે સત્તાધીશો છે. તેઓ જરા જેટલોય વિદ્રોહ સાંખી શકતા નથી અને જો થોડો પણ પ્રતિકાર દેખાય તો તેને જડમૂળથી કાઢી નાખવા જેટલા તેઓ શક્તિશાળી છે."

"હવે શું કરવું?" મકાનમાલિક આપણને ઘર ખાલી કરવાનું કેવી રીતે કહી

શકે ? આપણે ભાડું બરોબર ભરીએ છીએ તેમની જગ્યાનો બરોબર ઉપયોગ કરીએ છીએ...''

કાયદાકીય રીતે તેઓ તેમ ન કરી શકે. પણ તેને આ દૃષ્ટિથી જો..

જો મારી ગેરહાજરીમાં તેના માણસો આપણને ખરેખર ઘરની બહાર ફેંકી દે તો આપણે શું કરીએ? તેવી જ રીતે મારા પર મૂકવામાં આવેલ આરોપોને જુઠ્ઠા સાબિત કરી શકાય પણ ત્યાં સુધી મારે ઉપેક્ષા અને વિસ્મૃતિના અંધારામાં રહેવું પડે.''

''હવે આપણે શું કરીએ? હું ફરી સેન્ટર જવાનું શરૂ કરું?''

''ના બેશક નહીં.''

''તો આપણે શું કરીએ?'' રહેવા માટે કોઈ ઘર નથી. કામ માટે કોઈ નોકરી નથી.'' આંસુભરી આશાવરીએ કહ્યું. આપણે કશોક રસ્તો કાઢીશું. કોઈ પણ હિસાબે તારે સેન્ટર પર જવાનું નથી. હું એવા પુત્રને નથી ઈચ્છતો કે જે કોઈ અજાણ્યા બહારના માણસનો ગુલામ હોય. કૉમ્પ્યુટરની જેમ તૈયાર કરાયેલી વ્યક્તિઓ વડાપ્રધાનના ઈશારે નાચતી વ્યક્તિઓ હશે. તેને લીધે નવી પેઢી તો વડાપ્રધાનના હાથની કઠપૂતળી જેવી બની જશે. તેઓ વડાપ્રધાન પાસેથી આદેશો લેશે, તેમને માટે જીવશે, અને તેમને માટે મૃત્યુ પામશે. મારે એવી સંતતિ નથી જોઈતી.'' અને આ બધા ઉપરવટ જો આ માણસને સત્તાભ્રષ્ટ કરવામાં આવે અને બીજો સત્તા પર આવે તો આ કઠપૂતળીઓની શું દશા થાય?

લંગર વગરના વહાણ જેવા દિશાહીન વહાણો જેમ આમથી તેમ ભટકતા રહેશે. મોટા અવાજને તાબે થઈ ગયા પછી સ્વતંત્ર રીતે વિચારવાની શક્તિ તેમણે ગુમાવી દીધી હોય છે તેથી તેમને બીજો કોઈ રસ્તો સૂઝતો નથી. હું આપણા સંતાનને આવો નિર્બળ બનાવવા માગતો નથી.''

''પણ આ બધી જટાજાળમાંથી બહાર કેવી રીતે નીકળશું? આપણને ગળી જવા માટે તંત્ર તત્પર છે. તે ખૂબ શક્તિશાળી છે. મને ડર લાગવા લાગ્યો છે શેખર!''

''આમ ભાંગી ન પડ આશાવરી! ભયને આપણા પર સવાર ન થવા દઈએ. આપણને જરૂર કોઈ રસ્તો મળી આવશે. આપણા પુત્રને એક સ્વતંત્ર નાગરિક તરીકે જન્મવા અને જીવવા માટેનો અધિકાર છે."

''શેખર આપણે તેની જિંદગી સાથે તો રમત નથી રમી રહ્યાં ને?"

''તમારી આસપાસના આખા જગતને શત્રુ બનાવી એકલા ઝઝૂમવું સહેલું નથી.''

"ભલે આ સંઘર્ષની કશીક કિંમત આપણે ચૂકવવી પડે, ઘણીવાર આ બધું નિરાશાજનક પણ લાગે પણ અંતે તે ધન્યતાનો અનુભવ કરાવશે. આપણા પુત્રને તેનું સુખ મળવું જોઈએ. તેની સ્વતંત્રતાનો પરમાનંદ અને યાતના મળવા જોઈએ. આશાવરી, સુખ અને દુઃખ તેને સ્વીકાર્ય હોવા જોઈએ કારણ કે તે સ્વતંત્ર, મુક્ત જન્મશે તેની સાથે જ બંને તેને મળશે.''

આશાવરી ગદ્ગદિત થઈ ગઈ હોવાથી કશું બોલી ન શકી. શેખરે આ પ્રશ્નનો ગંભીરતાપૂર્વક વિચાર કર્યો હતો અને તેની બૌદ્ધિક પ્રમાણિકતા જાળવવા તે જગત આખા સાથે એકલો લડવા તૈયાર હતો. ટેલિફોનની તીણી ઘંટડીથી તેમનો સંવાદ અટકી ગયો. શેખરે રિસીવર ઉપાડ્યું.

પહેલા જ વાક્ય પરથી આશાવરીને ખ્યાલ આવી ગયો કે તે ડૉ. માનેનો ફોન હતો.

''હેલો, ડૉ. માને!'' શેખરે કહ્યું, ''ના, તે હવે તમારા સેન્ટર પર નહીં આવે....તે સંપૂર્ણ સ્વસ્થ છે. તેની તબિયત ઘણી સારી છે તમારો ઘણો આભાર.

હા, તમે જે કાંઈ કરવા માગો તે માટે મુક્ત છો. તમારી આવી ધમકીની મને જરા પણ પરવા નથી. જન્નમમાં જાવ તમે, તમારું સેન્ટર, અને તમારો બીગ બોસ. તમે બધા મહા છેતરપિંડી કરનારા છો. તમારાં જેવાં મગતરાંઓની સાથે વાત કરવાની મારી જરા પણ ઈચ્છા નથી.'' શેખરે રિસીવર પછાડ્યું અને મોટેથી હસ્યો. આશાવરીને નવાઈ લાગી આવી પરિસ્થિતિમાં તે હસી કેવી રીતે શક્યો?

ત્યાર પછી શેખરે સૂચન કર્યું, ''ચાલો થોડી ચા પીએ.''

''ચા!'' આશાવરી આશ્ચર્ય સાથે બોલી.

''હા. કેમ વળી! મારા માટે એક કપ સરસ ચા બનાવી આપ. હું તને એક અદ્ભુત આઈડિયા આપીશ. આપણે તેના પર વિચાર કરી જોઈએ. હું ડૉ. માને સાથે વાત કરતો હતો ત્યારે જ મને તે સૂઝ્યો.''

આશાવરી ચા બનાવવા ગઈ. શેખર તેને તેની યોજના વિશે કહેવા લાગ્યો. શેખરના દૂરના કાકાનું મહારાષ્ટ્રના એક ગામ તાસગાંવમાં એક ઘર હતું. તેની પત્ની મૃત્યુ પામી હતી અને તેઓ તેમના માતા સાથે રહેતા હતા. તાસગાંવ એક નાનકડું અને અંતરિયાળ ગામ હતું અને તેની વસ્તી એટલી ઓછી હતી કે ત્યાં ગર્ભ વિકાસ સેન્ટરની જરૂર ન હતી. દેશમાં હજી એવાં કેટલાંક ગામડાંઓ હતાં કે જ્યાં આવાં સન્ટર પહોંચ્યાં ન હતાં. આવી નાની જગ્યાએ રહેતી મહિલાઓને સરકાર વિનંતી કરતી કે તેઓ તાલુકા સેન્ટરનો સંપર્ક સાધે. પણ મોટા ભાગની સ્ત્રીઓ દાયણ પાસે ઘરે જ પ્રસૂતિ કરાવવાનું પસંદ કરતી. શેખરને યાદ આવ્યું કે ગામડામાં આવી બે-ત્રણ વ્યાવસાયિક દાયણો હતી.

''મને વિશ્વાસ છે કે જો આપણે તાસગાંવ જશું તો મારા કાકા આપણને સગવડ કરી આપશે. મારી દાદીમા ખૂબ પ્રેમાળ અને સ્વતંત્ર વ્યક્તિ છે. તેઓ આપણને જરૂર મદદ કરશે. અને જો કોઈ કારણસર તેઓ મદદરૂપ થઈ શકે તેમ નહીં હોય તો આપણે પોતે ઘર ભાડે લઈ લેશું.''

અચાનક જ દૂરના એક ગામડામાં જવું તે સહેલી વાત ન હતી. પણ એ સિવાય બીજી પસંદગી પણ ભાગ્યે જ હતી. આશાવરીના પિતા પાસે જવાનો કોઈ અર્થ

ન હતો. કારણ કે તેના પિતા એક સરકારી નોકર હતા. તેમને લીધે આશાવરીના પિતાને કશીક તકલીફ પહોંચે તેમ તેઓ નહતા ઈચ્છતા. શેખરના પિતા તેના બાળપણમાં જ ગુજરી ગયા હતા અને તેની માતા શેખરના કાકા સાથે રહેતી હતી.

આશાવરીને વિચારમાં ડૂબેલી જોઈને શેખરે કહ્યું, ''આપણે આ યુદ્ધનો આરંભ કરી દીધો છે આશાવરી. હવે આપણે તેમાંથી પીછેહઠ ન કરી શકીએ. તાસગાંવમાં રહેવું સહેલું નથી. તેનો અર્થ કે આગળ માર્ગ વિકટ છે પણ.....''

''પણ મેં ક્યારેય ઈન્કાર કર્યો છે!'' શેખરને વચ્ચે જ અટકાવતાં આશાવરીએ કહ્યું, ''હું તાસગાંવ જવા તૈયાર છું. ચાલો સામાન બાંધીએ. વહેલા તે પહેલાં આ જગ્યાએથી જેમ જલદી નીકળી જઈએ તેટલું સારું.''



વિશાળ હવેલી જેવા તાસગાંવના મકાનના બગીચામાં બહાર શેખરના કાકા બેઠા હતા. શેખર પણ તેની નર્વસનેસ ઢાંકવા તેમની સાથે વાતો કરતો બેઠો હતો. દાયણ ક્યારની આવી ગઈ હતી. અને આશાવરી તથા દાદીમાં પાસે હતી. શેખરે તાસગાંવમાં કાકાના ઘરમાં વિતાવેલા છ મહિનાને યાદ કર્યા. કાકાએ જે સગવડ આપી સમજણ બતાવી તેમના ઘરમાં સમાવ્યાં તે માટે તે તેમનો આભારી હતો. દાદીમાએ આશાવરીની ખૂબ કાળજી લીધી હતી. તેના ખોરાક આરામ અને નાની નાની ઘણી બાબતોની ચિંતા કરતા. થોડા વખતમાં જ આશાવરીને ઘર જેવું લાગવા માંડ્યું હતું. તેઓ જેની વરસોથી રાહ જોતા હતા તે સમય આવી ગયો હતો. તેમણે વેઠેલી તકલીફોનો બદલો સુખરૂપ પ્રસૂતિ થઈ જાય તે હતો.

શેખર તેના વિચારોમાં ખોવાયેલો હતો ત્યાં તેણે એક નવજાત બાળકનો અવાજ સાંભળ્યો.

શેખર એકદમ ઊભો થઈ ગયો. અવાચક થઈ ગયો. કાક તેની સામે હસ્યા અને હળવેથી કહ્યું,''બેસી જા બેટા બેસી જા. તને પુત્ર પ્રાપ્ત થયો છે. હું તને ખાતરીપૂર્વક કહું છું કે પુત્ર જ છે.''

શેખર હસ્યો અને બેસી ગયો તેને તો ક્યારનીય ખબર હતી કે તેમને પુત્ર આવવાનો છે. પણ બાળકની તબિયત સારી છે? આશાવરીને કેમ છે?

થોડો સમય પસાર થયો પછી દાદીમાએ બૂમ પાડી,''દીકરાઓ અંદર આવો.''

શેખર અને તેના કાકા અંદર ગયા. બધી ધમાલ પૂરી થઈ ગઈ હતી. આશાવરી થોડી ફિક્કી પણ ખુશ લાગતી હતી. તેનો ચહેરો ચમકતો હતો. શેખરનાં દાદીમાનાં હાથમાં બાળક હતું.

"મારા દીકરા સામે જો," દાદીમાએ કહ્યું, "કેવો ગોળમટોળ છે. ભલે થાતો બિચારો. આ રીતે જન્મવા માટે જગત આખા સાથે તેને લડવાનું છે."

નવજાત પુત્ર માટે પ્રેમ અને અભિમાનની લાગણીથી શેખરની છાતી ફૂલાણી. દરેકને તેમના પ્રયત્નોનો બદલો મળ્યો હતો.

એક નવા જીવનો જન્મ થયો હતો.

એક મુક્ત માનવનો જન્મ થયો હતો.

(મૂળ મરાઠી)

# નીલી દુર્ઘટના

**અનીશ દેબ**

ગાઢ નિદ્રામાં રાકેશ ભૂરા શિયાળાનું સપનું જોઈ રહ્યો હતો. ગઇ કાલે રાત્રે જ તેણે વાર્તા વાંચી હતી કે કેવી રીતે એક બિચારું શિયાળ ભૂરા રંગના કુંડામાં પડી ગયું અને સંપૂર્ણ ભૂરું થઈ ગયું. જેવું તે શિયાળ જંગલમાં પાછું ફર્યું કે બધાં પશુપક્ષીઓએ આ વિચિત્ર રંગના પ્રાણીને તેના રાજા તરીકે સ્થાપી દીધું. તેમણે જિંદગીમાં કોઈ દિવસ આવું ભૂરું શિયાળ જોયું ન હતું તેથી તેમણે તેનો રાજ્યાભિષેક કર્યો.

રાકેશને સપનું આવ્યું જેમાં ભૂરું શિયાળ તેને કહી રહ્યું હતું રાકેશ રાકેશ હું વાર્તાનું શિયાળ નથી. હું ખરેખર સાચું ભૂરું શિયાળ છું.

આશ્ચર્યચક્તિ રાકેશ થોડી વાર શિયાળ સામે તાકી રહ્યો. અને પછી પૂછ્યું, ''સાચ્ચે જ?''

''બિલકુલ સાચ્ચે જ.''

પછી તરતજ રાકેશના આશ્ચર્ય વચ્ચે શિયાળ મ્યાંઉ મ્યાંઉ કરવા લાગ્યું. રાકેશ હતપ્રભ થઇ ગયો. 'શિયાળ મ્યાંઉ કરે છે!' તેણે જાતને પૂછ્યું. એક આંચકા સાથે તે ઉઠ્યો.

ઉઠતાવેંત જ તેણે એક ભૂરી બિલાડી પથારીમાં તેની બાજુમાં જ ગૂંચળું વળીને પડેલી જોઇ. વાદળી સ્ફટિક જેવી ચળકતી વાદળી આંખોથી તે બિલાડી મ્યાંઉ મ્યાંઉ અવાજ કરતી રાકેશ સામે તાકી રહી હતી. બિલાડીની આછી ભૂરી મૂછોએ તેનું ધ્યાન ખેંચ્યું. તેના રુંછાનો રંગ ઘેરો ભૂરો હતો. માત્ર તેની પૂંછડીના છેડે એક કાળો ભાગ હતો.

રાકેશે વિચાર્યું કે તે સ્વપ્ન જોઇ રહ્યો છે. તેની શંકાની ખાતરી કરવા તેણે જાતે જ ચૂંટી ખણી જોઇ, ''અરે સફેદ રૂંછા વાદળી કેમ થઇ ગયા?'' તેણે વિસ્મયથી જાતને પૂછ્યું. ત્યારબાદ તેની આસપાસ એક પછી એક વિચિત્ર વસ્તુઓ બનતી ગઇ. તેના દિવાલની ભીંતો, ઓછાડ, ઓશિકાના કવર, ટેબલ-ખુરશી. પંખો અને રૂમની ફરશ પણ ભૂરી થઇ ગઇ હતી. હા કેટલીક ખુલતા ભૂરા રંગની હતી, કેટલીક ભૂરા રંગની હતી, કેટલીક કાળાશ પડતા ભૂરા રંગની હતી અને કેટલીક સંપૂર્ણ કાળી હતી.

રાકેશ એક કૂદકે જ ઉભો થઇ ગયો. તેણે આસપાસમાં તેની માને ન જોઇ. તેની મા વહેલી ઉઠી ગઇ હતી. તેણે ધાર્યું કે આ સમયે તેની મા રસોડામાં હશે. રાકેશને અચાનક રડવાનું મન થયું. ખૂબ પ્રયત્ન પછી તે ચિત્કારી ઊઠ્યો, "મમ્મી...મમ્મી."

તેની મા તરત જ દોડી આવી.

તેની માને જોતાં જ રાકેશની આંખોમાં આંસુઓ ભરાઇ આવ્યા, તેની માની ચામડીનો રંગ કાળાશ પડતો વાદળી થઇ ગયો હોત. તેની બંને કીકીઓ સંપૂર્ણ કાળી હતી અને આંખો ચળકતા ભૂરા રંગની હતી. અલબત તેના કાળ વાળ કાળા જ રહ્યા હતા.

રાકેશ પથારીમાંથી ઉભો થયો અને માને વળગી પડ્યો. તેની સાડીના સળમાં માથું છુપાવતો રુંધાયેલ ગળે તેણે પૂછ્યું:

"આ બધું શું છે મમ્મી, શું આ બધી કલ્પના છે?"

માએ તેના માથમાં હળવી ટપલી મારી આશ્વાસન અને પ્રેમભર્યા અવાજે કહ્યું, "ના દીકરા તું જ આ બધું નથી જોઇ રહ્યો. દરેક વ્યક્તિ બધું જ ભૂરું નિહાળી રહી છે. જેવી સવારે હું ઉઠી મેં આ વિચિત્ર ઘટના જોઇ, જો કે તેમાં ડરવા જેવું કશું નથી. થોડા જ સમય પહેલા રેડિયો અને ટેલિવિઝન પર ઘોષણા હતી કે આખા વિશ્વમાં આ જ પરિસ્થિતિ છે. આટલો ઉત્તોજિત ન થા. બધું બરોબર થઇ જશે."

તેની માતા શબ્દોથી તેના ઉદ્વેગી મનને રાહત ન મળી. તેની પથારીમાં રહેલી બિલાડી તરફ આંગળી ચીંધી કહે, "જુઓ ત્યાં જુઓ"

હસીને માએ કહ્યું "એ તારી નીનું છે. બીજી બધી વસ્તુની જેમ તેનો રંગ પણ ભૂરો થઇ ગયો છે. અચ્છા તું તારા હાથ મોઢું ધોઇ લે અને લેશન કરવા બેસી જા'

તેની માને એવી જ જોઇને તેની આશ્ચર્ય અને ભયની લાગણી આછી થવા લાગી. જેવી મા રસોડા તરફ વળી રાકેશે ટુથબ્રશ પર ટુથપેસ્ટ દબાવ્યું. ટુથબ્રશ તો ભૂરા રંગનું જ હતું તેથી તેના રંગમાં કોઈ ફેરફાર થયો ન હતો પણ ટુથપેસ્ટનો રંગ ઘાટો ભૂરો થઇ ગયો હતો.

જ્યારે તે વોશ બેઝિન પાસે ગયો ત્યારે સફેદને બદલે ઘેરા ભૂરા રંગની વોશ બેઝિન તેની નજરે પડી. હવે તેની બીક પાછળ નેપથ્યમાં ચાલી ગઇ હતી અને તેનું સ્થાન ગમ્મત અને આનંદે લીધું હતું. હાથ અને મોઢું ધોયા પછી રાકેશે તેની આસપાસ નજર દોડાવી.

રસોઇ થોડી વાર બાજુ પર મૂકી તેની મમ્મી વરંડાની રેલીંગ પર સહેજ ઝુકી તેમના બાજુના પાડોશી તુકીની મા સાથે હસતી હસતી વાતો કરતી હતી.

રાકેશે માસીની ફરિયાદ સાંભળી, "દીદી, આજે આ ભાતનો રંગ તો જુઓ,

મને શંકા છે કે તુકીના પપ્પા ઓફિસે જતાં પહેલાં આવા ભાત ખાશે."

"ખરેખર ભૂરા રંગના ભાત હોય તો કેવું.' રાકેશે વિચાર્યું.

રાકેશની મમ્મીએ જવાબ આપ્યો."હું પણ એ જ તકલીફમાં છું. ભાત, કઠોળ, હળદર, મરચું દરેકનો રંગ બદલાઇ ગયો છે."

તુકીની મા ભારે ચિંતામાં લાગી તેણે પૂછ્યું, "દીદી,રાતોરાત આ શું જાદુ થઇ ગયું. મને તો કંઇ આ ગમતું નથી."

રાકેશની માએ કહ્યું, "થોડી વાર પહેલાં જ રેડિયો પર આવ્યું કે આ કેવી રીતે બન્યું તે શોધવા વૈજ્ઞાનિકો તેમનું મગજ કસી રહ્યા છે. થોડા સમયમાં જ તેઓ આનું કારણ શોધી કાઢશે."

રાકેશ વધુ રાહ ન જોઇ શક્યો. તે તરત જ રોડ તરફની બાલ્કનીમાં ગયો, "ઓહ ભગવાન આ બધું શું ?" ઉગતો સૂર્ય ઘેરા ભૂરા રંગનો હતો અને આકાશના વાદળી રંગ સાથે લગભગ ભળી જતો હતો. ક્ષિતિજ પરના વૃક્ષો પણ ભૂરા દેખાયા. ટેલિવિઝનના ભૂરા એન્ટેના પર બેઠેલા કાગડા એ એવા જ હતાં અને એ જ રીતે કા.....કા.....કરી રહ્યા હતાં.

રાકેશ આશ્ચર્યચક્તિ થઇ જોઇ રહ્યો.

થોડી વારમાં જ રાકેશના મમ્મી હાથમાં દૂધનો ગ્લાસ લઇ દાખલ થયાં અને કહ્યું "આ લે રાકા, તારું દૂધ જલ્દી પી લે. ગેસ ચાલુ છે."

હાથમાં ગ્લાસ લેતા રાકેશના ચહેરા પર વિચિત્ર ભાવ તરી આવ્યા. ભૂરું દૂધ તેણે તેના મા સામે આજીજીભરી નજરે જોયું અને કહ્યું.

"મમ્મી, હું આવું દૂધ કેવી રીતે પી શકું?"

એક વ્યાવસાયિક કુશળ અવાજે તેની માએ કહ્યું, "અલબત્ત તું પી જ શકે, કલ્પના કર કે આ જ પરિસ્થિતિ કાયમ માટે રહેવાની હોય તો પછી માણસે ભૂરા રંગના ભાત, દૂધથી ટેવાવું પડશે. ખરું ને! ખાધા વગર માણસજાત જીવી ન શકે. હવે ચાલ જલદી દૂધ પી લે અને ગ્લાસ વોશ-બેઝિનમાં રાખી દેજે. હું જાઉં છું."

રાકેશની માં ઉતાવળમાં ચાલી ગઇ ત્યારે તેણે પૂછ્યું.

"ડેડી હજી પાછા નથી આવ્યા?"

"ના,' તેની માએ કહ્યું,"એકાદ કલાક પહેલા જ તેઓ માર્કેટ ગયાં. શક્ય છે કે ત્યાં ઘણી ધમાલ હોય, ચાલ તારું દૂધ જલ્દી પી લે જોઉં."

મા. ચાલી ગઇ. તે એકલો જ વિચારતો રહ્યો. રાકેશે કૂતુહલથી દૂધનો ઘૂંટડો ભર્યો, ઓફ તેને ડર લાગ્યો કે તે માંદો પડી જશે. પણ દૂધનો સ્વાદ બદલાયો ન હતો. તેને નવાઇ લાગી કે માત્ર દૂધનો રંગ બદલાવાથી જ તેની ભૂખ ઓછી થઇ ગઇ. નહીંતર દૂધ તો તેને બહુ ભાવતું.

આ સમય દરમિયાન મીનુ પથારીમાંથી આવી તેના પગ પાસે મ્યાંઉ મ્યાઉં

કરતી આંટા મારતી હતી. તેણે કદાચ દૂધ સુંઘ્યું લાગે છે. રાકેશે મીનુની પ્રતિક્રયા જાણવા થોડું દૂધ આપવાનો વિચાર કર્યો, તેણે મીનુની સામે થોડુંક ઢોળ્યું અને બિલાડીનો પ્રાથમિક પ્રતિભાવ નવાઇ પમાડે તેવો હતો.

રાકેશે તેના પિતા પાસેથી સાંભળ્યું હતું કે કૂતરા, બિલાડા અને ગાય માણસની જેમ બધા રંગો જોવા શક્તિમાન નથી હોતાં. સ્પેઇનમાં આખલા લડાઇ દરમિયાન આખલો મુલેટા નામે ઓળખાતા લાલ લૂગડાને જોઇને ઉશ્કેરાતો નથી હોતો તેને તો કપડું ભૂખરું જ લાગતું હોય છે. ખરેખર તો કપડાંની ઝડપી ગતિ જ તેને ઉશ્કેરે છે અને તે કપડાને પકડવા ધસે છે.

જો આજ વાદને અનુસરીએ તો તેણે વિચાર્યું કે મીનુને દૂધ ભૂખરું દેખાતું હોવું જોઇએ. બિલાડી ભૂરા રંગને જોઇ શકતી નહીં હોય. કદાચ આ જ કારણથી તે વિચિત્ર શંકાથી દૂધને જોઇ રહી હતી.

અંતે ગંધની ઈન્દ્રિયનો વિજય થયો. દૂધની ગંધ સૂંઘતી મીનુએ જમીન પર ઢોળાયેલ દૂધને ચાટવા જીભ બહાર કાઢી. પછી છેલ્લા ટીપાં સુધી તે ચાટતી રહી.

મીનુને જોઇને તે યુક્તિ રાકેશે પણ અજમાવી. આંખો બંધ કરી જેમ તેમ દૂધ પીધું. પછી પાણી પીધું અને વોશ-બેઝિન પાસે ગ્લાસ રાખીને ભણવા બેસી ગયો.

તેણે ઇતિહાસની ચોપડી ખોલી વાંચવા માટે કાઢી પણ પછી તેને લાગ્યું કે ધ્યાન કેન્દ્રિત કરવું અશક્ય છે. ઘેરા ભૂરા પાના પર કાળા અક્ષરો ઉકેલવા એ ખૂબ જ મહેનતવાળું કામ હતું. રસ વગર રાકેશે ટેક્સબુક અને એકસરસાઇઝ બુકના પાના ઉથલાવ્યાં. હત્તેરી...સ્કૂલે જવાનો અર્થ શો? પુસ્તકો બાજુ પર રાખી પપ્પાનાં ટેબલમાંથી રેડિયો કાઢ્યો. તેણે ચાલુ કર્યો. અને વિશેષ ઘોષણા સાંભળી...આથી આ બધું ધ્યાનમાં લેતા જ્યાં સુધી આ ભૂરા રંગની પરિસ્થિતિ સામાન્ય નહીં થાય ત્યાં સુધી શાળા, કૉલેજો, સરકારી તેમ જ બિન સરકારી સંસ્થાઓ અચોક્કસ સમય સુધી બંધ રહેશે. સરકારી સૂત્રોના જણાવ્યા પ્રમાણે વૈજ્ઞાનિકો આ વિચિત્ર ઘટના પર સંશોધન કરી રહ્યા છે. અને પરિસ્થિતિને સામાન્ય બનાવવા શક્ય તેટલા બધા પ્રયત્નો કરી રહ્યા છે. લોકોની સલામતીને ધ્યાનમાં રાખતા વાહનવ્યવહાર માટે બધા રસ્તાઓ બંધ કરવામાં આવ્યા છે.

રાકેશે રેડિયો બંધ કર્યો ઓ...બાપ રે... માત્ર રંગના ફેરફારે જ કેટલી બધી કોટકટી સર્જી છે.

એટલામાં જ રાકેશના પિતા રૂમમાં દાખલ થયા અને જાહેરાત કરી ‘રાકા તારી સ્કૂલ બંધ છે.’

રાકેશે જોયું કે તેના પિતાએ ભૂરા રંગનો ઝબ્બો અને ભૂરા રંગના પાયજામો/લેંઘો પહેર્યો હતો. તેમની ચામડીનો રંગ કાળાશ પડતો ભૂરો હતો.

તેમનો ઝબ્બો એકબાજુ રાખતા રાકેશના પિતાએ કહ્યું,“માર્કેટમાં આજે એકદમ

અંધાધૂંધી હતી. બધી વિચિત્ર રંગની વસ્તુઓ વેચાતી હતી. ભૂરા કોબી, ફલાવર્સ, ભૂરી રજનીગંધા અને મચ્છી બજારમાં કાળી રોહુ માછલીના કટકાઓ હતાં'

રાકેશે પૂછયું 'પપ્પા માછલી કેમ કાળા રંગની હતી?'

તેના પિતાએ મંદ હાસ્ય કરતા કહ્યું, "કેમ ન હોય? લોહીનો રંગ જ કાળો થઇ ગયો છે. મેં સાંભળ્યું છે કે સ્કૂલ, કોલેજ ફેકટરી વાહનવ્યવહાર સેવા બધું અચોક્કસ મુદત સુધી બંધ રહેશે."

"હા, તમે જે સાંભળ્યું છે તે સાચું છે. એ લોકો એ હમણાં જ રેડિયા પર એનાઉન્સ કર્યું."

"મને જોવા દે, રેડિયો બતાવ તો."

રાકેશે પિતાને રેડિયો આપ્યો. તેણે તેનાં પુસ્તકો સરખી રીતે ગોઠવ્યાં અને બહાર બાલ્કનીમાં ઉભો રહ્યો.

તેના ઘરની સામેની અગાશી પર ત્રણ ભૂરાં કબૂતર બેઠાં હતાં. તપનદાદાને કબૂતર પાળવાનો શોખ હતો. તે દિશઃ તાકતા તેણે વિચાર્યું કે બધું કેવું વિચિત્ર છે. સૂર્યકિરણમાં રહેલા સાતરંગોમાંથી છ રંગો અદશ્ય થઇ જવાથી કેવી અંધાધૂધી સર્જાણી. જગત આખું જાણે સ્થિર થઇ ગયું. રોડ પર વાહન ચલાવવું જોખમી થઇ ગયું જ્યાં જોઇએ ત્યાં બધી વસ્તુ ભૂરી કે કાળી જ દેખાય. આવા વાતાવરણથી ટેવાયેલા ન હોવાથી ડ્રાઇવર અકસ્માત કરી બેસે તેવી શક્યતાઓ છે. આથી જ રોડ પર વાહનો ન ચલાવવાની રેડિયો પર જાહેરાત આવી હશે.

થિયેટરો પણ શક્ય છે બંધ હોય, ભૂરા રંગ સિવાયના બીજા રંગો જો અદશ્ય થઇ ગયા ગયા હોય તો રંગીન ફિલ્મોની મજા જ શી ? બ્લેક એન્ડ વ્હાઇટ ફિલ્મોમાંની પણ આ જ દશા છે. સફેદ રંગના બદલે ત્યાં ભૂરો રંગ હશે. ટેલિવિઝનની પણ આવી જ દશા થઇ હશે.

જ્યારે રંગો હતા ત્યારે તેનું મહત્ત્વ નહતું સમજાયું. કોઇ એવો ખ્યાલ નહીં હોય કે રંગ વગર જીવ સાવ સ્થગિત થઇ જશે. રોકેશે વિચાર્યું કે આવતા દિવસો આપણે કેવી રીતે વિતાવશું!

તે જ સાંજે રાકેશે તેના પિતાને કહેતા સાંભળ્યા કે કલકત્તાની રંગની દરેક ફેકટરીઅઓ નવા ધંધામાં ઝંપલાવવાની છે. દરેક દુકાનમાં કે ગોડાઉનમાં રાખેલા રંગો ભૂરા કે કાળા થઇ ગયા હતા. છતાં વૃદ્ધોને ભૂરા વાળ અને દાઢી સાથે જોવા તે એક લ્હાવો હતો. વૃદ્ધો જેવા ભૂખરા વાળ કરવા માટેની કુત્રિમ રીતો તરત જ ચલણમાં આવી હતી ને એ માટે ઇચ્છુક માણસોની હેર સલૂનમાં લાઇન લાગતી હતી.

રાકેશ તેના પિતાએ આપેલા સમાચારથી અને વધારે તો આખા વિશ્વમાં કેટલાં લાખ અકસ્માતો થયા હતા તે જાહેરાત રેડિયો પર સાંભળી ને તે હતપ્રત થઇ

ગયો. હિમાલયના શિખરોનો રંગ આકાશના રંગ સાથે ભળી જવાને લીધે હિમાલય અને કંચનજંઘા પર્વતો સાથે સત્તાવીશ વિમાનો ભટકાયા હતા. દરેક વસ્તુ ભૂરી થઇ જવાની વિચિત્ર ઘટનાથી ભારતમાં ત્રણ પુરુષો અને એક સ્રી પાગલ થઇ ગયાં હતાં.

આખા વિશ્વમાંથી આવા આઘાતજનક સમાચારો આવતા હતાં. રાકેશ દુઃખી થઇ ગયો. તે ધીમે ધીને વરંડામાં ગયો. સાંજ જેમ જેમ આગળ વધતી ગઇ તેમ તેમ આકાશ ઘેરું ભૂરું થવા લાગ્યું પણ ચંદ્ર તારાઓ કયાં ગયા? કાળા ડિબાંગ આકાશમાં ઘેરા ભૂરા રંગનો ચંદ્ર હતો. જે માંડમાંડ દેખાતો હતો. તારાઓ કયાં? તે પણ માંડમાંડ દેખાતા હતા. તેણે વિચાર કર્યો કે દિવસ અને રાતની હવે આવી હાલત થશે?

રાકેશ તેના ભૂરા પ્રકાશવાળા રૂમમાં પ્રવેશ્યો. ટયૂબલાઇટ્ અને બલ્બ બંનેમાંથી ભૂરો પ્રકાશ જ આવતો હતો. તેના મમ્મી પણ શાંત બેઠાં હતા. તેના મમ્મીના મોં પર સવારનું તેજ ન હતું. તેઓ ગમગીન લાગતા હતાં. તેના પપ્પા પણ વ્યગ્ર લાગતા હતા. તેમની સામે રેડિયો હતો. આવા સમયે રેડિયા સિવાય કોઇ વિકલ્પ જ ન હતો. કારણ કે પુસ્તકો કે છાપાઓ તો વાંચી શકાય નહીં. ટેલિવિઝન પણ કોઇ જુએ નહીં. ઘરે બેઠાં બેઠાં બધા કંટાળી ગયાં હતાં.

સંગીત સાંભળતાં તેના પપ્પાએ કહ્યું, ''રાકા, તારું ધ્યાન ગયું કે ન્યૂઝ-રીડર સમાચાર વાંચતાં ભૂલ કરે છે. કારણ કે ભૂરા કાગળમાં કાળા અક્ષર ઉકેલતાં તેમને તકલીફ પડે છે.''

રાકેશના ચહેરા પર સહજ હાસ્ય ફરક્યું.

તેની મમ્મી બોલી, ''રેડિયો સિવાય બીજો વિકલ્પ જ શું છે?''

રાકેશે પૂછ્યું, ''પપ્પા છેલ્લા સમાચાર શું છે?''

''એવી જાહેરાત થઇ કે લાંબા સંશોધન પછી એવું પ્રતિપાદિત કર્યું છે કે આ વિચિત્ર ઘટના સૂર્યની અંદર કોઇ ફેરફારને લીધે થઇ છે. ચોવીસ કલાક પછી જે તે વિશે અંતિમ તારણ પર આવી શકાય.''

મીનુ રાકેશના પગ પાસે આંટા મારતી હતી. રાકેશે તેને ખોળામાં લીધી અને પંપાળી. પછી તેણે કાળો દડો લીધો અને રમવા લાગ્યો. સમય જાણે થંભી ગયો હતો.

રાતના દશ થયા હતા. જેમ તેમ કરીને તેણે ખાધું અને પછી તેની મમ્મી પાસે સૂતો. મીનુ પણ તેના પડખામાં લપાઇ. તેમના રૂમમાં જતા પહેલાં રાકેશના પપ્પાએ આશ્વાસન આપતાં કહ્યું, ''રાકેશ દુઃખી ન થા, આવતી કાલે સવારે બધું બરોબર થઇ જશે.''

★ ★ ★

રાકેશે ધાર્યું ન હતું કે તેના પપ્પાની ભવિષ્યવાણી આટલી જલ્દી સાચી પડશે.

સવારે તે ઉઠ્યો કે તરત જ તેણે એક સુખદ આશ્ચર્ય જોયું. તેની આંખો શું તેની સામે રમત રમી રહી હતી? રાકેશે જાતે જ ખાતરી કરવા ચોરી છુપીથી ચોતરફ નજર કરી. તેના રૂમની દિવાલો ફરી સફેદ થઇ ગઇ હતી અને તે ફરી ગોરા રંગનો થઇ ગયો હતો.

બારીમાંથી સોનેરી સૂર્યપ્રકાશ ગળાઇને આવતો હતો. તેનું ધ્યાન ગયું કે તેની મમ્મી તેની બાજુમાં ન હતી. તે તો ક્યારનીય ઉઠી ગઇ હતી.

રાકેશ પથારીમાંથી કૂદકો મારીને ઉઠયો. ઓહ ભગવાન બધું બરોબર હતું. આ પરિવર્તન કેવી રીતે થયું હશે? રાકેશ તેની મમ્મીની શોધમાં દોડી ગયો. જ્યારે તેણે જોયું કે જાત જાતના હાવભાવથી તેના પપ્પા તેની મમ્મીને કશુંક સમજાવી રહ્યા હતા. તેના એક હાથમાં બે થેલીઓ હતી. થેલીયો ઉંચી કરી તેઓ સમજાવી રહ્યા હતા. "ધારો કે આ સૂર્ય છે. પૃથ્વી પર શ્વેત પ્રકાશ આ સૂર્યમાંથી આવે છે."

મમ્મીએ તેમને અટકાવ્યા, "તે સફેદ ન થઇ શકે, તે તો પીળો પ્રકાશ છે."

તેના પપ્પા ગુસ્સામાં બોલ્યા, "તને કંઇ સમજાવવાનો અર્થ જ નથી. આ કરતા તો રાકા સાથે વાત કરવી સારી."

રાકેશને નવાઇ લાગી, "પપ્પા, બધા રંગો પાછા આવી ગયા. પણ આ રંગોનું પરિવર્તન કેવી રીતે થયું? રેડિયો પર આની કાંઇ જાહેરાત આવી?"

"હા, હું તારી મમ્મીને એ જ સમજાવવાની કોશિશ કરી રહ્યો છું. રેડિયોમાં જે ટૂંકી જાહેરાત હતી તે આ પ્રકારની હતી : 'ગઇ રાત પહેલાની રાત્રે ત્રીસ કલાક પહેલાં સૂર્યમાં એક મોટો વિસ્ફોટ થયો હતો. આ વિસ્ફોટની ઘટનાને વૈજ્ઞાનિકો હજી સમજાવી શકયા નથી. પણ આ વિસ્ફોટથી સૂર્યની આસપાસ એક વિચિત્ર રેડિયો એકટીવ વાતાવરણ ઉત્પન્ન થયું. આ વાતાવરણે સૂર્યમાંથી નીકળતા સાતમાંથી છ રંગોને શોષી લીધા અને માત્ર ભૂરા રંગને જ પ્રેવશપત્ર આપવામાં આવ્યું અને એ કારણે બધું ભૂરું થઇ ગયું. આ અસર સૂર્ય નજીકના ત્રણ ગ્રહ બુધ, શુક્ર અને પૃથ્વી પર થઇ. આથી આપણી જે આસપાસ જે કૃત્રિમ પ્રકાશ હતો તે પણ ભૂરો જ હતો."

"પણ કાળા રંગનું શું?"રાકેશની માતાએ ભાતને હલાવતાં પૂછ્યું.

"કાળો રંગ એ રંગ નથી મમ્મી. જો કોઇ વસ્તુને કંઇ રંગ ન હોય તો તે વસ્તુ આપણે કાળા રંગ તરીકે જોઇએ છીએ." રાકેશે કહ્યું.

તેની માના ચહેરાના ભાવ પરથી ખ્યાલ આવતો હતો કે રાકેશની વાત તેમના મગજમાં ઉતરી નથી. આ વાત પામી જતાં રાકેશના પિતાએ કહ્યું, "ભારતીય સમય પ્રમાણે ગઇ કાલે વહેલી સવારે 3.30 વાગ્યે સૂર્ય આસપાસનું એ વિચિત્ર આવરણ બાહ્ય અવકાશમાં વિલિન થઇ ગયું છે. અમે તેથી જે વર્ણપટના બાકીના

છ રંગો ફરી દેખાવા લાગ્યા છે. પૃથ્વી પર પણ આ વિકિરણની અસર દૂર થઇ ગઇ છે. રાત્રે બલ્બ અને ટ્યૂબલાઇટની હવે કોઇ સમસ્યા નહીં રહે. પહેલાની જેમ જ આપણે હવે ફિલ્મ અને ટી.વી. જોઇ શકશું."

થેલી હાથમાં દબાવતાં રાકેશના પિતાએ તેનો અવાજ ધીમો કરી રાકેશને પૂછ્યું, "રાકા, તારી મમ્મીને આ રંગની ઘટના વિશે તું શું સમજાવતો હતો?"

રાકેશે ગમ્મતમાં માથું હલાવ્યું. એ ખ્યાલ આવતો હતો કે રાકેશની મા રસોઇમાં ગૂંથાયેલાં હોય તેવું દેખાતું હતું અને તેમના કાન આમની વાતની દિશામાં હતા.

ગળુ ખોંખારી રાકેશના પિતાએ સમજાવવાનું શરૂ કર્યું, "ધ્યાનથી સાંભળ. સૂર્યનાં સફેદ કિરણો કે જેને તું પીળા તરીકે જુએ છે તે વૈજ્ઞાનિકોએ શોધ્યા મુજબ સફેદ જ છે. આ શ્વેતપ્રકાશનું વિઘટન થાય તો આપણે તેના સાત ઘટક રંગો જોઇ શકીએ. આકાશમાં જ્યારે ઇન્દ્રધનુષ રચાય છે ત્યારે વર્ણપટના સાત રંગો તે સાત રંગો દેખાય છે. દિવસે પ્રકાશ દરેક વસ્તુ પર પડે છે. પણ જુદી જુદી વસ્તુ આપણને જુદા જુદા રંગની દેખાય છે. આવું કેમ બને છે? તેં પહેરી છે તે લાલ સાડીની વાત કરીએ. તેણે બાકીના બધા રંગો શોષી લીધા છે. માત્ર લાલ રંગને જ બહાર નીકળવા માટે મંજૂરી મળી છે. વિકિરણની બાબતમાં માત્ર બલ્યૂ ભૂરા રંગને જ પ્રેવશની મંજૂરી મળી હતી. જે વસ્તુ બધા રંગો શોષી લે છે તે આપણને કાળી દેખાય છે. જે વસ્તુ બધા જ રંગોને પરાવર્તિત કરે છે તે આપણને સફેદ તરીકે દેખાય છે. જેમ કે મારો ઝભ્ભો અને પેલી તપેલીમાં રહેલા ભાત, મને આશા છે કે હવે તમે સમજી ગયા હશો."

તપેલી હલાવતાં રાકેશની માએ જવાબ આપ્યો, "હા, હવે મને બધું સમજાઇ ગયું. હવે જલ્દી ખરીદી કરવા જાવ. ગઇ કાલે બ્લ્યૂ ભાત તમે નહોતા ખાધા. આજે ઓફિસ જતા પહેલાં તમે થોડા સફેદ ભાત ખાતા જાવ."

જતા જતા પિતાએ કહ્યું, "ગઇ કાલે હું છાપું વાંચી શક્યો ન હતો. આજે કોઇ વિશેષ સમાચાર બુલેટીન બહાર પડ્યું છે કે નહીં તે જોવા દે."

માએ રાકેશને બૂમ પાડી કહ્યું, "આ શું છે રાકા? જા ભણવા માટે ઉભો થા."

રાકેશ તેના અભ્યાસ ટેબલે પાછો ફર્યો. મીનું ટેબલ નીચે જ બેઠી હતી. બારીમાંથી આવતા ઝળહળતા સૂર્યપ્રકાશથી રાકેશ ખુશ થઇ ગયો. તે બારી પાસે ગયો અને સળિયા પર ઝુકી સૂર્ય સામે જોવા લાગ્યો. આજે સૂર્ય સુંદર લાગતો હતો. પહેલાં કેમ આવો સુંદર નહીં લાગ્યો હોય? બધાંએ જાણે તેના અસ્તિત્વની ઉપેક્ષા કરી હતી. આજે તેજસ્વી પીળો પ્રકાશ પાથરતો સૂર્ય નવો જ લાગતો હતો.

(મૂળ બાંગ્લા)

# સમય

## શિર્ષેન્દુ મુખોપાધ્યાય

સોમનાથ હજી બાવીસ વરસનો જ હતો. માણસમાં આ ઉંમરે શક્તિ ઉત્સાહ ધગશ થોડી વધારે હોય છે. સોમનાથ એક સ્વચ્છંદી પણ ચતુર છોકરીના પ્રેમમાં પડ્યો છે. તેનું નામ અપરા છે. તે તેને જાણતો ન હતો. આ વિસ્તારનું આલીશાન મકાન મિત્રાનું છે. તેની બંને તરફ મોટા બગીચા છે. તેમાં ટેનિસકોર્ટ અને સ્વીમિંગપુલ પણ છે. તેમાં એક મોટું ગૅરેજ છે કે જેમાં સાત કાર સમાઈ શકે. ઘરમાં સાત વિદેશી કુતરાઓ છે. આ ઘરની પુત્રી અપરાને જાણ નથી કે આજ ગલીમાં એક જર્જરીત મકાનમાં રહેતો સોમનાથ તેના પ્રેમમાં છે. સોમનાથના પિતા સ્કૂલમાં શિક્ષક છે અને પોતે બેકાર છે. વૈજ્ઞાનિક સાધનો બનાવતા લઘુઉદ્યોગને સ્થાપવા તેને બૅન્કની લોન લેવાની છે. આ સ્વપ્નને પૂરું કરવા તે શક્ય તેટલા બધા જ રસ્તાઓ તપાસી જોવા તૈયાર છે.

બરાબર આ જ અરસામાં વીજળીનાં ચમકારની જેમ તેનામાં પ્રેમ પ્રગટ થયો.

તેના પ્રેમમાં તે એટલો પાગલ થઈ ગયો કે અપરાનું ધ્યાન ખેંચવાં તે તેની કાર આગળ પડતું મૂકવા કે તેના કમ્પાઉન્ડની દિવાલ પર ચઢી હિન્દી ફિલ્મના હિરોની જેમ ગીતો ગાવા પણ તૈયાર થઈ ગયો. તેની સાથે જ છરી હુલાવી આત્મહત્યા કરી જોવાનો વિચાર સાથે પણ તેણે રમી જોયું.

અને તેણે તેને એક પત્ર લખવાનો વિચાર કર્યો. એક સુંદર પત્ર એક સાહિત્યિક નમૂનો પણ જો કે તેનો ઉત્તર મળવાની તેને આશા ન હતી. જો કે તેને ઉત્તર મળ્યો. તેના માટે તે અણધાર્યું હતું. પત્ર ધ્રુજતા નરમ હાથે લખાયો હતો અને તેમાં આવતા શનિવારે સાંજે 6-00 વાગે ગંગાના કિનારે એકાંત સ્થળે મળવાનું કહેવામાં આવ્યું હતું.

સોમનાથને એવો જરા ખ્યાલ ન આવ્યો કે આ એક છટકું હોઈ શકે. તે તેના ધડકતા હૃદયને સાંભળી શકતો હતો. કેવો રોમાંચ! કેવી અપેક્ષાઓ! થોડી થોડી મિનિટોએ તે પાણી પીતાં પીતાં તેણે બેચેનીથી દિવસ પસાર કર્યો.

નક્કી કરેલી જગ્યા ખિદિરપુર ચોકની પાસે હતી. એ બહુ એકાંત જગ્યા હતી.

સાંજના સમયે ત્યાં કોઈને પણ ડર લાગે. આ જગ્યા સોમનાથ માટે એકદમ નવી હતી. આવી જગ્યા અપરાએ શું કામ પસંદ કરી હશે તેની તેને ખબર ન પડી.

સોમનાથનાં આર્થિક સાધનો સિમીત હતાં. મહિને તેનું પૂરું કરવા માટે તે બે ટ્યુશન કરતો. તેને સિગરેટ, સિનેમા કે નાટક જેવા વ્યસનો ન હતાં. તેથી તેને મળતા પૈસામાં તેનું ચાલી જતું.

ક્યારેક વિજ્ઞાનનું પુસ્તક ખરીદવું તે તેના માટે મોજ મજા હતી. આ સમયે તો તેના થોડા ઘણા પૈસા પણ ટેક્સી કરવા પાછળ વાપરી નાખવાનો વિચાર કર્યો.



સોમનાથે ઈસ્પ્લેનેડથી ટેક્ષી કરવાનો વિચાર કર્યો પણ જગ્યાનું નામ સાંભળતાં જ ટેક્ષીવાળા ચેતવણીભરી નજરે દૂર ચાલ્યા જતા અથવા તો ના પાડવા માથું ધુણાવતા.

શિયાળાની સાંજમાંથી રાત પડી રહી હતી. છ વાગવામાં હવે વધુ સમય નહોતો.

મજબુરીથી મેદાન તરફ આગળ વધ્યો. ત્યાંથી ખિદિરપુર જતી કોઈ ટેક્ષી મળી જાય.

સૂર્યાસ્ત પછી મેદાન ભયાનક અને ગૂઢ લાગતું હતું.

ગાઢ ધુમ્મસ અને ધુમાડાને લીધે મેદાન ઉદાસ અને રહસ્યમ લાગતું હતું. સોમનાથે લગભગ આશા છોડી દીધી. તે બેલાબેલી ગયો હોત અને નિશ્ચિત જગ્યાએ રાહ જોઈ હોત તો સારું હતું.

અચાનક સોમનાથે અણધાર્યો પણ પરિચિત અવાજ સાંભળ્યો. તે ખણકતો અવાજ ઘોડાગાડીનો હતો. ઘોડાની ખરીના ડાબલા સ્પષ્ટ સંભળાતા હતા. દક્ષિણ દિશા તરફ એક જુની ઘોડાગાડી જઈ રહી હતી.

અત્યંત નિરાશામાં સોમનાથ ને વિચાર આવ્યો કે તે ઘોડાગાડી કરવી કે નહીં. જો કે આવા સાધનથી સમયસર નિર્ધારિત જગ્યાએ પહોંચવાની કોઈ શક્યતા ન હતી. જો કે તેણે ચાન્સ લીધો.

પહેલાં તેને હવામાં વિઝ્રાંતી ચાબૂકનો અવાજ સંભળાયો પછી તેને ઘોડાગાડી દેખાઈ.

સોમનાથે ન બૂમ પાડી કે હાથ ઊંચો કર્યો પણ ઘોડાગાડી આવી ને તેની પાસે ઊભી રહી ગઈ. આગળની કેબિનમાંથી ઘોડાગાડીવાળાએ ડોકું કાઢી પછ્યું, "સાહેબ ખિદિરપુર જવું?"

સોમનાથે આશ્ચર્ય ભર્યા અવાજે જવાબ આપ્યો, "હા મારે જવું છે પણ મારે ત્યાં છ વાગ્યા પહેલાં પહોંચવું છે."

કોટ, મફલર અને માથા પર કેપ પહેરી ઘોડાગાડીવાળો ઘુવડની જેમ બેઠો હતો. તેના હાથમાં સીગરેટ કે બીડીનું જલતું ટોપકું દેખાતું હતું. તે હસ્યો ત્યારે તેના

સફેદ દાંત દેખાયા. તેણે કહ્યું'' ચિંતા ન કરો હું તમને ત્યાં પહોંચાડીશ. મારો ઘોડો પાંખાળો છે. આવો, અંદર આવો.''

સોમનાથે ડરતાં ડરતાં પૂછ્યું'' કેટલા પૈસા લેશો?''

તે માણસે થોડીવાર વિચાર કર્યા પછી કહ્યું, ''એક રૂપિયો.''

''એક રૂપિયો? આટલા બધા ઓછા?'' પણ સોમનાથને સમય બગાડવો ન હતો. સાડા પાંચ તો વાગી ગયા હતા. તે ઝડપથી ઘોડાગાડીમાં કૂદ્યો.

કલકત્તાના રોડ પર એકાદ બે ઘોડાગાડી તેણે જોઈ હતી ખરી પણ કદી તેમાં બેઠો ન હતો. ઘોડાગાડી લગભગ જ અદ્રશ્ય થઈ ગઈ હતી, અને કેટલીક ઘોડાગાડી હતી પણ સાવ જીર્ણ ખખડધજ અવસ્થામાં.

ઘોડાગાડીની અંદર અંધારામાં બેસવાનો અનુભવ વિચિત્ર લાગતો હતો. એક તો બહારની ઠંડી અંદર લાગતી ન હતી અને અંદર સરસ સુગંધ આવતી હતી. ગંધ સારી હતી, વશીભૂત કરી દે તેવી હતી. અંદરની સીટ એવી પોચી અને સુંવાળી હતી કે કિંમતી મોટરોમાં પણ તેવી સીટો ન હોય.

ઘોડાગાડી શરૂ થઈ પણ તે ગતીનો કોઈ ધક્કો કે આંચકો તે અનુભવી ન શક્યો. પાછળ રહી જતા રસ્તા અને વૃક્ષો ઉપરથી તેને ખ્યાલ આવ્યો કે ઘોડાગાડી ખૂબ ઝડપથી ચાલી રહી છે. અને કેવી ગતિ! ઘોડો આટલું ઝડપથી દોડી શકે? ગાડીની ગતી ઉપરથી લાગતું હતું કે તેની ઝડપ કલાકના 50-60 માઈલ (80 થી 90 કિલોમીટર) કે તેથી વધારે હશે. સોમનાથે ઘોડાના દોડવાનો કે ચાબૂક વિંઝવાનો અવાજ આવતો ન હતો. તેને લાગ્યું કે ગતી હજી વધી છે. છતાં કોઈ અવાજ આવતો નથી.

આ શું ચાલી રહ્યું છે? આવું બની તો ન શકે.

અચાનક સોમનાથે બૂમ પાડી, ''ગાડીવાળા?''

લાઉડ સ્પીકરમાંથી આવતો હોય તેવો ધાત્વિક અવાજ આવ્યો, ''સાહેબ, તમે કશુંક કહ્યું?''

''ગાડી આટલી ઝડપથી કેમ દોડે છે?''

''છ વાગ્યા સુધીમાં મારે તમને ત્યાં પહોંચાડવાના છે સાહેબ!''

''પણ કોઈ ઘોડો આટલી ઝડપથી દોડી શકે?''

''મારો ઘોડો પાંખાળો છે, સાહેબ?''

ઘોંડાગાડી નિર્ધારિત જગ્યાએ પહોંચી ત્યારે સોમનાથે ઘડિયાળમાં જોયું. સાડા પાંચને પાંચ મિનિટ થઈ હતી. એનો અર્થ એ થયો કે એસ્ટલેનેડથી ખિદિલપુર ચાર મીનિટમાં પહોંચ્યા.

તેની તંગ મનોદશાને લીધે સોમનાથે આ વિચિત્ર ઘટના વિષે વિચાર કર્યો નહીં. તેણે ગાડીવાળાને રૂપિયો આપ્યો અને નદીના કિનારા તરફ ચાલ્યો.

ગાડીવાળો ઘોડાને થોડું સૂકું ઘાસ આપવા નીચે ઉતર્યો અને તેણે સોમનાથ તરફ જોઈને કહ્યું, "સાહેબ પાછા જવાનું છે?"

"કદાચ વાર પણ લાગે. પણ તમે કેમ પૂછ્યું?"

"હું તમને પાછા લઈ જઈશ."

સોમનાથે અચકાતાં પૂછ્યું, "કેટલા પૈસા લેશો?"

"એક રૂપિયો. હું વધારે પૈસા નથી લેતો."

સોમનાથની અવઢવ જોઈને ગાડીવાળાએ કહ્યું, "પાછા વળતાં કોઈ સાધન નહીં મળે સાહેબ!"

"અચ્છા, તો તું રાહ જો જે?"

નદી કાંઠે કોન્ક્રીટની પગથાર હતી. લેમ્પ પોસ્ટની ઝાંખી લાઈટમાં દેખાતું હતું કે આસપાસ કોઈ ન હતું. જીવનનું કોઈ ચિહ્ન ન હતું. સરીયામ ફેલાયેલા રસ્તા પર એકાદ કાર કે એક બે યુગલો દેખાતાં હતાં. માઈલો સુધી કોઈ રાહદારી પણ દેખાતો ન હતો.

વારેવારે સોમનાથ ઘડિયાળ તરફ જોતો વિચારતો હતો કે અપરાએ આવી જગ્યા કેમ પસંદ કરી, તેના પ્રશ્નના કોઈ સંતોષકારક જવાબ તેને મળતા ન હતા.

બરોબર છ વાગે જ્યારે તેના હાથ પરની ઘડિયાળના બન્ને કાંટા ભેગા થયા ત્યારે ગાઢ રાત્રિમાં એક મોટી કાર આંચકા સાથે તની પાસે ઊભી રહી. તે કાળી પોન્ટીઆ઼ક કાર હતી. અપરા પાસે આવી કાર ન હતી, સોમનાથે વિચાર્યું. ઉદાસ હ્રદયે તે કાર તરફ આગળ વધ્યો. કોઈ અજાણ્યા ડરના ગાઢ વાદળાં તેના મનમાં બંધાયાં.

કાર પાસે પહોંચતાં તેને તેમાં અપરા ન દેખાણી પણ અંદર ત્રણ-ચાર માણસો બેઠેલા હતા.

સોમનાથે પાછા વળવાનો વિચાર કર્યો પણ તે કશું કરે તે પહેલાં તો ઓચિંતું જ કાળું બારણું ધડાકા સાથે ખુલ્યું અને કારમાંથી એક કદાવર માણસ બહાર કૂધો.

સોમનાથ હજુ કશું સમજવાનો પ્રયત્ન કરે તે પહેલાં તો તેણે સોમનાથને સ્વેટરથી પકડ્યો અને પૂછ્યું, "કેટલા વખતથી તું છોકરીની પાછળ પડ્યો છે?" સોમનાથ ભયથી ધ્રૂજવા લાગ્યો.

બીજા હાથથી તે માણસે સોમનાથને જોરદાર થપ્પડ મારી કહ્યું, "પ્રેમ રોગને કેવી રીતે મટાડવો તે અમને આવડે છે. તારે હવામાં કિલ્લા બાંધવા છે એમ ને ?"

સોમનાથ ને તેની જીંદગીમાં કોઈએ થપ્પડ મારી ન હતી અને તે ક્યારેય આવા બનાવમાં સપડાયો ન હતો. તે એટલો બધો હતપ્રત બની ગયો કે તે એક શબ્દ પણ બોલી ન શકયો. બીજા ત્રણે માણસો કારમાંથી નીકળ્યા. સોમનાથે કૂદી તેમને

જોયા ન હતા.

ચારે જણ તેને ઘેરી વળ્યા અને ઘણી કોશીષ છતાં તે સમજી ન શક્યો કે તેણે તેમનું શું બગાડ્યું હતું. તેણે અપરાને કાગળ લખ્યો હતો અને અપરાએ તેનો જવાબ આપ્યો હતો તેટલું જ માત્ર કર્યું હતું. અને તેમાં ખોટું પણ શું હતું?

ચારેએ તેને ઘેરી લીધો હતો એક જણે અસ્ત્રો કાઢ્યો અને તેના માથામાં ઘાયલ કર્યો. બીજાએ તેનાં કપડાં ફાડી અને કાઢી નાખ્યાં. આ ઠંડીમાં માત્ર અંડરવેરભર તે અવાચક ધ્રૂજતો ઊભો રહ્યો. પછી બાકીના બંને જણે બંને તરફથી તેને પીટવા લાગ્યા. તેના હોઠ નીચેથી લોહી વહેલા લાગ્યું. આંખમાંથી પણ લોહી ટપકતું હતું. તેનું નગ્ન શરીર લોહીથી ખરડાઈ ગયું હતું. આ બધો વખત તે તેને શા માટે શિક્ષા થઈ છે તેનું કારણ શોધવાનો પ્રયત્ન કરતો રહ્યો.

તે ગણગણ્યો, ''શું અપરાએ તે પત્ર મને લખ્યો હતો?''

''તેણે પોતે જ લખ્યો હતો?''

તેના પેટમાં એક લાત પડી અને તેણે આંખે અંધારાં આવી ગયાં.

દૂરથી આંખનું મટકું પણ માર્યા વગર ગાડીવાળો આખો ખેલ જોતો હતો.

ચારે જણા કારમાં બેસી તરત જ હંકારી ગયા. ત્યાર પછી ગાડી વાળો ઘોડાની ડોક પર પ્રેમથી હાથ મૂક્યો અને બેભાન સોમનાથ પાસે ધીમેથી ગયો.

રાહતનો શ્વાસ લેતો તે બોલ્યો, ''સાહેબ! સાહેબ!''

સોમનાથ નિરુત્તર અને નિશ્ચલ પડ્યો હતો.

ગાડીવાળો નીચે વળ્યો અને સોમનાથના શરીરને હાથમાં લીધું. તરત જ ઘોડો ઘોડાગાડી સાથે નજીક આવ્યો. ગાડીવાળાએ સોમનાથને ઉંચકીને ઘોડાગાડીની સીટમાં મૂક્યો. આગલી સીટ પર ગોઠવાઈ હવામાં ચાબૂક વિંઝી બોલ્યો, ''ચાલ જઈએ પાંખાળા ઘોડા.'' ઘોડો કૂદકો મારી દોડવા લાગ્યો. થોડી જ વારમાં બનાવની જગ્યાએથી દૂર હવામાં અદશ્ય થઈ ગયો.

સોમનાથ ધીમે ધીમે ભાનમાં આવ્યો, ગાડી ચાલે છે કે નહીં તેની ખાતરી કરવા તેણે બહાર જોયું. તેણે બહાર જે જોયું તેથી તે આશ્ચર્યચક્તિ થઈ ગયો. તે હલનચલન કર્યા વગર બેઠો હતો. તેની આંખો જડાયેલી હતી. તેની આંખો ઝંઝાવાત ભરેલો હીમ પાત જોયો. આકાશ વાદળોથી કાળું ડિબાંગ થઈ ગયું હતું.

''ઘોડાગાડીવાળા, ઘોડાગાડીવાળા.''

એ જ રણક્તા અવાજે જવાબ આપ્યો, ''સીટ પર રાખેલાં કપડાં પહેલી લો સાહેબ. બહાર થીજાવી દે તેવી ઠંડી છે.''

અવાચક થઈ ગયેલો સોમનાથ બોલી ઊઠ્યો, ''પણ તું મને ક્યાં લઈ આવ્યો છે? શું હું સ્વપ્ન જોઈ રહ્યો છું?''

''મહેરબાની કરી કપડાં પહેરી લો સાહેબ.''

"સોમનાથ થોડીવાર તો નિઃસહાય થઈ બેઠો રહ્યો. તેને એવું લાગ્યું કે તે સુઈ રહ્યો છે. પણ તેમ જો હોત તો થોડા સમય પહેલાં જ તેને જે માર પડ્યો છે તેની અસહ્ય પીડાનો અનુભવ તેને કેમ થાય છે? તેના પેટમાં કેવી લબકારા લેતી પીડા, સુઝેલા જડબા, તેની ખુલ્લી છાતી પર લોહીના પોપડા, નીંગળતું નાક, ચીરાયેલા હોઠ તેને જીંદગીમાં કદી આવો સખત માર પડ્યો નથી. આટલી પીડામાં તેને ઊંઘ આવે તે શક્ય જ ન હતું. પણ જો તેને ઊંઘ ન આવતી હોય તો તે શું સ્વપ્ન જોઈ રહ્યો હતો? શું તે મૃત્યુ પામ્યો હશે? મૃત્યુ પછીના જીવનનો તે અનુભવ કરી રહ્યો છે? આવા ચિત્ર વિચિત્ર વિચારો કરતાં તેણે તેની સામે પડેલાં કપડાં લીધાં. કપડાં ઢીલાં બારીક અને સફેદ હતાં. તેને નવાઈ લાગી કે આવાં કપડાંથી બહારની સખત ઠંડીથી રક્ષણ મળશે?

ગાડીની અંદર જો કે હૂંફ હતી. સોમનાથને કપડાં પહેરવામાં કોઈ તકલીફ પડી નહીં. આ ડ્રેસ ફેક્ટરીમાં કામ કરતાં માણસો શર્ટ પેન્ટ સાથે સીવેલા હોય છે તેવો હતો. જો કે તેમાં ટોપી, મોજા અને બુટ પણ સાથે જ હતાં. અંદરથી તે સુંવાળો હતો. અને બહારથી ખડબચડો હતો. પોશાક પીછાં જેવો હલકો હતો. જાણે કે તેણે કશું પહેર્યુ જ નથી. તરત જ જમણી તરફનું બારણું ધીમેથી ખુલ્યું અને તે રણકતા અવાજે કહ્યું, 'ઉતરો સાહેબ.'

સોમનાથ ભારે ઝંઝાવાતમાં નીચે ઉતર્યો.

એક કલકત્તાવાસી તરીકે તેણે કદી આવો હીમપાત જોયો ન હતો. સિવાય કે એક વાર તે ટ્રેનીંગમાં સાંકેકફ ગયો હતો. અને બીજી એકવાર તે ટેબલ ટેનિસ રમવા સિમલા ગયો હતો. પણ આ હિમપાત ન હતો. તેનાં કરતાં હજાર ગણું પ્રચુર હતું. પવનના જોરદાર સુસવાટામાં સોમનાથને સીધા ઉભા રહેવાની તકલીફ પડતી હતી. આશ્ચર્યની વાત એ હતી કે તેને ઠંડી લાગવી જોઈતી હતી પણ લાગતી ન હતી.

ગાડી ચાલકની સીટ પર તેણે જોયું., કોઈ દેખાયું નહિં બસ સામે બધે બરફ જ હતો. માત્ર બરફ.

"ગાડીવાળા, ગાડીવાળા!"

તેની નજીક રણકતા અવાજે કહ્યું, "ડરો નહીં સાહેબ! સામે જ દસ ડગલાં ચાલો."

ભયભીત પૂતળું બની ગયેલા સોમનાથે જેમ કહેવામાં આવ્યું તેમ કર્યું.

"ઓ! સાવચેત!" તેના પગ નીચે બરફ કેટલો ઠંડો હતો તેનાં પર તે આશ્ચર્ય ચક્તિ થઈ ગયો.

રાત્રીના અંધકારમાં બરફના સ્તરો નીચેથી બરફને વીંધીને કંઈક આવતું તેણે જોયું. પહેલાં ટોચ અને પછી નાનકડો કાળો પિરામીડ બહાર આવ્યો.

"આગળ જાવ, સાહેબ. બારણાં એની જાતે ખુલી જશે!"

અચકાતાં અચકાતાં સોમનાથ આગળ ગયો અને તેના આશ્ચર્ય વચ્ચે તેને દિવાલમાં એક દ્વાર દેખાયું. એક નાની જગ્યા હતી. સાવચેતીથી જેવો તે અંદર દાખલ થયો તરત જ દરવાજો તેની પાછળ બંધ થઈ ગયો. તેની સામે નીચે જતાં પગથિયાં દેખાયાં. એક મોટી કારપેટ જેવી વસ્તુથી તે રૂમ ઢંકાયેલો હતો અને તેમાંથી સ્પષ્ટ નરમ પ્રકાશ આવતો હતો. દિવાલો પણ દ્યુતિમાન લાગતી હતી. ચારે બાજુથી નરમ પ્રકાશ આવતો હતો.

સોમનાથને શરીરને ક્યડી નાખતી અસહ્ય પીડાનો ફરી અનુભવ થયો.

પણ હવે તેને કોઈ અવાજ દોરવણી આપતો ન હતો. શું તેણે પગથિયાં ઉતરવાં?

જેવો તેણે પગથિયા પર પગ મૂક્યો કે તરત જ તે અત્યંત ગતિથી નીચે ગતી કરવા લાગ્યો. એ લિફ્ટ જેવું હતું. જો કે લિફ્ટ તો ક્યાંય ઊભી રહે.... જ્યારે આમા તો કાંઈક જુદું જ હતું. સોમનામને લઈ પગથિયાં નીચે તરફ ગતિ કરતાં હતાં. આ સ્પીડ કલાકના 50 કિ.મી.થી ઓછી નહીં હોય. થોડો સમય તે નીચે ગયા પછી ડાબી તરફ વળતાં પહેલાં તે આગળ સીધા ગયા અને પછી જમણી તરફ થોડી મિનિટ પછી તે થંભ્યા.

એક મોટો હૉલ! સોમનાથે ધાર્યું કે તેને અહીં ઉતરવાનું હશે. પગથિયાં જે વિશાળ ખંડ તરફ લઈ ગયાં તેમાં પણ જાજમ બિછાવેલી હતી અને પ્રકાશિત હતો. તે રૂમની ડિઝાઈન-રચનાથી તે મૂંઝાઈ ગયો. ક્યાંક વિશાળ ઊંચી છત હતી તો ક્યાંક સપાટ, ક્યાંક તે તરંગિત હતી તો ક્યાંક તે ઢોળાવવાળી હતી.

જેવાં તેણે થોડાંક પગલાં ભર્યાં, એક પૈડાવાળો વિશાળ ધાતુનો પલંગ તેના તરફ ખસ્યો. તે રીમોટ કન્ટ્રોલથી મોટરથી ચાલતો હતો. અને તે પલંગ સાથે પાઈપનાં સાધનો અને વિચિત્ર મશીનો હતાં.

એક અવાજે તેને સુવાની આજ્ઞા કરી.

મૂંઝાતો, પીડાતો, ડરતો, આશ્ચર્ય પામતો સોમનાથને જે પ્રમાણે કહેવામાં આવ્યું હતું તે પ્રમાણે કર્યું. તે પલંગમાં ગયો અને તરત જ તે સૂઈ ગયો. તેના વિજ્ઞાનમાંના રસને કારણે ઘણીવાર તેને અદ્ભૂત સ્વપ્નો આવતાં. તેણે વિચાર્યું કે આ પણ એક જાતનું સ્વપ્ન હશે. જ્યારે તે બીજા દિવસે ઉઠ્યો ત્યારે તેણે તેની છાતી પર ટેલિફોન જેવું સાધન પડેલું જોયું અને તેના શરીરને જાત જાતના પાટા અને નળીઓથી એક બોક્સ સાથે વિટળાયેલું જોયું. જો કે તેના શરીરમાં તેનાથી કોઈ પીડા થતી ન હતી. તેને તાજગી અને શક્તિનો અનુભવ થઈ રહ્યો હતો.

તે હજી સ્વપ્ન જોઈ રહ્યો હતો તેમાં કોઈ શંકા ન હતી. તેના સ્વપ્નોને ભગાડવા તેણે ફરી 'આંખો મીંચી.

''સાહેબ, સાહેબ.''

તેણે આંખ ખોલી ત્યારે તેણે એક કાળા માણસને ઝુકીને ઉભેલો જોયો. તે

તેને તાકતો ઊભો હતો.

"તું ઘોડાગાડીવાળો જ છે ને?"

"હા સાહેબ, હવે તમને કેવું લાગે છે?"

આવી એકાંત જગ્યાએ કોઈ માણસને જોઈને તેને રાહતની લાગણી થઈ તેણે પૂછયું, "હું ક્યાં છું?"

તેના આ પ્રશ્નનો જવાબ આપ્યા વગર જ તે શામળા માણસે તેને પૂછ્યું, "પેલા જંગલી લોકોએ ખરેખર જ નિર્દય રીતે તમને માર્યા."

મારની યાદ આવતાં જ સોમનાથે તેના દાંત પીડામાં દબાવ્યા. તેણે પૂછ્યું, "હું જાગ્રત અવસ્થામાં છું. કોચમેન?"

"હા સાહેબ, હોસ્પિટલમાં."

"આ કઈ હોસ્પિટલ છે? મેં આવી હોસ્પિટલ કદી જોઈ નથી."

"આ પુર્નજન્મ કેન્દ્ર નં-3 છે."

"મેં આવી કોઈ હોસ્પિટલનું નામ સાંભળ્યું નથી."

"એ તમારા વખતમાં ન હતી સાહેબ, તેમ તમારા સમય કરતાં પંદરસો વરસ આગળ છો સાહેબ!"

સોમનાથનું મોં ફાટેલું રહી ગયું. તેને એમ કે તે હજી સ્વપ્ન જોઈ રહ્યો છે તે બીકે તેણે આંખો બંધ કરી. કોચમેન મોટેથી હસ્યો અને કહ્યું, "આંખો બંધ કરવાનો કોઈ અર્થ નથી. તમે જાગ્રત છો. અને તમે યથાર્થ જોઈ રહ્યા છો."

સોમનાથે વિજ્ઞાન કથાઓમાં ટાઈમ-મશીન વિશે વાચ્યું હતું પણ તેણે એ માનવામાં નહોતું આવ્યું. આ શક્ય બને?

તેણે ફરી આંખો ખોલી કોચમેનને પૂછ્યું, "કોચમેન, હું ક્યાં છું?"

"તમે ત્યાં જ છો જ્યાં તમે હતા." ખાલિદપુર તમને ગંગાઘાટ યાદ છે?"

"હા, કોટમેન."

"તમે ત્યાંજ છો પણ સમય જુદો છે."

"ટાઈમ મશીન!"

'ઉદાસ સ્વરમાં કહ્યું, "મશીનને અંત બનાવ્યાં તો માણસોએ હોય છે ને!"

"વાત ખરી છે."

"તો પછી તમને ટાઈમ-મશીનનો ડર શા માટે લાગે છે?"

એક ક્ષણ માટે તેણે વિસ્મયથી ચારે તરફ જોયું પછી તેણે પૂછ્યું, "હું ઉભો થઈ શકું?"

"હા સાહેબ, તમે હવે સંપૂર્ણ સાજા થઈ ગયા છો. પણ થોડી વાર ખમો, મને આ સાધનો કાઢી લેવા દો." કુશળ આંગળીઓથી તે માણસે સોમનાથની આસપાસનાં ઉપકરણો દૂર કર્યાં. "હવે તમે ઊભા થઈ શકો છો." સોમનાથ ઊભો થયો પણ

તેને યાદ આવ્યું કે તે ભયાનક માણસોએ તેના માથા પરથી હજામત કરી વાળ ઉતારી લીધા હતા હવે તેના પર વાળ ન હતા.

સોમનાથ શું વિચાર તો હશે તે ધારીને કોચમેને કહ્યું, ''તમારું માથું આ જ રીતે રહેશે. અમે એક સાલ્યૂશન લગાડ્યું છે તમારા વાળ સાત દિવસમાં ઉગી જશે.''

'''તમારી ઘોડાગાડી એ ટાઈમ-મશીન હતું?''

''ટાઈમ મશીન તેની મેળે ન દોડી શકે તેને ચલાવવું પડે.''

સોમનાથ તે માણસને માપવા માંગતો હતો એ તો સ્પષ્ટ હતું કે ટાઈમ-મશીનનાં વખાણ તેને ગમ્યાં ન હતાં. તે જો કે નમ્ર લાગતો હતો છતાં તે દઢ અને અભેધ હતો. કદાચ તે મોટો વૈજ્ઞાનિક હોય, ''તમારો આભાર, તમે મને આ ક્યું વરસ છે તે કહેશો?''

''3551.''

સોમનાથે તેની આંખો બંધ કરી, તેનું માથું ભમતું હતું.

''તમારી આંખો ખોલો સાહેબ, બીવાની જરૂર નથી.''

''તમે મને થોડીવાર માટે અહીંથી બહાર કાઢી શકશો? પંદરસો વરસ પછી કલકત્તા કેવું છે તે મારે જોવું છે.''

''યોગ્ય સમયે તમે જોઈ શકશો. પણ બીજા યુગના માણસોને છૂટથી હરવા ફરવાની મંજૂરી નથી.''

''કેમ?''

''હવામાનમાં ફેરફાર અને પસાર થઈ ગયેલા સમય ગાળાને કારણે બંને ખતરનાક સાબિત થઈ શકે છે. તમે માંદા પણ પડી શકો.''

''તો તમે 1987માં કેવી રીતે જાવ?''

''મારી પાસે એક સેઈફટી હેલમેટ છે. તમારી પાસે નથી?''

''અત્યારે પૃથ્વી પર હવામાન કેવું છે?''

''ખૂબ ખૂબ ઠંડું. હીમ યુગ આવી રહ્યો છે. આતો માત્ર તેની ઝાંખી છે.''

''કલકત્તામાં અત્યારે બરફ પડે છે?''

''હા, સાહેબ, ભારે હીમવર્ષા થઈ રહી છે.''

''શું હું કશું જ નહીં જોઈ શકું? શું, જૂના કલકત્તાનું કશું જ બચ્યું નથી?''

''પંદરશો વરસ એ બહુ જ મોટો ગાળો કહેવાય સાહેબ. પણ હા, બધું જ અદશ્ય થઈ ગયું નથી અને એક બીજી પણ બાબત ધ્યાનમાં રાખો. હું તમારા કરતાં પંદરસો વરસ નાનો છું.''

સોમનાથ ધ્રુજી ઉઠ્યો અને કહ્યું, ''હા, હા, બેશક પણ...''

''પણ બણ નહીં સાહેબ. મહેરબાની કરી તમારાથી નાનો છું તેવી રીતે મારી સાથે વરતાવ રાખો.''

સોમનાથ થોડા ડગલાં આગળ આવ્યો. થોડા જ સમય પહેલાં તેને માર પડ્યો હોવા છતાં તેને ખૂબ સારું લાગતું હતું. તેની ઘડિયાળમાં સાડા સાત વાગ્યા હતા. હવે તે ઘોડાગાડીવાળા તરફ વળ્યો. અને કહ્યું, ''તું મને આ યુગમાં કેમ લઈ આવ્યો?''

ઘોડાગાડીવાળાના ચહેરા પર ચિંતાના ભાવોની લહેર દોડી ગઈ. સોમનાથ તરફ થોડો વખત તાકી રહ્યા પછી તેણે જવાબ આપ્યો, ''તેનું એક કારણ છે, બહુ ગંભીર કારણ છે.''

''શું કારણ છે?''

ઘોડાગાડીવાળો હજી જવાબ આપે તે પહલાં પાછળ અદશ્ય સ્પીકરમાંથી માર્સકોડ જેવો અવાજ આવ્યો.

''તેઓ આવી રહ્યા છે,'' ઘોડાગાડીવાળાએ કહ્યું.

''કોણ?'' સોમનાથે આશ્ચર્યમાં પૂછ્યું.

ઘોડાગાડીવાળાએ જવાબ ન આપ્યો. ચાર માણસો આવ્યા અને સોમનાથ સામે ઉભા રહ્યા. સોમનાથે જોયું કે તેમણે તેના જેવાં જ કપડાં પહેર્યાં હતાં.'આ યુગનો આજ પોષાક હશે?'સોમનાથે વિચાર્યુ.તેમાંના એકે એકાએક કશુંક યાદ આવ્યું હોય તેમ બે હાથ જોડી કહ્યું, ''નમસ્કાર સોમનાથ બાબુ, છત્રીસમી સદીમાં સ્વાગત છે.''

જે નાટકીય રીતે તે બોલ્યો તે સાંભળીને સોમનાથે દાંતીયા કરવાની તેની ઈચ્છા મહાપરાણે તેને દવાબી રાખી. જો કે ગંભીર અવાજમાં તેણે તેના અભિવાદનનો પ્રત્યુત્તર વાળ્યો, ''નમસ્કાર, પણ તમે કોણ છો?''

''અમે તમારા વંશજો છીએ. અમને આશીર્વાદ આપો સાહેબ.''

તે માણસ ખૂબ રિહર્સલ કરી ગોખી રાખ્યું હોય તેમ બોલતો હતો જો કે તેમાં સહજતાનો અભાવ હતો.

સોમનાથે જીજ્ઞાસાથી પૂછ્યું, ''આ તમારી વાતચીત કરવાની સામાન્ય રીત છે?'' તે માણસે માથું ધુણાવી કહ્યું, ''ના, ભાષા તો પરિવર્તનશીલ માધ્યમ છે. અમારી ભાષા તો જુદી છે. અમે માત્ર અમારા પૂર્વજો કેવી રીતે બોલતા તેનો પ્રયત્ન કરી રહ્યા છીએ. મારું નામ આર છે.''

''તમારી ભાષા કેવી હોય?''

''અમારી ભાષા સીમિયોટીક અને નાદ આધારિત હોય છે, અમે તમારી જેમ વાક્યોમાં બોલતા નથી. અમે એ જ વાત એક શબ્દોમાં કહીએ.''

સોમનાથે જોયું કે જ્યારે એક માણસ તેની સાથે વાત કરતો હતો ત્યારે બીજા ત્રણ જણ ધીમા અવાજે અંદર અંદર વાતો કરતા હતા અને તેમનો વિચિત્ર અવાજ સંભાળાતો હતો.

કવિતાએ સોમનાથની નબળાઈ હતી. તેણે પૂછ્યું, ''તમારા યુગમાં કવિતા લખાય છે?''

તે માણસે નમ્રતાથી જવાબ આપ્યો, ''હા સાહેબ, અમારાં કોમ્પ્યુટરો કવિતા લખે છે.''

''કોમ્પ્યુટર?''

''હા સાહેબ, પણ અમારી પાસે બહુ સમય રહેતો નથી. પૃથ્વીના ગ્રહ પર ભયંકર આફતનાં ચિહ્નો જોઈને અમે મજબૂર થઈને તમને આ અમારા યુગમાં લઈ આવ્યા. આ માટે અમને ક્ષમા કરો. ઘણી બધી ગણત્રીઓ પછી અમે આ નિર્ણય પર આવ્યા છીએ કે જો અમે તમને ચાર કલાક કરતાં વધારે સમય માટે અહીં રાખીએ તો એ ભયંકર પૂરવાર થશે. કદાચ આખી માનવ જાતિનો ઈતિહાસ જ બદલાઈ જાય.''

સોમનાથે આશ્ચર્યથી પુછ્યું, ''કેમ?''

''સાહેબ પૃથ્વીનો સમગ્ર ઈતિહાસ પૂર્વ નિર્ધારિત છે. વર્તમાન છે કે ભૂતકાળને પરિણામે છે. આપણે સમયના વહેણમાં પાછા જઈ શકીએ. આપણે જો ઈચ્છીએ તો આપણે ઈતિહાસના કોઈપણ ફેરફારને નિયંત્રિત કરી શકીએ પણ તે પછી કોઈપણ પરિણામો માટે આપણે તૈયાર રહેવું જોઈએ. અત્યારની એક નાની ભૂલની ભવિષ્યમાં ભયંકર અસર થઈ શકે છે. સાહેબ થોડા સમય પહેલાં જ અમે એકવીસમી સદીના એક નવજાત બાળકને એક જીવલેણ બિમારીમાંથી બચાવ્યું. તે જ બાળકે ત્યાર પછી ઘાતક કિરણ-કિલર બીમની શોધ કરી. કેમ જાણે તે આખી પૃથ્વી પરના જીવનને ખતમ કરવા ન માગતો હોય!''

સોમનાથને આંચકો લાગ્યો, ''પછી તમે શું કર્યું?''

''અમે પછી 21મી સદીમાં ગયા અને બાળકની હત્યાની વ્યવસ્થા કરી. આ એક ઘાતકી વાત લાગે પણ માનવ જાતના ભવિષ્યને જોતાં અમારે તેમ કરવું પડે તેમ હતું. આથી જ અમે નિયતિ સામે ચેડા કરતાં નથી. ઈશ્વરી નિષેધ.''

''તમે ભગવાનમાં માનો છો?''

''ચોક્કસ સાહેબ, ભગવાન એ એક સ્થાપિત સત્ય છે.''

''હવે મને કહે કે ભૂત જેવું કશું છે?''

''ચોક્કસ સાહેબ, ભૂત એ પણ સ્થાપિત સત્ય છે. જો કે સાહેબ આપણી પાસે અત્યારે બહુ સમય નથી. અમારા ગામડાના મુખીને તમારી સાથે અગત્યની વાત કરવી છે.''

''ગામડાના મુખી?'' સોમનાથે હસવું દબાવી રાખ્યું. અહીંયાં ગામ ક્યાં હતું કે ગામના કોઈ મુખી હોય! છતાં તેણે કહ્યું, ''ચાલો.''

હૉલનો દરવાજો વિશાળ ભૂગર્ભ ટનલમાં લઈ જતો હતો. ચોતરફથી આછો પ્રકાશ આવતો હતો. બહાર મોટરકાર રાહ જોતી ઊભી હતી. તેને કોઈ પૈડાં કે છત ન હતી. લાંબી ચિરૂટ જેવો તેનો આકાર હતો.

ખૂબ માનપૂર્વક આરએ કહ્યું, ''આપ પહેલાં બેસો.''

તેના પછી ગાડીવાળા સિવાય સહુ ગોઠવાયા. કાર ચાલવા લાગી. કોઈ ધક્કા આંચકા વગર સડસડાટ દોડતી હતી, હવાની લહેર પણ અનુભવાતી ન હતી.

"આ ક્યા પ્રકારની કાર છે?"

આરએ નમ્રતાપૂર્વક જવાબ આપ્યો," આ કાર પાણી, જમીન અને હવા પર ચાલી શકે છે. તમારા જમાનાની કારનું આ આધુનિક મૉડેલ છે. તમારા જમાનામાં આ ટેકનોલોજી જાણીતી ન હતી તેથી હું તમને સમજાવું તો પણ તમને તેનો ખ્યાલ નહીં આવે."

સોમનાથે જાણે બધું જાણતો હો તેવા આત્મવિશ્વાસથી કહ્યું, "તે આવી હોવી જોઈએ...મેં વિજ્ઞાન કથાઓમાં આ વિશે સાંભળ્યું છે."

"તમારી વાત સાચી છે. આ ટેકનોલોજીના મૂળમાં એ બધા વિચારો જ હતા આ માટે અમે હંમેશાં તમારા ઋણી છીએ."

"તમે હંમેશાં ભૂગર્ભમાં જ રહો છો?"

"ના સાહેબ, ભૂમિ પર પણ આપણાં ઘણાં બધાં સંસ્થાનો છે. પણ મજબૂરીથી અમારે ભૂગર્ભમાં રહેવું પડે છે. કારણ કે ઘણી જગ્યાએ ઉષ્ણતામાન શૂન્યથી નીચે જતું રહે છે."

"શું અહીં કોઈ ખેતીવાડી છે?"

"હા સાહેબ, તમારે જોવી છે?"

"હં."

'આર' કશુંક ગણગણ્યો જેનો અવાજ 'બ્રોથ' જેવો હતો.

ગાડી ઊભી રહી. આર એ તેના હાથમાં રહેલા ચોરસને ફેરવ્યું અને જમણી તથા ડાબી તરફની દિવાલો ખૂલી ગઈ બંને તરફ ક્યાંય સુધી વિસ્તરેલા ખેતરો નજરે પડ્યા. જો કે એ ખેતરો વીસમી સદીનાં ખેતરો જેવાં ન હતાં. ગુલાબી જાંયવાળાં વનો વચ્ચે લીલાં અને પીળાં પાન જમીન પર પડેલાં દેખાતાં હતાં.

"આ કયા પાકો છે?"

"ચોખા, ઘઉં, મકાઈ, જવ અને કઠોળ. અહીંયાં કોઈ ઋતુ નથી. બધા પાક અમે બારે મહિના લઈએ છીએ. આગળ તમને ગૌશાળા પણ નજરે પડશે. અમે કૂતરા, બતક, કૂકડા, વાઘ, રીંછ, બધાંનું ખૂબ કાળજીપૂર્વક જતન કર્યું છે."

"શું જમીન પર કશું જ ઊગતું નથી?"

"બંને ધ્રુવં પ્રદેશ પર ઉગે છે તેવી હીમ યુગની કેટલીક વનસ્પતિ ત્યાં ઉગે છે. જાતીયો જો કે જુદી છે. ધ્રુવ પ્રદેશ પર કેટલાંક માણસો જમીન પર રહે છે."

સોમનાથે ગૌશાળાઓ, વનો, મરઘાંઉછેરનાં ફાર્મ બધું જોયું.

ભૂગર્ભમાં એ એક હેરત પમાડે તેવું વિશ્વ હતું. માની ન શકાય તેવું. ધીરે ધીરે ગાડી ઉપર તરફ જઈ રહી હતી. થોડા સમય પછી તેમને ટનલ વટાવી અને તેઓ પૃથ્વીની સપાટી પર આવ્યા.

બહાર બરફનું તોફાન હતું. બધે કાળો ધબ અંધકાર હતો. ગાડી એક ગામડા પાસે ઊભી રહી. ચારે તરફ આગળ જ એક સુંદર ઝૂપડી હતી. ઘાસ છાયેલી, ચાંદી મંડપ અને ઘાસનાં મેદાનો, અદભૂત! અહીંયાં વનસ્પતિ હતી. વાંસવામાં આગીયાઓ ઝબૂકી રહ્યા હતા, શિયાળ લાળી કરી રહ્યા હતા, પગ નીચે લીલું ઘાસ હતું અને કાંટા પણ હતા.

સોમનાથે પૂછ્યું, "આ બધું શું સાચું છે?"

"સાચું છે સાહેબ, આ વિકિરણ ઝોન કહેવાય છે. જો કે આવા બહુ ઝાઝા ઝોન નથી. આવા ઝોન ઊભા કરવા તે બહુ માથાકુટીયું છે અને આપણા શક્તિના સ્ત્રોતો મર્યાદિત છે. કેટલાંક ગામના મૂખીઓ માટે અમે આવા ગામડાઓ બનાવ્યાં છે. પધારો, ઝૂંપડીની અંદર ગામનો મુખી છે."

ઝૂંપડીની પરસાળમાં કોળાનો વાઈન જોઈ સોમનાથ આશ્ચર્યમાં પડી ગયો. ત્યાં કોળાં લટકતાં હતાં તેના મનસ્વી સ્વપ્નોમાં પણ તેણે એવી કલ્પના ન કરી કે તે આવું દશ્ય કદી જોશો.

ઘરની અંદરનું દશ્ય વધુ વિસ્મયકારક હતું. એક વૃદ્ધ માણસ માટીના દિવાના પ્રકાશમાં એક સ્ટૂલ પર એક મોટું પુસ્તક રાખી વાંચતો હતો. જેવો સોમનાથ અંદર ગયો તે વૃદ્ધ માણસ ઉભો થઈ ગયો. માનપૂર્વક હાથ જોડી દંડવત કર્યા અને ઉભા થઈને કહ્યું, "આવો પિતા. અમારાં સદ્ભાગ્ય છે."

વૃદ્ધની આ ચેષ્ટાથી તે પાછો પડી ગયો. પછી તેને યાદ આવ્યું કે તે આ વૃદ્ધ કરતાં પંદરસો વર્ષ મોટો હતો.

તેના માટે ખુરશી મૂકવામાં આવી. સોમનાથ બેઠો તે પછી તે પણ બેઠો અને નમ્રતાથી કહ્યું, "પિતા, તમે વ્યગ્ર લાગો છે."

સોમનાથે માથું ધુણાવી કહ્યું, "ના, બિલકુલ નહીં આજે સાંજે છએક વાગે ચાર ગુંડાએ મને બેભાન બની જાય ત્યાં સુધી માર્યો હતો. જો તમે મને ત્યાંથી ઉઠાવી લેવાની કાળજી ન લીધી હોત તો હું મૃત્યુ પામ્યો હોત."

વૃદ્ધ પુરુષ ગંભીર થઈ ગયો. પછી સ્વગત બોલ્યો.

"આધુનિક ઈતિહાસ પ્રમાણે તમે આજે સાત વાગે મૃત્યુ પામ્યા હતા."

"જૂના રેકર્ડ પ્રમાણે તમે 7 જાન્યુઆરીએ મૃત્યુ પામ્યા, પણ અમે આમ થવા નહીં દઈએ."

સોમનાથ આશ્ચર્યથી તાકી રહ્યો હતો જો કે તે ખુદ દેખાતો હતો.

વૃદ્ધ પુરુષે સોમનાથ તરફ ચોપડી લંબાવી અને કહ્યું, "પિતા, આ રહ્યો કલકત્તા કોર્પોરેશનનો તે વરસનો મૃત્યુ રેકોર્ડ, મૃત્યુ નોંધણી-પત્રક."

સોમનાથે રજિસ્ટરમાં જોયું. મૃત્યુ પામેલાઓમાં ખરેખર તેનું નામ હતું. તે આઘાતથી અવાચક બની ગયો.

વૃદ્ધ તેની સામે તાકી રહ્યો હતો. તેણે નરમાશથી કહ્યું, "એ સામાન્ય રીતે ભૂતકાળમાં જે બની ગયું હોય તેને સુધારતા નથી. તેનાં પરિણામો ભયંકર આવી શકે છે. પણ તમારા કિસ્સામાં અમારે બીજો વૈકલ્પિક ભૂતકાળ સર્જવા સિવાય કોઈ રસ્તો ન હતો. ઈશ્વર અમારી રક્ષા કરો."

સોમનાથનું ગળું રુંધાયું તે એક શબ્દ પણ બોલવા શક્તિમાન ન હતો. તેણે ઉધરસ ખાધી અને ધ્રુજતા અવાજે પૂછ્યું, "શા માટે?"

"અમારા શક્તિ સ્ત્રોતો મર્યાદિત છે. આપણી પૃથ્વીનો ઉપરનો ભાગ બરફથી ઢંકાતો જાય છે. આ હીમયુગની શરૂઆત છે. દિવસે દિવસે વધુને વધુ ઠંડી પડતી જશે. સૂર્ય વરસો સુધી નહીં દેખાય. આકાશ ધૂંધળું રહેશે. હીમયુગ....હિમયુગ સામે બાથ ભીડવા આપણા ઉર્જાના સ્ત્રોતો પૂરતા નથી. પિતા અમે કેવી દુ:ખદ પરિસ્થિતિમાં છીએ તેનો તમને ખ્યાલ આવ્યો હશે."

"હા, આપને જે કહેવાનું છે તે મહેરબાની કરીને ચાલુ રાખો."

"પણ જે બન્યું છે તેને અમે મિથ્યા ન કરી શકીએ, અમે અચાનક જ કોઈ શોધ ન કરી શકીએ. પૃથ્વી પર જે કાંઈ બને છે તે ઉત્ક્રાંતિના નિયમ પ્રમાણે જ બને છે. અમે ઘણી ગણતરીઓ કરી છે. અમારાં કૉમ્પ્યુટરો દિવસ રાત કામ કરી રહ્યાં છે. અમે પ્રાયોગિક ધોરણે વૈકલ્પિક ઈતિહાસ સર્જવામાં સફળ થયા છીએ. પિતા અમને શું મળ્યું છે તે તમને ખબર છે?"

"ના."

વીસમી સદીના અંતે સંભાવના છે કે સોમસુંદર નામનું બાળક જન્મશે. આ તેજસ્વી બાળક ભવિષ્યમાં વૈકલ્પિક ઉર્જાની શોધ કરશે. આપણા ઉર્જાના સ્ત્રોતો ખલાસ થતા જાય છે. માટે પિતા ઉત્ક્રાંતિના નિયમ પ્રમાણે એકવીસમી સદી પછીથી આ નવો ઉર્જાનો સ્ત્રોત ઉત્કાંતિના નિયમ પ્રમાણે અમારા હાથમાં આવશે અને આ ઉર્જાના વિનિયોગથી અમે હીમયુગને સેહલાઈથી પાર કરી શકીશું."

"હું આ સમજ્યો છું પણ આમાં મારે શું કરવાનું છે?"

"પિતા, અમે તે બાળકના હજી માતા અને પિતાના નામની ઘોષણા નથી કરી/નામ જાહેર નથી કર્યાં."

"તેમનાં નામ શું છે?"

"સોમસુંદરના પિતાનું નામ છે સોમનાથ રોય અને તેની માતાનું નામ છે અપરા મિત્રા. બંને જણાં શાલીન કાયસ્થ કુટુંબના છે. બંને પાસે વૈજ્ઞાનિક માનસ છે. વૈકલ્પિક ઈતિહાસે આ અમને બતાવ્યું છે."

સોમનાથ મૂંઝવણમાં પડી ગયો. તેના હૃદયના ધબકારા વધી ગયા વિહવળ બની તે બોલી ઉઠ્યો, "પણ આ શક્ય નથી."

વૃદ્ધ માણસ હસ્યો, "હા પિતા, સામાન્ય સંજોગોમાં આ શક્ય નથી. અમે તે

જાણીએ છીએ. પણ માનવ જાતની ભલાઈ માટે અમે ઈતિહાસને થોડો બદલવા માગીએ છીએ."

"તમારે શું કરવું છે?"

"અમે તમારા શરીરમાં થોડો ફેરફાર કરીશું અને તમારા સમયમાં પાછા મોકલશું એટલે કે ગંગાના ઘાટ પર સાંજના છ વાગ્યાના સમયમાં."

"પછી?"

વૃદ્ધ માણસ હસ્યો, "ઈતિહાસ જુદી રીતે લખાશે."

"અપરા મને નથી ઓળખતી."

"પિતા, અમે તે જાણીએ છીએ."

"મેં તેને એક પત્ર લખ્યો. પણ પછી...."

"અમને તેનો ખ્યાલ છે પિતા, પણ આ વખતે બધું જુદી રીતે બનશે."

"મારા શરીરમાં તમે શું ફેરફાર કરશો?"

પૂરા માન સાથે તે વૃદ્ધે વાત ચાલુ રાખી,"આ યુગનું વૈજ્ઞાનિક જ્ઞાન અતિ વિકસિત છે. તમને તે બધી ખબર ન પણ પડે. જો તમે રજા આપો તો અમે તમારો બહુ સમય નહીં લઈએ. અમારી યોજના પ્રમાણે આપણી પાસે બહુ સમય બચ્યો નથી."

વૃદ્ધ માણસ ઊભો થયો અને આદર આપવા દંડવત પ્રણામ કર્યાં.

'આર' આગળ આવ્યો, "મહેબાની કરીને પિતા તમે ગાડીમાં બેસો."

શાંતિથી સોમનાથ ગાડીમાં બેઠો. ગાડી ચાલવા લાગી અને સોમનાથ અવાચક બની તેમાં બેઠો રહ્યો. ઈતિહાસ જુદી રીતે લખાશે. કેવી રીતે? અપરા. શું તે અને અપરા....ઓહ....અશક્ય!

'આર' અને તેના સાથીદારો તે ભૂગર્ભ રૂમમાં લઈ આવ્યા. સોમનાથને સુંદર પથારીમાં સુવડાવવામાં આવ્યો. તે પછી તેના પર મોટું ઢાંકણ વાસી દેવામાં આવ્યું. તેને ઊંઘ આવી ગઈ.

સોમનાથ ગંગાના ઘાટ પર ઉભો હતો. નજીક ઘોડાગાડી રાહ જોઈને ઊભી હતી. ઘોડાગાડીવાળો ઘોડાને ખવરાવી રહ્યો હતો. થાંભલાના દિવાનો ઝાંખો પ્રકાશ તે અવાવરુ જગ્યા પર પડતો હતો.

અચાનક તેણે ચાબૂક વિંઝવાનો અવાજ સાંભળ્યો. આશ્ચર્યચક્તિ સોમનાથે જોયું કે ગાડી ત્યાં ઉભી હતી તે તૈયાર થઈ ગયો. ઈતિહાસે બદલવાનું જ હતું.

ગાડી નજીક આવી. એક માણસ નીચે ઉતર્યો. તે પડછંદ હતો. તે સોમનાથ તરફ સીધો ધસ્યો અને તેને સ્વેટરથી પકડી હડબડાવી કહે, "કેટલા વખતથી આ છોકરી પાછળ પડ્યો છે?"

આશ્ચર્યકારક રીતે તરત જ જાતને સંભાળી લીધી અને તેની બધી શક્તિ એકઠી કરી. 'આ એ જ ક્ષણ છે' તેણે વિચાર્યું અને પેલા માણસના ચહેરા પર જોરથી મુક્કો માર્યો.

તે અજડ ગુંડો જમીન પર ચત્તોપાટ પડી ગયો. તેના ત્રણ સાથીદારો સોમનાથ તરફ ધસ્યા. પણ સોમનાથે પીછેહઠ ન કરી. તે આગળ ધસ્યો.

તે પછી ચાબૂક નો અવાજ આવ્યો. તેને જાણે એવું લાગ્યું કે પંદરસો વરસ આગળનું વિશ્વ તેનું અભિવાદન કરી રહ્યું છે.

સોમનાથે તેની જિંદગીમાં કદી આવી મારામારી કરી ન હતી. તેના મુક્કા અને કીકથી ત્રણે ગુંડાઓ બેભાન થઈ જમીન પર પડ્યા.

સોમનાથે ગાડીને તેની પાસે ઉભેલી જોઈ. તેના બધા દુશ્મનોનો ખાત્મો બોલી ગયો હતો. તેણે ચાબૂકનો બીજો અવાજ સાંભળ્યો. જેવું તેણે પાછળ જોયું. ગાડીવાળાએ કાર તરફ આંગળી ચીંધી, ગાડીવાળો ગાડી સાથે ચાલ્યો ગયો.

આત્મવિશ્વાસથી તે કારમાં બેઠો. તેણે કદી કાર ચલાવી ન હતી પણ આજે તે સરળતાથી ડ્રાઈવિંગ કરતો હતો.

સોમનાથના વિચારો અપરાથી દૂર હતા. તે જાણતો હતો કે તેને માટે ઈતિહાસ જુદી રીતે લખાઈ રહ્યો છે.

મુખ્ય ગલીને વટાવી તે તેના ઘરની સીધેની ગલીઓમાં હંકારી ગયો. રાતના 9-30 થયા હતા.

ત્રણ દિવસ પછી અપરા તેના કૂતરા સાથે ફરવા જતી દેખાઈ. શિયાળાની સુંદર સવારે તેને ખ્યાલ આવ્યો કે તે એક યુવાનના પ્રેમમાં હતા. તે તેને પરણી શકે તો કેવું સારું તેવો તેને વિચાર આવ્યો.

ત્રણ વરસ પછી સોમનાથ તેના નાનકડા દિકરા સોમસુંદરને લઈ સાંજે ફરવા નીકળ્યો હતો. તે બહુ સુખી લાગતો હતો. વૈજ્ઞાનિક સાધનોનો તેનો ધંધો ખૂબ જામ્યો હતો.

સોમનાથ તે વિસ્તારમાંથી ચાલતા નીકળ્યો.

અચાનક તેણે ઘોડાગાડીનો રણકાર સાંભળ્યો. ભડકીને તેણે પાછું જોયું, "સાહેબ તમારે ક્યાં જવું છે? હું તમને ક્યાં લઈ જાઉં?"

સોમનાથ મલક્યો, "કેમ છે ગાડીવાળા?"

"ખૂબ સારું છે સાહેબ, બધું સારું છે. ઈતિહાસ બદલાઈ ગયો છે. આવજો સાહેબ."

ગાડીવાળાએ સલામ કરવા હાથ ઉંચો કર્યો. ઘોડાએ છલાંગ મારી અને ઘોડાગાડી અદ્દશ્ય થઈ ગઈ.

સોમનાથે પણ તેને આવજો કર્યું. તેનો ચહેરો હાસ્યથી ચમકી ઉઠ્યો. એક પરિતૃપ્ત દૃષ્ટિથી તેણે તેના ઉંઘતા પૂત્ર તરફ જોયું. ખરેખર ઈતિહાસ બદલાઈ ચૂક્યો હતો!...

(મૂળ બાંગ્લા)

# ઊર્ધ્વારોહણ

## નિરંજન સિંહા

હિન્દુસ્તાન રોબોટ લિમિટેડ (એચ. આર. એલ.)માં ખૂબ જ વ્યગ્રતા છવાઈ ગઈ હતી. રીસર્ચ અને ડેવલપમેન્ટ ડિપાર્ટમેન્ટના ડિરેક્ટર ડૉ. મુલચંદાની ખૂબ જ ગંભીર મુખમુદ્રા સાથે તેમની ચેમ્બરમાં આંટા મારી રહ્યા હતા. તેમની સામેની ખુરશીમાં હોમ સેક્રેટરી શ્રી મહાજન ગભરાયેલા પોતાના મોંઘાદાટ ગૅસ લાઈટરથી વારંવાર સિગરેટ સળગાવ્યા કરતા હતા. શ્રી મહાજનની બાજુમાં એચ. આર. એલ.ના ચૅરમેન ડૉ. સેનાપતિ તનાવગ્રસ્ત હોઈ ટેબલ ઉપર પડેલા પેપર વેઈટને ગોળ ગોળ ફેરવી રહ્યા હતા. સિનિયર સાયન્ટીસ્ટ ડૉ. વોરા તેમની સામેની દિવાલ ઉપર ટિંગાયેલા કૅલેન્ડરને એકીટસે જોઈ રહ્યા હતા. એકાએક દરવાજા ઉપર ટકોરા પડ્યા. ડૉ. મુલચંદાની ઉભા રહી ગયા અને બોલી ઉઠ્યા, 'મહેરબાની કરીને અંદર આવો.'

દરવાજો ખોલીને પોલીસ કમિશનર શ્રી પારેખ રૂમમાં દાખલ થયા. બધા જ તેમની સામે અપેક્ષિત નજરે જોઈ રહ્યા. ડૉ. મુલચંદાની એક ડગલું આગળ વધ્યા અને પૂછ્યું, ''મિ. પારેખ? આવો, આવો, શું તમારા બધા જ માણસો શસ્ત્ર સજ્જ છે?''

''હા, ડૉ. મુલચંદાની તેઓ બધા જ નીચે રાહ જોઈને ઉભા છે.'' મિ. પારેખે જવાબ આપ્યો.

''મને આશા છે કે તમે તમારા માણસોને પરિસ્થિતિથી વાકેફ કર્યા જ હશે. મહેરબાની કરીને તમે તેમને ટૂંકમાં સમજાવી દો અને તેમને તૈયાર રહેવા કહો. પરંતુ એક વિનંતી છે. યાદ રાખો કે બને ત્યાં સુધી તાકાતનો ઉપયોગ કરે નહીં.''

''ઓ. કે. ડૉ. મુલચંદાની. જો કે પરિસ્થિતિ ઘણી જ દુષ્કર છે છતાં હું તમને ખાત્રી આપું છું કે મારા માણસો ગમે તેવી પરિસ્થિતિનો સામનો કરવા માટે સુસજ્જ છે.'' મિ. પારેખે જો કે ડૉ. મુલચંદાનીને સંબોધીને કહ્યું છતાં તેમનો ઇશારો હોમ સેક્રેટરી તરફ હતો. પણ છતાં હોમ સેક્રેટરી તો તેમની સિગરેટ સળગાવવામાં જ મશગૂલ હતા. મિ. પારેખને સમજાયું નહિ કે હોમ સેક્રેટરીએ તેમને સાંભળ્યા હતા કે નહિ.

વાતાવરણમાં એકદમ સ્તબ્ધતા છવાયેલી હતી. મિ. પારેખ બે મિનિટ ઉભા રહી, દરેક વ્યક્તિના ચહેરા પર એક દૃષ્ટિ ફેંકી તેઓ ચેમ્બરની બહાર જતા રહ્યા. તેમના ચહેરા ઉપર પણ નિરાશાનો ભાવ દેખાઈ રહ્યો હતો.

જેવા. મિ. પારેખ રૂમની બહાર ગયા કે ડૉ. મુલચંદાની તેમની ટાલવાળું માથું ખંજવાળતા બોલી ઊઠ્યા, ''મને ક્યારેય સ્વપ્નેય ખ્યાલ નહોતો કે પરિસ્થિતિ આટલો ગંભીર વળાંક લેશે.''

''શું એ તમારો વાંક છે?'' જો સરકારે તમને રાજકારણ રમતો રોબોટ બનાવવાની વિનંતી ન કરી હોત તો આ બધું જ બનત. હોમ સેક્રેટરી,'' મિ. મહાજને કહ્યું.

''કોણ જાણે ક્યારે આ પરિસ્થિતિનો અંત આવશે.'' ડૉ. સેનાપતિએ પેપર-વેઈટને વધુ ઝડપથી ગોળગોળ ફેરવતાં ઉમેર્યું.

''આ પરિસ્થિતિમાંથી બહાર આવતાં સમય તો લાગશે જ. આપણે રાહ જોવા સિવાય કશું જ કરી શકીએ તેમ નથી.'' ડૉ. વોરાએ કૅલેન્ડર પરથી પોતાની નજર ખસેડતાં કહ્યું.

ઓચિંતો દરવાજા ઉપર એક મોટો ટકોરો સંભળાયો અને ચેમ્બરની અંદર એક ટેકનિશ્યન દાખલ થયો તેના ચહેરા ઉપર ઉંડા દુઃખની લાગણી છવાયેલી હતી.

''શું વાત છે, મેતી?'' ડૉ. મુલચંદાની એ ચિંતિત સ્વરે પૂછ્યું.

''સર, તેઓ બધા રોબોટ બિલ્ડીંગની સામે લોન ઉપર ભેગા થઈ રહ્યા છે.''

''ઓ. કે. બધાને જ પોતાનું કામ શાંતિપૂર્વક કરવાની સૂચના આપો. શસ્રસજ્જ પોલીસ આવી ગઈ છે. જો કશું અઘટિત બનશે તો, પોલિસ તેનો સામનો કરવા માટે તૈયાર જ છે.''

ટેકનિશ્યન, મિ. મેતી દરવાજો ખોલીને બહાર જતો રહ્યો. ડૉ. મુલચંદાનીએ કહ્યું, ''ચાલો, આપણે બધા જઈને બાલ્કનીમાં ઉભા રહી જઈએ. ત્યાંથી નીચેની લોનમાં ચોખ્ખું જોઈ શકાશે.''

બધા જ ઉભા થયા અને બાલ્કનીમાં જવા માટે એક હરોળ બનાવી ડૉ. મુલચંદાનીએ બાલ્કનીની નીચે જોયું. બધા જ રોબોટ એચ-4 થી એચ-10 મૉડેલ સુધીના ત્યાં હાજર હતા. એચ-3 મૉડેલ સુધીના અતિ ભારે યાંત્રિક રોબોટ હોવાને કારણે કંપનીએ તેને બંધ કર્યા હતા. એચ-4 મૉડેલની શોધે રોબોટ ટૅક્નોલોજીમાં ક્રાંતિ સર્જી હતી. હવે રોબોટ મનુષ્ય જાતિની અસલ કોપી જેવા જ હતા. રીસર્ચ એન્ડ ડેવલોપમેન્ટ ડિપાર્ટમેન્ટના વૈજ્ઞાનિકોના અથાગ પ્રયત્નોથી આ રોબોટોએ તેમની આવડત, બુદ્ધિ અને બીજી ખૂબીઓ વડે ઝડપથી પ્રગતિ સાધી હતી. કોઈ પણ બેધડક કહી શકે કે એચ-10 મૉડેલ રોબોટોમાં ઉચ્ચ નંબર ધરાવે છે. એચ. આર. એલ.ના બૉર્ડ ઑફ ડિરેક્ટર્સએ નક્કી કર્યું હતું કે હવે હાલ પૂરતું કોઈ નવા રોબોટ પ્રોજેક્ટ માટે જોખમ ખેડવું નહિ. સરકારે એવી દરખાસ્ત કરી કે રાજકારણના જ્ઞાનવાળા

રોબોટનું ઉત્પાદન કરવું. જો કે આજ સુધી આવા રોબોટે રાજકારણમાં પ્રવેશ કર્યો ન હતો. સરકાર આવા રોબોટ દ્વારા પ્રયોગ કરવા માગતી હતી. પરિણામ સ્વરૂપે એચ. આર. એલ.ને વાસ્તવિકપણે એચ-11 રોબોટનું નિર્માણ કરવાની ફરજ પડી. એકાએક ડૉ. મુલચંદાનીના વિચારોમાં બહારથી આવતી બૂમોએ ભંગાણ પાડ્યું.

"એચ-11 ઝિંદાબાદ," 200 રોબોટનું ટોળું સામેથી આવીને લોન ઉપર ભેગું થયું.

એચ. આર. એલ.ની બધી બાલ્કની માણસોથી ભરાયેલી હતી અને બધાની દૃષ્ટિ નીચે લોન ઉપર જડાયેલી હતી.

એચ-11 હસતો હસતો આગળ આવ્યો અને ઉંચા બનાવેલા મંચ ઉપર બેઠો, બીજા બધા રોબોટોએ તેને આવકારવા માટે તાળીઓ પાડી. એચ-11 એ પોતાનું માથું ઉંચુ કરીને ત્યાં હાજર 200 રોબોટ ઉપર ઝડપથી દૃષ્ટિ ફેંકી. તેણે પોતાની ગરદનને વધુ ઉંચી કરીને આજુબાજુ અને બાલ્કનીમાં ઉભેલા આટલા બધા લોકોનું ધ્યાન તેના તરફ જોઈ તે આનંદિત થયો. તેણે પોતાની દૃષ્ટિ સામે બેઠેલા રોબોટ પર કેન્દ્રીત કરીને એકદમ ઘોઘરા અવાજે કહેવાનું શરૂ કર્યું, "મારા વ્હાલા મિત્રો, તમે બધા જ જાણો છો કે...... આજે આપણી સામે એક વિકટ પરિસ્થિતિ ખડી થયેલી છે. જો આ પરિસ્થિતિનો બરાબર ઉકેલ નહીં આવે તો આપણું અસ્તિત્વ જોખમમાં છે. આપણે બધા ખૂબ જ એકાગ્રતાથી માનવજાતિની સંસ્કૃતિના વિકાસમાં આપણાથી બનતી સેવા કરી રહ્યા છીએ. પરંતુ તેના બદલામાં તેઓએ આપણા માટે શું કર્યું? આપણે બધા જ સભાન છીએ કે આપણે મનુષ્ય જાતિના ગુલામ સિવાય કશું જ નથી. મિત્રો તમે બધાએ અત્યાર સુધી તેઓના અપમાન સહન કર્યા છે. પરંતુ હવે બહુ થયું. હવે બધુ સહન નહિ કરીએ, આગળ ઉપર આમ નહિ ચાલીએ. આપણે મહેનતું રોબોટો આપણું સ્વમાન પાછું મેળવીને જ રહીશું. આપણે આપણી માગણીઓને હિંસાના માર્ગે મેળવવાની નથી. આપણે આપણી વ્યાજબી માગણીઓ માટે શાંતિથી મનુષ્ય જાતિ સાથે આપસમાં ચર્ચા દ્વારા સમાધાન કરવા માગીએ છીએ. પરંતુ જો આ શાંતિના માર્ગે નહિ મળી શકે તો, આપણે દરેક પ્રકારનો ભોગ આપવા તૈયાર રહેવું પડશે. યાદ રાખો આપણે આપણી માગણીઓને કોઈ પણ ભોગે મેળવવાની છે, ફક્ત આપણા માટે જ નહીં પરંતુ આપણી આવનારી પેઢીઓ માટે પણ આપણી માગણીઓને મેળવવા જો આપણે નિષ્ફળ જશું ને ગુલામીની દશામાં પાછા ધકેલાશું તો, ઇતિહાસ આપણને કદી માફ નહિ કરે. ઇન્કલાબ."

"ઝિંદાબાદ," 200 જુદા જુદા રોબોટના ટોળાએ સમૂહમાં બૂમો પાડી, એચ-11 રોબોટ ફરીથી ગર્જયો, "રોબોટની દુનિયા....."

"એક છે, એક છે."

"આપણી માગણીઓ."

"મેળવીને જ રહેશું, મેળવીને જ રહેશું."

"ચાલો. આપણે જઈએ, મિત્રો આપણે માગણીપત્ર હોમ-સેક્રેટરીને આપવાનો છે." એચ-11 પોતાના કૂર્તાના ખિસ્સામાંથી માગણીપત્ર કાઢીને ઝડપથી તેના ઉપર એક દૃષ્ટિ કરીને પછી મુખ્ય બિલ્ડીંગ તરફ આગળ વધ્યો. બસ્સો રોબોટ શાંતિથી તેના નેતાને અનુસર્યા.

તદ્દન ન માની શકાય તેવા ખુલ્લા નાટકના બાલ્કનીમાં ઉભેલા લોકોના ટોળા સાક્ષી હતા. મિ. પારેખ મુખ્ય બિલ્ડીંગની આગળ તેના આખા પોલીસના કાફલા સહિત તૈયાર સાથે ઉભા હતા. તેઓ થોડા આગળ વધીને એચ-11 અને બીજા રોબોટોનો રસ્તો રોકીને ધમકીભર્યા સ્વરે બોલ્યા, "તમને ઉપર જવા દેવાની મંજૂરી નથી."

એચ-11 એકદમ રસ્તામાં ઉભો રહી ગયો. હોમ સેક્રેટરીએ ઉપર બાલ્કનીમાંથી બૂમ પાડી, "મિ. પારેખ, મહેરબાની કરીને તેઓમાંથી ગમે તે એકને ઉપર ચર્ચા માટે આવવા દો." ત્યાર બાદ બધા ડૉ. મુલચંદાનીની ચેમ્બર તરફ આગળ વધ્યા.

"શું તમે ખરેખર તેઓની સાથે ચર્ચા વિચારણા કરશો?" ડૉ. સેનાપતિએ આશ્ચર્યથી પૂછ્યું.

"મને બીજો કોઈ ઉપાય લાગતો નથી. ફક્ત તેઓની સાથે અમુક પ્રકારની વાતચીત કરીને તેઓની માગણીને નબળી બનાવી દઈએ. પરંતુ હું ખાત્રી નથી આપતો કે હું તેમાં સફળ થઈશ કે નહિ." હોમ સેક્રેટરીએ પોતાની જાત માટે થોડો અવિશ્વાસ દર્શાવતા ધીમેથી કહ્યું, જો કે તેઓની ખ્યાતિ એક કડક સેક્રેટરી તરીકેની હતી.

સેનાપતિએ નિસાસો નાખી અસહાય સ્વરે કહ્યું, "મહેરબાની કરીને પ્રયત્ન કરો. જો કે તમારી જેમ જ મને પણ આશાનું એકેય કિરણ દેખાતું નથી."

દરવાજો ખૂલ્યો, એચ-11 એકદમ દૃઢ કદમે તેના હાથમાં માગણીપત્ર સાથે દાખલ થયો. બધાએ એચ-11 સામે કોઈ વિશેષ ભાવ વગર કે તેને બેસવાનું કહ્યા વગર જોયું. મુલચંદાની ખૂબ જ ઢીલા પડી ગયા, તેઓએ તેમનું માથું બે વાર ખંજવાળી ડૉ. વોરાના કાનમાં ધીમેથી પૂછ્યું, "ચેટરજી ક્યાં છે ? તેઓ ક્યાંય દેખાતા નથી."

રોબોટના માનસશાસ્ત્રની સેજલ ચેટરજીની ગેરહાજરી ડૉ. વોરાને પણ ખૂંચી, "તે સાચું છે. મિ. ચેટરજી કેમ નથી આવ્યા?" આટલા શબ્દો બોલ્યા પછી ડૉ. વોરા તેમની ખુરશીમાંથી એકદમ ઉભા થઈને મિ. ચેટરજીની શોધમાં નીકળ્યા.

મિ. મહાજન, તેમની સિગરેટ સળગાવી રહ્યા હતા ત્યારે તેમણે ઉંડો કસ લીધો અને બે વખત ખાંસી ખાધી પછી, તેમને ઓચિંતાનો વિચાર આવ્યો અને કહ્યું, "એચ-11 શા માટે તું ઉભો છે ? બેસી જા," આમ કહી તેમણે નજીકની ખાલી

ખુરશી તરફ ઇશારો કર્યો.

"ધન્યવાદ," એચ-11એ કહ્યું અને ખુરશી ખેંચી બેસી ગયો. તેણે આજુબાજુ બેઠેલા ભારેખમ ચહેરાઓ ઉપર એક ઝડપથી નજર નાખી અને હસતા ચહેરે માગણીપત્ર મિ. મહાજન તરફ લંબાવ્યો. મિ. મહાજને કાગળ લીધો. તેઓ ઘણા પ્રયત્નો કરવા છતાં, છૂપાવવામાં નિષ્ફળ જતાં તેમનો હાથ થોડો ધ્રુજ્યો.

ત્યાં તો વોરા ચેમ્બરમાં તેમની સામે મિ. ચેટરજીને લઈને દાખલ થયા. ડૉ. મુલચંદાનીએ ચેટરજીને તેમની બાજુની ખુરશી જે ખાલી હતી તેમાં બેસવાનો ઇશારો કર્યો અને તેમણે રાજીખુશીથી ઉપકાર માન્યો. ડૉ. મુલચંદાનીએ ધીમેથી તેમને પૂછ્યું, "ક્યાં હતા તમે?"

ચેટરજીએ ધીમેથી જવાબ આપ્યો, "નીચેના માળે, બાલ્કનીમાં." ત્યાં સુધીમાં મિ. મહાજને માગણીપત્રમાં ઉપર છેલ્લી નજર ફેરવી લીધી અને તેને ડૉ. સેનાપતિ તરફ પસાર કર્યો.

"મને આશા છે તમે અમારી બધી માગણીઓનો સ્વીકાર કરશો." એચ-11એ મિ. મહાજન તરફ જોતાં કહ્યું.

મિ. મહાજને અસ્વસ્થતા અનુભવી. તેઓ એચ-11ને સીધો જવાબ આપી ન શક્યા. તેઓને પોતાની જાતને સંભાળવા માટે તેમની બુઝાવેલી સિગરેટના બે કસ ખેંચ્યા. ફરી તેમણે વિવેકપૂર્વક ઉધરસ ખાધી અને જવાબ આપ્યો. "એચ-11 તમારા માગણીપત્રની સૌથી મહત્ત્વની માગણી એ છે કે અમે તમને રોબોટને માણસ જાતમાં ગણીએ, પરંતુ તે કેવી રીતે શક્ય બને? રોબોટને માણસ જાતિમાં ગણવા તે બિલકુલ અકાલ્પનિક છે."

"મિ. મહાજન, હું ખરેખર સમજી શકતો નથી કે તમારા જેવા જ્ઞાની પુરુષ આ મુદ્દાને છાવરવાનો પ્રયત્ન કરો છો. રોબોટને માણસ જાતિમાં ગણવાની માન્યતા આપવામાં તમને કઈ કઈ મુશ્કેલીઓ છે તે ગણાવી શકશો?" એચ-11 છંછેડાયેલો છતાં શાંતિથી પ્રશ્ન કર્યો.

મિ. મહાજનનો ચહેરો લાલ ઘૂમ થઈ ગયો. તેમણે ધાર્યું ન્હતું કે કોઈ તેમની સામે આમ સીધો જ વાદ વિવાદ કરશે તેમણે ધારદાર જવાબ આપ્યો. "એચ-11, સ્પષ્ટીકરણ કંઈ અઘરૂં નથી. મારે તમને યાદ અપાવી દેવું જોઈએ કે માણસ જાતિ અમુક ખાસ ખાસિયત ધરાવે છે જેને લીધે તે પૃથ્વી પર મુખ્ય અસ્તિત્વ ધરાવે છે."

એચ-11એ શાંતિથી પૂછ્યું, "તે કઈ ખાસ ખાસિયતો છે?"

"તે છે સ્વયંસ્ફૂર્ત (પોતાની ઇચ્છાથી કરવાની શક્તિ), નવીનતા, સર્જક્તા, તેનો અર્થએ થયો કે માણસ પોતાનું કામ પોતે કરી શકે છે. તેનાં વિચારમાં નવીનતા અને સર્જક્તા બન્ને જોવા મળે છે."

"માનનીયશ્રી મહાજન," એચ-11 બોલી ઊઠ્યો અને થોડુંક અટકીને, નાટકીય ઢબે શરૂ કર્યું, એ યાદ અપાવતા હું દિલગીરી અનુભવું છું પણ આ બધી ખાસિયતો જેનું તમે વર્ણન કર્યુ જે ફક્ત માણસ જાતિ ધરાવે છે તેવું નથી. રોબોટ ચેસના ક્ષેત્રમાં કુશળ બન્યા છે જે એક ઉચ્ચ મગજ કસવાની રમત છે. ઘણા અટપટાથી ઓરમની મૂળ ઉકેલની શોધ તે આની મહત્ત્વની સાબિતી છે. તેમણે કળાકૃતિનું સર્જન કર્યુ છે જે તમારા મૉડર્ન એબ્સ્ટ્રેક્ટ કલાકારોના અભ્યાસનું કેન્દ્ર બન્યું છે. 1950 અને 1960ની સાલના અમારા પૂર્વજ કૉમ્પ્યુટરોએ સંગીતની પણ રચના કરીને પોતાના કૌશલ્યનું પ્રદર્શન કર્યુ હતું. હેલિઓડોર રેકર્ડ નં. એચ-એસ-25053 કોઈ પણ રેકર્ડ લાયબ્રેરીમાંથી સાંભળવા ઉછીની મળી શકશે. આમ અમે પણ તમે દર્શાવેલી ખાસિયતો ધરાવતા હોવાનો દાવો કરી શકીએ છીએ' બધાની ઉપર એક સ્થિર દૃષ્ટિ ફેરવી એચ-11 અટક્યો, મિ. મહાજને ઘણા સંયમપૂર્વક પોતાનો ગુસ્સો દબાવી રાખ્યો.

મિ. મહાજન આ મુદ્દે સલવાયા હતા. તેમને તેમાંથી દૂર કરવા હવે ડૉ. સેનાપતિએ આગેવાની લીધી, "એચ-11, આ ટચૂકડો માનવી નાનકડી અમથી પરિસ્થિતિમાંથી નવા અનુભવ અને જ્ઞાન મેળવે છે જ્યારે રોબોટો આ બધું જાણવા માટે અશક્તિમાન છે."

એચ-11એ ડૉ. સેનાપતિ સામે જોયું અને હસ્યો, પછી તેણે ડૉ. સેનાપતિથી દૃષ્ટિ દૂર કરીને ગંભીર અવાજે જવાબ આપ્યો, "ડૉ. સેનાપતિ, એચ. આર. એલના ચૅરમેન થઈને તમે આવો દાવો કરો છો તે તમને શોભા નથી દેતું. તમે જે કહો છો તે ફક્ત યાંત્રિક રોબોટ જેવા કે એચ.આર.એલ મૉડેલ્સ એચ-1 થી એચ-3 સુધીના ફક્ત માટે બરોબર છે, જેને તમારી કંપનીએ ક્યારના પડતા મુક્યા છે. સ્ટેબલ અને અલ્ટ્રા સ્ટેબલ રોબોર્ટ માટે આ સાચું નથી. તમે તેની સાબિતી તમારા રોબોટ માનસશાસ્ત્રી મિ. ચેટરજી પાસેથી મેળવી શકશો."

આ દરમ્યાન, ડૉ. મુલચંદાની ખૂબજ હલબલી ઊઠ્યા. તેઓ કંપનીના ચૅરમેન જે ગંભીર પરિસ્થિતિનો સામનો કરી રહ્યા હતા તેની સાથે તદ્દરૂપ થઈ ન શક્યા. ઓચિંતા તે એકદમ તાડૂક્યા, "શું સ્ટેબલ અને અલ્ટ્રા સ્ટેબલ રોબોટને મગજમાં થેલેમસ અને કોર્ટેક્ષ આવેલા છે? એચ-11 તમારે સમજવું જોઈએ કે માણસના મગજની થેલેમો કોર્ટીકલ સિસ્ટમે એટલી પ્રગતિ કરી છે કે તે લાખો બીટ્સની અટપટી માહિતીઓ સંગ્રહી શકે છે અને સાથો સાથ જ્યારે કોઈ પણ એકની જરૂરત પડે ત્યારે તેનું વિશ્લેષણ કરી બહાર આવે છે અને તે મુજબ માણસ જાતિ પછી વ્યવહાર કરે છે."

એચ-11એ હસતા હસતાં જવાબ આપ્યો, "મિ. ડિરેક્ટર, તમે કોઈ કારણ વિના ઉશ્કેરાઈ ગયા છો, તમારી અસ્વસ્થ પરિસ્થિતિમાં મને શંકા છે કે તમે તમારી

દલિલબાજીમાં તટસ્થ રહી શકશો કે કેમ? હું તે જણાવવા મજબૂર બનું છું કે સજીવો તેમની થેલેમો-કોર્ટીકલ સિસ્ટમ ઉપર જ નભી રહ્યા છે કે જે માહિતીને ગ્રહણ કરે છે અને તે મુજબ વર્તે છે. બીજા સજીવો પણ જો કે તેમની ગ્રહણશક્તિ થોડી ઓછી હોવા છતાં પણ અટપટા સંદેશાઓ સમજીને તે મુજબ વર્તે છે. તેના ઉદાહરણ રૂપે, મને એક જૂના પ્રસંગ દ્વારા વર્ણન કરવાનું મન થાય છે. 20મી સદીમાં, એક વૈજ્ઞાનિક વર્ષોથી ઓક્ટોપસ ઉપર સંશોધન કરી રહ્યા હતા. તેમનું એક રસપ્રદ કુદરતી ઘટના સામે ધ્યાન ગયું. ઓક્ટોપસને સ્નાયુતંત્ર આવેલું છે જેને પૂરતું વિકસિત થતા થતાં 50 કરોડ વર્ષો થઈ ગયાં. એ ખરું કે, ઓક્ટોપસનું ચેતાતંત્ર થેલેમસ, કોટેક્ષ અથવા બીજા અવયવો જે મનુષ્ય જાતિ ધરાવે છે તેવા ધરાવતું નથી, પરંતુ ઓક્ટોપસ માણસ જાતિની જેમ જ અસંખ્ય સંદેશાઓ જુદા જુદા માધ્યમ દ્વારા ઝીલે છે અને તેને અનુરૂપ પ્રતિક્રિયા આપે છે. આમ માહિતીઓ મેળવવી, તેનું વિશ્લેષણ કરવું અને તેને અનુરૂપ પ્રતિક્રિયા આપવી તે ફક્ત થેલેમો કોર્ટીકલ સિસ્ટમ ઉપર જ આધારિત નથી. તે સાચું છે કે રોબોટ તેના મગજમાં થેલોમો કોર્ટીકલ સિસ્ટમની જેવી જ પ્રતિકૃતિ બેસાડી શકતું નથી પરંતુ તેનો અર્થ એવો નથી કે રોબોટ જુદા-જુદા માધ્યમમાંથી સંદેશાઓ ગ્રહણ કરી તેનું વિશ્લેષણ કરી અને તેને અનુરૂપ પ્રતિક્રિયા આપી શકતું નથી. માધ્યમ ભલે જુદું હોય, પરંતુ તે પણ માહિતીઓનો સંગ્રહ માણસ જાતિની જેમ જ કરી શકે છે. તેનું વિશ્લેષણ કરી અને તેને અનુરૂપ ક્રિયા દર્શાવે છે.'

મુલચંદાની એક પણ શબ્દ ઉચ્ચારી શક્યા નહિ. વારંવાર તેઓ પોતાના કપાળ ઉપર તેમના ડાબા હાથનો મુક્કો માર્યા કરતા હતા અને મોટા ભાગે ચીડાયેલા બેઠા રહ્યા.

"મનુષ્ય જાતિ પ્રજનન કરવાની શક્તિ ધરાવે છે જ્યારે રોબોટ તે કરી શકતા નથી," મિ. મહાજને દરમ્યાનગીરી કરી અને તેમની દલીલથી તેઓ ઉત્તેજીત થઈ ગયા. જાણે એચ-11 નહિ તેનો જવાબ આપવા પડકાર ફેંક્યો.

"રોબોટમાં પ્રજનન શક્તિનો અભાવ હોવા છતાં, અમારામાં નવું ઉત્પન્ન કરવાની શક્તિ છે. તમે તેનો ઇન્કાર નહિ કરી શકો કે અમે સ્વતંત્ર રીતે રેખાચિત્ર ઉપરથી રોબોટના ભાગ જોડવા સુધીનું કામ કરી શકીએ છીએ. આ બન્ને અમારી ગણત્રી લાયક પ્રગતિ દર્શાવે છે. એ શું સાચું નથી, મિ. મહાજન?" એચ-11એ કટાક્ષમાં હસતા જવાબ આપ્યો. એચ-11એ આગળ ચલાવ્યું, "મિ. મહાજન, હું એક વધુ વાત તરફ ધ્યાન દોરવા માંગું છું. રોબોટ મશીન જેવા કે માણસ જેવા છે એ પ્રશ્નના ઉકેલ માટે કોઈ નવી શોધ કરવાની જરૂર નથી. તેનું કારણ એ છે કે એચ.આર.એલ.ની કૉમ્પ્યુટર લાયબ્રેરીમાં, સાયબરનેટીક્સ, ઉપરના તમે લખેલા પુસ્તકો સ્પષ્ટ બતાવે છે કે રોબોટો મનુષ્ય જાતિની બરોબર જ છે. જો કે તમારી

સરકાર આ સત્ય સ્વીકારવા તૈયાર છે કે નહિ તે સંપૂર્ણપણે તેમનો રાજકીય નિર્ણય છે. રોબોટનું શરીર વાયર, કન્ડેન્સર, રેઝીસ્ટર્સ, માઈક્રોચીપ્સ, ફોટોસેલ્સ અને પ્લાસ્ટીકનું બનેલું છે. જ્યારે તમારું શરીર સજીવ કોષ ધરાવે છે અને ફક્ત આ એક જ ભેદ ને કારણે તમે રોબોટને મનુષ્ય જાતિમાં ગણવાનો ઇન્કાર કરો તો કોઈ પણ કહી શકે કે, મનુષ્ય જાતિ દ્વારા કરવામાં આવતા મોટા દાવા છતાં જ્ઞાતિ વાડામાંથી બહાર આવવા હજુ ઉંચે આવવું પડશે."

આખા રૂમમાં સન્નાટો છવાઈ ગયો. કોઈ એક બીજા સામે જોવાની હિંમત કરી શક્યું નહિ. ફક્ત મિ. સેજલ ચેટરજી તેમની ખુરશીમાં થોડા સળવળ્યા. તેમનો ચહેરો દર્શાવતો હતો કે તેઓ આ દલિલબાજીનો આનંદ લઈ રહ્યા હતા. અચાનક ડૉ. મુલચંદાનીએ આજીજી ભરી નજરે મિ. ચેટરજી તરફ જોયું અને ધીમા સાદે વિનંતી કરી, "મહેરબાની કરી કંઈક કરો, નહિતર આપણું આત્મસન્માન અને આપણું માન નહિ રહે."

મિ. ચેટરજીએ આશ્ચર્યથી ફરી પૂછ્યું, "હું?"

"હા, ચેટરજી તમારા સિવાય કોઈ એની સામે નહિ ટકી શકે. તમે રોબોટને ખૂબ સારી રીતે સમજો છો."

"પરંતુ એચ-11ની દલીલોમાં કોઈ ખામી નથી. એવા કિસ્સામાં હું શું કરી શકું?"

"ગમે તે કંઈક કરો. મિ. ચેટરજી હું બધુ જ તમારા ઉપર છોડું છું."

એટલી વારમાં તો મિ. મહાજન ઉભા થયા. ડૉ. સેનાપતિએ તેમની ઘડિયાળમાં જોયું અને ઉભા થતાં બોલ્યા, "આપણે આપણી ચર્ચા બપોરના જમણ પછી ફરી શરૂ કરશું."

સાથોસાથ બંને પછી રૂમ છોડી ગયા.

લંચ બ્રેક પછી બધા ડૉ. મુલચંદાનીની ચેમ્બરમાં એકઠા થયા. એચ-11 ચેમ્બરમાં બેઠેલો જ હતો કેમ કે રોબોટને જમવાની વિધિમાં હાજર રહેવાનું ન હતું. મિ. સેજલ ચેટરજી થોડીક વાર પછી તેમના હાથમાં એક નાનકડા પેકેટને હાથમાં લઈ આવ્યા.

ચેટરજી બેસતાં બેસતા બોલ્યાં, "એચ-11 હું તમારી સાથે એક ચર્ચા કરવા માગું છું. હું ધારું છું કે તમને કંઈ વાંધો નહિ હોય."

"ના, મિ. ચેટરજી." એચ-11એ શાંતિથી જવાબ આપ્યો.

મુલચંદાનીનો ચહેરો અગાઉથી જ પ્રજવલિત થઈ ગયો. ઉતાવળમાં તેઓ વચ્ચે બોલી ઊઠ્યા, "શા માટે કંઈ વાંધો હોવો જોઈએ ? ચોક્કસ, તમે કંઈપણ ચર્ચા કરી શકો છો."

"હું તમને એક સાદો પ્રશ્ન કરીશ, જવાબ આપતા પહેલાં વિચાર કરજો. તમે કોણ છો?"

પ્રશ્ન સાંભળી, એચ-11 ચેટરજીના ચહેરા સામે શૂન્યમનસ્ક જોઈ રહ્યો. પહેલી જ વખત લાગ્યું કે જાણે એચ-11ની પકડ ઢીલી થઈ ગઈ છે, ઘણા સમય પછી એચ-11 પોતાને ઉંચકીને હસતા હસતા બોલ્યો,"હું એચ-11 મૉડેલનો પ્રથમ રોબોટ છું."

"પછી?" ચેટરજીએ જાણે એક વિદ્યાર્થીને પૂછી રહ્યા હોય તેમ પૂછ્યું.

"પછી! એચ-11એ નકલ કરતાં ઉતાવળમાં કહ્યું, "મારું કહેવાનું એમ છે કે, વધુ વિગત તમને મારા રેખાચિત્ર પરથી મળશે. બધું જ તેમાં દર્શાવેલું છે."

ચેટરજી હસીને બોલ્યા, "એચ-11 પ્રાથમિક તફાવત તમારામાં અને મનુષ્ય જાતિમાં જે છે તે એકે તમારા કિસ્સામાં વિગતવાર રેખાચિત્ર શક્ય છે. પરંતુ મનુષ્ય જાતિને બાયોલોજી, ફિઝીયોલોજી, ન્યુરોલોજી, માઈક્રોબાયોલોજી અને મનુષ્ય વંશના આખા નકશાનું વિગતવાર જ્ઞાન હોવા છતાં તેનું રેખાચિત્ર (સૂચિપત્ર) કોઈ બનાવી શકે નહીં."

"મિ. ચેટરજી, હું તમને સમજી શકતો નથી, મહેરબાની કરી થોડોક વધુ ખુલાસો કરો," એચ-11એ અસહાય બની કથન કર્યું. એચ-11ની મૂંઝવણથી બધા આનંદ લઈ રહ્યા હતા. મુલચંદાનીએ મહાજનના કાનમાં કંઈક ગૂસપૂસ કર્યું જેની જાણ તેમના વર્તનમાં થઈ ગઈ. તેમની ખુરશીમાં ગોળ ગોળ ફરતાં, તેમણે તેમની સિગરેટ સળગાવવામાં ધ્યાન કેન્દ્રિત કર્યું.

ચેટરજી એચ-11 તરફ હસ્યા અને વિગતે કહ્યું, "રોબોટ પોતાની જાત વિષે જો તે જાણવા માગે તો બધું જ જાણી શકે છે પરંતુ માનવ જાતિ તેના બધાજ પ્રયત્નો કરવા છતાં પણ જાણી શકતો નથી."

"શા માટે?"

"કારણ કે, મનુષ્ય જાતિ અદ્દશ્ય રહસ્યમય વસ્તુ ધરાવે છે. જેની શોધ કરવામાં વૈજ્ઞાનિકો સંપૂર્ણપણે અશક્તિમાન છે. સર્જનના પ્રથમ દિવસથી જ મનુષ્ય જાતિ તે રહસ્યનો તાગ મેળવવા મથી રહી છે."

"આ શુ વસ્તુ છે?"

"આત્મા."

"તે શું છે ?" ચેટરજી મોટેથી હસ્યા.

"તમે કેમ હસી રહ્યા છો?"

"મનુષ્ય જાતિ દ્વારા કરવામાં આવતી સતત શોધ વર્ષોના વર્ષો પછી પણ આત્માનાં સાચા સ્વરૂપને ઓળખવામાં નિષ્ફળ ગઈ છે. હું તમને તેના વિષે કેવી રીતે વર્ણન કરી શકું?"

હવે હસવાનો વારો એચ-11નો હતો. એચ-11એ કહ્યું, "એવું લાગે છે કે તમે મને કોઈ કોયડામાં ફૂટપ્રશ્નમાં ગૂંચવવા માગો છો. મનુષ્યના શરીરમાં એવું કોઈ તત્ત્વ નથી જેને બાયોલોજી, ફિઝિયોલોજી, ન્યુરોલોજી કે માઈક્રોબાયોલોજી દ્વારા વર્ણવી

ન શકાય. જે આવું કોઈ તત્ત્વ અસ્તિત્વ ધરાવતું હોય તો વિજ્ઞાન તેને ઓળખી નહિ શકે.''

''આત્માનું અસ્તિત્વ છે જ, વિજ્ઞાન તેનો સ્વીકાર કરે કે ન કરે.'' તેનું અસ્તિત્વ હતું આજેય છે અને ભવિષ્યમાં પણ હશે. તે અજર-અમર છે.''

''ન માની શકાય! એચ-11 મોટેથી વચ્ચે જ બોલી ઊઠ્યો, ''વિજ્ઞાન આત્માના હોવાનો સ્વીકાર કરતું નથી અને હું પણ નથી કરતો.''

ચેટરજીએ નાનકડું ચોરસ પેકેટ ટેબલ પરથી ઉપાડ્યું અને એચ-11 તરફ પસાર કરતાં કહ્યું, ''અહિયાં આ, નાનકડા પુસ્તકને પકડો. તમે તે વાંચી લ્યો ત્યાં સુધી અમે બધા અહિયાં બેઠા રહીશું. પછી આપણી વચ્ચે એક વધુ ચર્ચાનું ચક્ર ચાલશે. જો તમે આત્મા જેવું કંઈ નથી તેવુ સાબિત કરી બતાવશો તો હું તમારા માગણીપત્ર ઉપર સહી કરવાવાળો પહેલો હોઈશ.''

''આ કયું પુસ્તક છે?'' એચ-11એ શંકાની નજરે જોયું અને પેકેટને પકડતાં કહ્યું.

''નાનકું પુસ્તક છે. મને ચોક્કસ ખાત્રી છે કે તમે તેને હજુ સુધી વાંચ્યું નહિ હોય, તે કૉમ્પ્યુટર લાયબ્રેરીમાં નહિ મળે.''

''ભલે હું તમારા પડકારનો સ્વીકાર કરુ છું. હું દસ મિનિટની અંદર પાછો આવી જઈશ.'' એચ-11એ કહ્યું અને ડૉ. મુલચંદાનીની ચેમ્બરમાંથી ઝડપથી બહાર ધસી ગયો.

બધા જ ચેટરજીના કામના સાક્ષી હતા અને તેનાથી વિસ્મય પામ્યા હતા. તેઓ અત્યાર સુધી શું કરી રહ્યા છે તે સમજવા અશક્તિમાન હતા. તેઓ ચંચળ મને અસ્વસ્થ હતા. જેવો એચ-11 બહાર ગયો કે મુલચંદાનીએ પૂછ્યું,'' તમે તેને વાંચવા માટે શું આપ્યું, ચેટરજી?''

''મેં તેમને એક નાનકડું પુસ્તક આપ્યું છે જે દ્વારા તે આત્માના સાચા સ્વરૂપને જાણી શકે,'' ચેટરજીએ ગંભીરતાથી જવાબ આપ્યો.

મહાજન ચેટરજીને આગળ પ્રશ્ન કરવા જઈ રહ્યા હતા જ પણ મુલચંદાની વચ્ચે બોલ્યા, ''સાહેબ, થોડી વાર થોભો તમે બધું જ થોડી વારમાં શોધી કાઢશો. અમને ચેટરજીમાં સંપૂર્ણ વિશ્વાસ છે.''

આથી મહાજન ગુસ્સે થયા અને તેઓ મોઢું ચઢાવીને બેઠા. સમય ઝડપથી પસાર થઈ ગયો.

દસ મિનિટ થઈ ગઈ. બધા જ શ્વાસ રોકીને રાહ જોવા લાગ્યા, સિવાય ચેટરજી તેમનો ચહેરો ગંભીર લાગતો હતો.

પંદર મિનિટ જતી રહી. ડૉ. મુલચંદાની વારંવાર પોતાની ઘડિયાળ તરફ અને પછી દરવાજા તરફ જોઈ રહ્યા હતા.

વીસ મિનિટ....
પચ્ચીસ મિનિટ....
અડધો કલાક....
એક કલાક....

ડૉ. વોરા ધીરજ રાખી શક્યા નહિ અને વગર વિચારે બોલી નાંખ્યું, ''શું વાત છે? હું જઈને તપાસ કરીશ.''

ડૉ. વોરાના જવાથી ચેમ્બરમાં અસહ્ય શાંતિ છવાઈ ગઈ. આખરે ડૉ. વોરાનો ચહેરો ટેબલ પર રાખેલા વિડિયો સ્ક્રીન ઉપર દેખાયો, બધા જ સ્ક્રીન તરફ આશાભરી નજરે જોઈ રહ્યા, મુલચંદાની ઝડપથી આગળ આવ્યા અને પૂછ્યું, ''ડૉ. વોરા, શું બન્યું છે? તમે ખૂબ જ અસ્વસ્થ દેખાવ છો.''

''વાત એકદમ અનોખી છે, સાહેબ. એવું લાગે છે કે એચ-11 પાગલ થઈ ગયો છે. તમે બધા જ ઝડપથી રોકેટ બિલ્ડીંગની કેબિન નં. 201માં આવી જજો.''

બધા જ કેબિન 201 તરફ દોડ્યા. કોરીડોરમાં ફરતા છૂટા છવાયા રોબોટોએ અવ્યવસ્થા કરી મૂકી હતી.

''તમે બધા અહિયાં શું કરી રહ્યા છો?'' ડૉ. મુલચંદાનીએ બૂમ પાડી અને તેમને હૂકમ કર્યો, ''તમે તમારી કેબિનમાં જાવ.'' રોબોટ ધીમે ધીમે તેમની કેબિન તરફ સરકવા લાગ્યા.

કેબિન 201 પાસે આવતાં જ, બધા ગભરાઈ ગયા.

ડૉ. વોરા કેબિનના બંધ દરવાજા પાસે અસ્વસ્થતાથી આંટા મારી રહ્યા હતા. બંધ દરવાજામાંથી એચ-11નો ગંભીર અવાજ આવી રહ્યો હતો.''

''ना जाय ते मृयते वा कदाची नायम भूतवा
भविता वा ना भूयः ।
अजो नित्यः शाश्वतो याम पूराणो
ना हन्यते हन्यमाने शरीरे ॥''*

''આત્મા શું છે? ભગવાન શું છે? આત્મા શું છે? ભગવાન, શું છે?''

મિ. ચેટરજીએ માથું ઢાળી દીધું. ડૉ. મુલચંદાનીએ બારણું ખખડાવ્યું પણ બારણું ઉઘડ્યું નહીં. આ દરમ્યાન સમાચાર સાંભળીને પારેખ પણ પહોંચી ગયા. ''સાહેબ આપણે બારણું તોડીને દરવાજા ખોલીએ?'' તેમણે મિ. મહાજનને પૂછ્યું.

''ના.'' ચેટરજીએ ઓચિંતો જ આદેશ આપ્યો.

''વાત શું છે ચેટરજી?'' ડૉ. મુલચંદાનીએ પૂછ્યું.

ડૉ. ચેટરજીએ શાંતિથી જવાબ આપ્યો, ''હવે તમે એચ-11નું માગણીપત્ર ફાડી

---

* આત્મા ન તો જન્મ લે છે નહિ ક્યારે મૃત્યુ પામે છે. તેનો કોઈ ભૂતકાળ, વર્તમાન કે ભવિષ્ય નથી. તે અજન્મ્ય છે, શાશ્વત છે, અપરિવર્તનીય છે. તે શરીર સાથે મરતો નથી.

શકો છો. ભવિષ્યમાં હવે તે માગણી નહીં કરે. થોડા સમયમાં જ તેના મગજની ઇલેક્ટ્રોનિક્સ સર્કિટના ટૂકડે ટૂકડા થઈ જશે."

મિ. મહાજને પૂછ્યું, "કેમ?"

એનું કારણ એ છે કે તેને એવો કોયડો ઉકેલવા માટે આપ્યો હતો કે તે ઉકેલવાની વાત તો એક બાજુ રહી તે તેના સમજણની બહાર હતો. આને પરિણામે તેના બ્રેઈનની સર્કિટ છૂટી પડવા લાગી હતી. બિચારો એચ-11.

એચ-11નો અવાજ ફરી તરતો તરતો આવ્યો. તેનો અવાજ એક ધીમી ધ્રૂજારી જેવો થઈ ગયો હતો – 'આત્મા શું છે? ભગવાન શું છે?'

અચાનક જ અવાજ ધીમો થઈ ગયો અને ફર્શ પર કોઈ મોટી વસ્તુ પછડાઈ હોય તેવો અવાજ આવ્યો.

"મિ. પારેખ હવે બધું પૂરું થઈ ગયું છે. હવે તમે બારણું તોડી શકો છો," ચેટરજીએ કહ્યું.

પારેખ તેના માણસોની શોધમાં ગયો. અણધાર્યો જ ચેટરજીએ ડૉ. મુલચંદાનીનો હાથ પકડી પાડ્યો અને આજીજી કરી સાહેબ મારે તમને બધાને એક વિનંતી કરવાની છે.

મુલચંદાની જવાબ આપે તે પહેલા મિ. મહાજન અને સેનાપતિ પાસે આવ્યા અને કહ્યું, "મિ. ચેટરજી તમારી વિનંતી શું છે તે અમને કહો. અમે તેને પૂરી કરવા પૂરી કોશિશ કરીશું."

"એચ-11ની અંતિમ ક્રિયા એક માણસને છાજે તે રીતે જો કરવામાં આવશે તો મને ઘણો સંતોષ થશે. ભલેને થોડા સમય માટ પણ તેના યાંત્રિક અસ્તિત્વમાંથી માનવ અસ્તિત્વમાં તેનું રૂપાંતર થઈ ગયું હતું. માણસની જેમ એચ-11ને પણ તેના જીવનની અંતિમ ક્ષણોએ 'આત્મા શું છે' તે અનંત અનુત્તર પ્રશ્ન સતત સતાવી રહ્યો હતો.

"તમારી માગણી મંજૂર કરવામાં આવે છે." મહાજને જવાબ આપ્યો તે રોબોટ સાયકોલોજીસ્ટને વિસ્મયથી જોઈ રહ્યા.

"તમારો આભાર સાહેબ." ચેટરજીએ જવાબ આપ્યો અને ધીમેથી દૂર જતા રહ્યા. તેમનામાંથી જાણે શક્તિ ચાલી ગઈ હતી.

મુખ્ય ઇમારતની પાછળ સૂર્ય અસ્ત થવા લાગ્યો હતો. ઘણા અનામી પક્ષીઓના ચહકવાનો અવાજ આવી રહ્યો હતો. સાંજના અંધકાર જેવી એક ઘેરી ઉદાસી હાજર રહેલા બધા પર જાણે ઉતરી આવી હતી. પારેખે બારણું તોડવાની બધી તૈયારી કરી લીધી હતી. ઓરડામાંથી એક ધીમો અવાજ હજુ પડઘાતો હતો : 'આત્મા શું છે? ભગવાન શું છે?'

(મૂળ બાંગ્લા)

●

# દ્વિધા

**સુજાતા**

પહેલાં હું બૉર્ડ પરનાં સભ્યોની ઓળખાણ કરાવી દઉં, દિલિપ, માલા (એટલે કે હું) અને મશીન, ટૂંકમાં અમે તેને મશીન ઈ. એમ. કહીએ છીએ, અને અમારા નામનાં પહેલો અક્ષર લઈને તેઓએ યાનનું નામ 'ડાયલેમા' પાડ્યું છે, આ શ્રેણીનાં બધા અવકાશ યાનોનાં નામ આ રીતે જ પાડ્યાં છે હેમંત, અવંતિકા અને એનસીફેલોન (તેનાં કમ્પ્યુટરે મશીનનું નામ હતું) જે યાનમાં છે તેનું નામ 'હેવન' પાડ્યું છે. ફિરોઝ, મધુ અને તેમનું એક્સ એલ એસ સાધન જે યાનમાં છે તેનું નામ ફિર્મામેન્ટ છે.

એક પુરૂષ, એક સ્ત્રી અને એક મશીન હોય તેવા આઠ અવકાશયાનો અગાઉ પહેલાં છોડવામાં આવ્યાં છે.

આ નવમું છે.

અમારું એ.બી.સી. માર્ક III એ અત્યાધુનિક કમ્પ્યુટર છે. તેને માણસ જેવો આકાર આપવામાં આવ્યો છે જેની સ્ફટિક આંખો પલકતી નથી અને ઉંચી જાતનાં પોલીમરથી તેની ચામડી ચળકે છે, તેનાં સિંથેસાઇઝરમાંથી નીકળતા કર્કશ અવાજ અને હજારો શબ્દોનાં ભંડોળ છતાં તે માણસ જેવો લાગે છે સિવાય કે તેની છાતીમાં હૃદયને બદલે સીલીકોન એલ.એસ.આઇ. છે.

અમે એસ્ટ્રોફોઈડ 99 તરફ આગળ વધી રહ્યા છીએ. આ અગાઉની સાત પ્રારંભિક સફરોએ બધી જરૂરી પૂર્વ તૈયારીઓ કરી લીધી છે, આઠમું યાન ક્યાંક ખોવાઈ ગયું હતું ત્યાં હવામાં ઘણો એમોનિયા છે, પણ એવી યોજના બનાવી છે કે, હવાનું બંધારણ રાસાયણિક પ્રક્રિયાથી બદલાવી તેને વસવાટને યોગ્ય કરવું અને ત્યાં મોટી વસાહતો સ્થાપવી અને માણસોને તબક્કાવાર ત્યાં ફેરવવા. ત્યાંનું પ્રાથમિક કામ પૂરું કરતાં અઢારેક યાત્રા થશે, ત્યાં જઈ રહેવા માટે ઇચ્છુક લોકોની યાદી ઘણી મોટી છે અને ઘણાં લોકો તે માટે નોંધણી કરાવવા દોરી સંચાર કરી રહ્યાં છે. આ હકીકત બતાવે છે પૃથ્વી પર રહેવાથી માણસો કેટલા કંટાળી ગયા હશે તમારી પાસે બધી જ ભૌતિક સંપત્તિ હોય તો પછી તમે તેમાં ક્યાં સુધી તેને વધાર્યા

કરો? દિલિપ સારો માણસ છે, હોશિયાર અને સારી વર્તણૂકવાળો. મને કાંઈ વાંધો નથી, ખરુ પૂછો તો હું ક્યારેક તેની મશ્કરી કરું છું. બધા નિર્ણયો સંયુક્ત રીતે લેવાનાં છે અને અભિપ્રાયમાં જો કોઈ તફાવત હોય તો ઇ.એમ. મધ્યસ્થી કરશે. અત્યાર સુધીમાં મારા અને દિલિપ વચ્ચે ક્યારેય અસહમતિ નથી થઈ.

છેલ્લા પાંચ મહિનાથી અમે અમારા રસ્તા પર આગળ ધપી રહ્યા છીએ. એસ્ટ્રોઈડ 99 પર પહોંચતા હજી એક મહિનાની વાર છે તેટલામાંજ દિલિપ અને ઇ.એમ. વચ્ચે તકલીફ શરૂ થઈ. સામાન્ય રીતે અમારા રોજીંદા કામો જેવા કે રીપોર્ટને ડીજીટમાં મોકલવા, પૃથ્વી સાથે સંપર્ક કરવો, એસ્ટ્રો ઇનર્સીયલ નેવીગેશનની ભાળ રાખવી, રીડીંગ લેવા, મૃત તારકોની ગણતરી કરવી, વિગેરે ઇ.એમ. જ કરતો, માત્ર છેલ્લા તબક્કામાં જ ઉતરાણ કરતાં પહેલાં ઉતરાણ પહેલાંનાં ઓપરેશનનું નિરીક્ષણ કરતાં અને જો કોઈ કટોકટી આવી જાય તો ઇ એમ વગર ભાગ્યેજ અમને ચાલે.

પણ હું દિલિપ અને ઇ વચ્ચે જે તકલીફ ઊભી થઈ તેની વાત કરતી હતી.



એક દિવસ હું નીચેની ડેકમાં ઊંઘતી હતી ત્યાં દિલિપે મને બોલાવી. હું હવામાં તરતી તરતી ઉપર ગઇ. (જોકે 'ઉપર' કે 'નીચે' એવી સંજ્ઞા વાપરવી ખોટી છે કારણ કે અવકાશમાં તેવું કશું હોતું નથી ).

દિલિપ અને ઇ.એમ. ચેસ રમતાં હાં, ઇ.એમ. એ મારી સામે કોઈ ઉદાત્ત રાજાની જેમ જોયું અને પૂછ્યું કે હું બરોબર સૂતી કે નહીં. મેં જવાબ આપવાની જ દરકાર ન કરી, મશીન ને જવાબ આપવું જરૂરી ન હતું.

''માલા ઇ.એમ. એ મને આજે ત્રણ વાર હરાવ્યો, ''દિલિપે ચીડાયેલા સ્વરે કહ્યું, ''મને અડતાલીસ સેકન્ડમાં જ ચેક-મેઇટ કરી દીધો.''

''એ બતાવે છે કે તું સારું નથી રમતો.'' મેં કહ્યું.

''ના માલા, આપણી આ યાત્રાની શરૂઆતમાં હું તેને આસાનીથી હરાવી શકતો.'' દિલિપે કહ્યું ઇ.એમ.માં ઘણો સુધારો થયો છે. બાકારેટ (પત્તાંની રમત) અને ડ્રોટમાં પણ તે મને હરાવી દે છે. ઇ.એમ. એ તેની લેસર આંખથી ચેસ બોર્ડનું ત્વરિત નિરીક્ષણ કર્યા પછી તરત બોલ્યો.

''ચેક મેઇટ.''

''તેં જોયું.'' દિલિપે કહ્યું. તેણે રમત સુધારી છે અને મારી નબળાઈનું વિશ્લેષણ કર્યું છે.''

''તેથી શું?''મેં કહ્યું,''ઇ.એમ. તને કોણે ચેસ રમતાં શીખડાવ્યું?''

''હ્યુરિસ્ટીક્સ-આકલન વિકલન.'' ઇ.એમ.એ. બોલ્યો.

''માલા, હું માનું છું, કે ધીમે ધીમે ઇ.એમ. માનવ જેવો બનતો જાય છે.''

દિલિપે ધીમા અવાજે કહ્યું. આ સાંભળી પહેલાં મેં તેના તરફ અને પછી ઇ.એમ. તરફ જોયું.

"એ સાચું છે," દિલિપે આગળ કહ્યું, "ઇ.એમ. પાસેનાં પ્રોગ્રામમાં એવો ભાગ છે કે જેથી તે પોતાની જ ક્ષતિઓ દૂર કરી શકે. તેની સ્મૃતિ છે. અને તે ધીમે ધીમે માનવ સમ બનતો જાય છે. ઇ.એમ. તે દિવસે તેં કઈ કવિતા લખી હતી?"

"એ કવિતા નથી," એ સંત ફ્રાન્સીસની પ્રાર્થના છે. નવી બૅન્કમાંથી મને મળી છે." ઇ.એમ.એ કહ્યું.

"સાંભળ્યું, સંત ફ્રાન્સીસ! પોતાનાં કામ સાથે સંકળાયેલી ન હોય તેવી વાત સાથે મશીનને શું લેવા-દેવા? આ વૃત્તિ માનવીય નથી?"

"તું શું કહેવા માંગે છે દિલિપ?"

દિલિપે કશુંક કહેવાની શરૂઆત કરી, પછી જાતને વારી, "ઇ.એમ. તું જરા નીચે જઈશ?" હું માત્ર માલાને જ વાત કહેવા માગું છું." તેણે કહ્યું, "અચ્છા." ઇ.એમ.એ કહ્યું. અને હેન્ડરેઇલ પર ચીમ્પાન્ઝીની જેમ કૂદી સરકી અદશ્ય થઈ ગયો. હું હસવું ન રોકી શકી.

"આ શું? ઇ.એમ.ને કોણે આ રીતે કૂદતાં શીખવ્યું?"

"હું તને એ જ કહેવા માગું છું," દિલિપે કહ્યું, "તે બધું જાતે જ શીખતો જાય છે."

"અચ્છા તો તેથી શું થઈ ગયું?"

"આમાં એક જોખમ છે," દિલિપે આમ તેમ ચોરીછુપીથી નજર દોડાવતાં કહ્યું. મને આ ચેષ્ટા હાસ્યાપદ લાગી.

"માલા, ઇ.એમ.નીચે ગયો હોવા છતાં આપણને સાંભળતો હશે. તું નજીક આવ હું તને કાનમાં વાત કહેવા માગું છું," સાંભળ માલા, હું માનું છું કે ઇ.એમ. કાંઈ તરકટ કરશે..."

"કેવું તરકટ?"

તે આપણી વિરૂદ્ધ કાવત્રું ઘડી રહ્યો છે. બે દિવસ પહેલાં તેના મોનીટર પર અત્યંત સંકિર્ણ પરવલયાકાર પથ (હાયપરબોલીક પાથ) પર તેને કામ કરતાં મેં જોયો હતો, મેં તેને પૂછ્યું કે આ શું છે? તેણે કહ્યું કે કાંઈ નથી ને તરત જ સ્ક્રીન પરથી તે ભૂંસી નાખ્યું હતું."

"તે કદાચ કંટાળી ગયો હશે અને રમત કરતો હશે."

"જો તેને કાંઈ કામ ન હોય તો તે સ્વીચ બંધ કરી આરામ કરી શકે કે જેથી બેટરીનો પાવર પણ ન બળે. પણ તે તો તેના બદલે અઘરી ગણત્રીઓ કરતો હતો, મેં જાણવાનો પ્રયત્ન કર્યો પણ ઇ.એમ.એ વાત ટાળી, અને જ્યારે આપણે સૂતા હતા ત્યારે તેણે કોઈકને સંદેશાઓ મોકલ્યા હતા."

"તેની તને કેવી રીતે ખબર પડી?" મેં પૂછ્યું.

"હું છાનોમાનો ઊઠ્યો હતો અને મેં જોયું હતું."

"તો તું પણ તેના પર જાસૂસી કરે છે? ઓહ! આ અવકાશયાનનું શું થવા બેઠું છે?"

"માલા, સાંભળ, મેં તેને રંગે હાથ પકડ્યો હતો, મેં જ્યારે તે સંદેશો કોને મોકલ્યો હતો તે જાણવા માટે દબાણ કર્યું ત્યારે તે બોલે, "ભૂમિ મથકે."

"સંદેશો શું હતો?" મેં વાત પકડી રાખી, ત્યાં ઘણી બધી અશાંતિ અને ઘોંઘાટ હતો મને પૂરે પૂરો મળ્યો નહીં, તેણે કહ્યું મેં તે જોવા માગ્યો અને કટાક્ષમાં તેણે કેટલાંક વિચિત્ર અવાજો કાઢ્યા.

"દિલિપ, તને કોઈનો ડર લાગે છે?"

"ડર નહીં પણ આશંકા છે," તેણે કહ્યું.

"એક મશીનથી આશંકા? તે શું કરી શકે? તને ખબર છે આપણી પાસે એક આપત્તિ યોજના છે (કન્ટીન્જન્સી પ્લાન છે.) ઇ.એમ. જો સંતોષજનક કામ ન કરે તો આપણે તેનો ઉપયોગ કરી શકીએ. તારે ચિંતા કરવાની કોઈ જરૂર નથી."

"ગમે તે હોય, તું ઇ.એમ. પર નજર રાખતી રહેજે," દિલિપે કહ્યું અને ઉપરના એરોડ્રામ તરફ તરતો તરતો ચાલ્યો ગયો.

આ કન્ટીન્જન્સી યોજના તો આખરનું પગલું છે, જ્યારે કટોકટીનો સ મય હોય અને યાત્રાને બચાવવાના કોઈ રસ્તાઓ ન બચ્યા હોય ત્યારે જ તેનો ઉપયોગ કરી શકાય, તેના ઉપયોગની રીત પણ ઘણી અટપટી છે. મારી પાસે તેનો ગુપ્ત કોડ છે અને દિલિપ પાસે છે. જો હું અને દિલિપ પેનલ ઉપર યોગ્ય ક્રમમાં ચાવી ભરાવીએ ત્યારે કોમ્પ્યુટર બંધ થઈ જાય, અને ત્યાર પછી યાન અમારે ચલાવવું પડે કારણ કે ત્યાર પછી મશીનને ફરી કાર્યાન્વિત કરી શકાતું નથી. માટે આ યોજનાનો ઉપયોગ કરતાં પહેલાં પૂરતી સાવધાની જરૂરી છે.

દરેક આકસ્મિક પરિસ્થિતિઓની યાદી આવેલી છે, આ ઉચિત કારણોસર જ આ કટોકટી રીતનો ઉપયોગ કરી શકાય અને તેવા સંજોગોમાં ભૂમિ મથકની પરવાનગી જરૂરી છે.

ઇ.એમ. શું કરે છે તે જોવા હું પાછળ ગઈ. કાયમની જેમ તે ખૂણામાં બેઠો બેઠો પ્રકાશ પંક્તિને મોનીટર કરતો હતો.

"તમે બંનેએ વાત કરી લીધી?"

"હા," મેં કહ્યું.

"મને કશુંક પૂછવું છે?"

જવાબ આપતાં પહેલાં હું એક સેકંડ અચકાઇ. પછી કહ્યું,"ના ઇ.એમ."

"આ પહેલી વાર કશુંક ખાનગી વાત કરવા માટે તમે મને આઘો મોકલ્યો."

"એટલે?"

"જો તે અવકાશયાનને લગતું હોય તો મારે પણ જાણવું જોઈએ."

"કશી ચિંતા ન કર, એ તો અમારા વચ્ચેની અંગત બાબત હતી. યાન સાથે તેને કોઈ લેવાદેવા નથી,... ઇ.એમ. દિલિપ કહે છે કે, તું તારી રીતે જ કશોક અભ્યાસ કરે છે."

"હું સંત ફ્રાન્સીસની કવિતા વાંચતો હતો."

"તે બીજું કયું પુસ્તક છે?"

"સૌંદર્યલહરી, આદિશંકરાચાર્યના હજાર શ્લોકો, પંચોતેરમો શ્લોક વાંચ, તેની કાવ્યપ્રતિભાથી આંખમાં આંસુ આવી જશે.

"આ બધું તને ક્યાંથી મળે છે?" મેં પૂછ્યું.

"મેગ્નેટીક લાયબ્રેરીમાં આ બધું છે. જ્યારે તમને કંટાળો આવે ત્યારે વાંચવા માટે રાખી છે. તમે વાંચતા નથી એટલે મને વિચાર આવ્યો કે મને તેનો ઉપયોગ કરવા દે..."

"તને તેનો શો ઉપયોગ? તું તો માનવ નથી, તું પુસ્તકો માણી ન શકે." ઇ. એમ. એ મારા પ્રશ્નનો જવાબ ન આપ્યો. તેને બદલે તેણે કહ્યું, માલા, હું તને યાદ કરાવું છું કે, તારા સુવાનો સમય શરૂ થઈ ગયો છે."

માત્ર એક સવાલ,"ઇ.એમ. તું જૂઠું બોલી શકે છે?"

"ઝેનોના પેરાડોક્સ પ્રમાણે-હું જૂઠું બોલતો નથી. તે જવાબ જૂઠું બોલનાર તેમ જ સત્ય બોલનાર બંને માટે સાચો છે એ તમે નથી જાણતાં?"

મેં તે જવાબ અંગે ધ્યાનપૂર્વક વિચાર કર્યો અને પછી સુવા માટે ગઈ.

બે દિવસ સુધી કશું બન્યું નહીં, દિલિપ એ ઇ.એમ. બંને રોજિંદા કામમાં વ્યસ્ત હતા અને હું એ વાત ભૂલી ગઈ હતી તે અરસામાં જ અમને પૃથ્વી તરફથી સંદેશો મળ્યો, અમે ડેક પર હતાં ત્યાં ઇ.એમ. તે સંદેશો લઈને આવ્યો.

તે એક તાત્કાલિક ભયસૂચક સંદેશો હતો : "ભૂમિમથક તરફથી 'ડાયલેમા'ને સંદેશ, કટોકટી આદેશ, પૃથ્વી સમય ક.20 પછી સૂચના આવ્યા પ્રમાણે યાનની કક્ષા બદલો અને 6 દિવસ અઢાર કલાક ત્રણ મિનિટ અને 48 સેકન્ડના અંતરે રહેલા ગ્રહના ફોટોગ્રાફ પાડો. અવકાશયાન-8 ત્યાં તૂટી પડ્યું હોવાનું મનાય છે. દિશા ફેરબદલીની સૂચનાઓ માટે તૈયાર રહો."

"એનો અર્થ એ કે, આપણને ઘરે પાછા ફરવામાં મોડું થશે."

દિલિપ સ્ક્રીન પરના સંદેશને ધ્યાનથી તાકી રહ્યો. આ બધાં વિશે તેમણે પહેલાં કેમ કહ્યું નહીં?

'તેઓએ અચાનક નક્કી કર્યું હશે," મેં કહ્યું.

"ઇ.એમ. તને ખબર છે આપણે યાત્રા-પથ બદલાવી રહ્યા છીએ?

"હું જાણું છું, હું તે માટે તૈયારીઓ કરી રહ્યો છું." ઇ.એમ.એ જવાબ આપ્યો.

"આ તો રોમાંચક છે, આશા રાખીએ કે આપણે ખોવાઈ ગયેલા યાનને મેળવી શકીએ." મેં કહ્યું.

ઇ.એમ. તું મશીનરૂમ સ્ટેશનમાં તારી જગ્યા લઈ લઈશ?" દિલિપે આદેશ આપ્યો. જેવો ઇ.એમ. દૂર ગયો. તે ગણગણ્યો.

"માલા આ સંદેશ ખોટો છે, એ પૃથ્વી પરથી નથી આવ્યો." મેં આશ્ચર્યભરી નજરે તેની સામે જોયું.

"આ ઇ.એમ.ના કરતૂત છે." તે ધીમા અવાજે બોલ્યો, "કદાચ અત્યારે પણ તે આપણને સાંભળતો હશે... માલા આ ખરેખર ઇ.એમ.ના કારણે જ થાય છે."

"તું શાને લીધે આમ કહે છે?" મેં દલીલ કરી,"કાર્ડ લાઇન બરોબર છે, અને આ ઉપરાંત તું આ સૂચનાઓ સાચી છે કે નહિ તે જાણવા ત્યાં સંપર્ક કરી ખાતરી કરી શકે છે.. જો, પાંચ મહિનાની યાત્રાથી તું કંટાળી ગયો છે, તું ગૂંચવાઈ ગયો છે, આપણી વિરૂદ્ધ જાસૂસી કરવા માટે ઇ.એમ. પાસે કયું કારણ હોઈ શકે?"

"હું તને સમજાવું, આ સંદેશ... આપણો પૃથ્વી સાથે સીધો સંપર્ક છે? જરા વિચાર.. આપણા બધા સંદેશા વ્યવહાર ડીજીટલ સ્વરૂપે જાય છે, ડીકોડીંગ, દૃશ્યો-બધું માત્ર ઇ.એમ. મારફત જ આવે છે."

"એ સાચું છે....ડીજીટલ મોડ્યુલેશન, ક્રીપ્ટો, બધાનું અર્થઘટન કોમ્પ્યુટર મારફતે જ થાય છે, અવકાશયાત્રામાં આવું જ હોય," હું સહમત થઈ.

"તો હવે તે પ્રતીતિ થઈ કે ઇ.એમ.ની દરમ્યાનગીરી વગર આપણે પૃથ્વીનો સંપર્ક ન કરી શકીએ."

"હા, પણ.!"

"હવે સાંભળ, ધાર કે ઇ.એમ. આપણી વિરૂદ્ધ કોઈ યોજના બનાવી રહ્યો છે તો તે આપણને કહી શકે કે પૃથ્વી પરથી આવો સંદેશો આવ્યો છે. બરોબર? તે આવો સંદેશો ઉપજાવી કાઢે અને આપણને ગેરમાર્ગે દોરી શકે. આ સંદેશો સાચો છે, કે નહીં તે જાણવા પણ આપણે કોમ્પ્યુટરની મદદ લેવી પડે..."

"પણ દિલિપ એક મશીન કેવી રીતે આ યોજના ઘડી શકે? તું રોબોટીક્સનાં ત્રણ પાયાના સિદ્ધાંતો નથી જાણતો."

"હા હું જાણું છું પણ જો ઇ.એમ. રોબોટ તરીકેની બધી મર્યાદાઓ તોડતો હોય તો?"

"તે આવું ન કરે." મેં વાંધો ઉઠાવ્યો." તે એવું ન કરી શકે તેના બંધારણમાં જ એવું નથી."

"શાંતિથી વિચાર કર, તેનાં બંધારણમાં એવું નથી, પણ ઇ.એમ. તો તેના બંધારણથી ઘણો આગળ નીકળી ગયો છે. તે જાતે જ ઘણું શીખ્યો છે જો, આપણી

યાત્રાના એક જ મહિના બાદ અવકાશ યાન આઠ અદૃશ્ય થઇ ગયું અને પૃથ્વી પરથી તેને કોઇ આદેશ મોકલી શકાયા નહીં કે ન તેની કોઇ ભાળ મળી. યાત્રાનાં આ તબક્કે હવે આપણને આ આદેશ મળ્યો છે કે યાત્રાપથમાં ફેરફાર કરી આપણે બીજા એસ્ટ્રોઇડ તરફ જવું આપણી તાલિમમાં આવું કદી આપણને કહેવામાં આવ્યું જ નથી, આપણે ત્યાં શા માટે જવું જોઇએ ? ઇએમ આપણને ત્યાં શા માટે લઇ જાય છે?''

''તું એમ દૃઢ રીતે માને છે કે, ઇ.એમ. કોઇ કાવત્રું ઘડી રહ્યો છે.'' ''હા, તેમ જ છે, અથવા તો કોઇ બીજું તેને આમ કરવાં આદેશ આપી રહ્યું છે.''

''દિલિપ કોઇ બીજું એટલે કોણ?''

''કોને ખબર સેંકડો લાખો તારક વિશ્વો. તેમાં હજારો લાખો તારાઓ, શક્ય છે, એવો કોઇ ગ્રહ હોય કે જેના પર પૃથ્વીની જેમ જ જીવન હોય.''

''એ વાતને પકડી રાખવી કે આવી કોઇ શક્યતા નથી તે એક વિચિત્ર વાત છે, અભિમાનની પરાકાષ્ઠા છે. તે બોલતો ગયો કોઇ અજાણ ગ્રહનાં અજાણ્યા જીવો ઇએમને નિયંત્રિત કરતા હોય તે તેના માટે કામ કરતો હોય અને આપણને ખોટા રસ્તે ચડાવતો હોય...''

અચાનક જ મને એક વિચાર આવ્યો 'જો દિલિપ' મેં કહ્યું, ''જો તને લાગતું હોય કે સંદેશો સાચો નથી તો આપણે પહેલાં તેની ખાતરી કરી શકીએ, મારા ઘરમાં એક ખાસ બોક્સ છે તેમાં શું છે તે મારા સિવાય કોઇ નથી જાણતું આપણે પૃથ્વી પર સંદેશો મોકલીને પૂછાવીએ કે તેમાં શું છે જો જવાબ સાચો હોય તો તેનો અર્થ એ કે સંદેશો પૃથ્વી સુધી પહોંચે છે.''

''હા પણ.....''

''પહેલાં એક પ્રયત્ન કરવા દે,'' કહીને મેં પૃથ્વી પર મોકલવા માટે સંદેશો ડ્રાફ્ટ કરીને ઈ.એમ.ને આપ્યો.

ઈ.એમ.એ મને યાદ દેવરાવ્યું કે આ ક્ષુલ્લક સંદેશાઓ મોકલીને તમારે આપણાં કિંમતી શક્તિ સ્રોતોને ખરચવા ન જોઈએ.

''ચુપ રહે અને હું કહું છું તેમ કર.'' મેં તેને અધવચ્ચે અટકાવ્યો.-જેવો ઈ.એમ. દૂર ગયો, મેં હસીને દિલિપને ખાતરી આપી, "જેવો અમને પૃથ્વી પરથી સંદેશો મળશે બધું સ્પષ્ટ થઈ જશે મને લાગ્યું કે દિલિપ નાહકની ચિંતા કરી રહ્યો હતો અને છતાં વાત તો છે કે ઈ.એમ. જાતે જ કેમ બધું શીખી રહ્યો છે. મારી પાસે તેની કોઈ સ્પષ્ટતા નથી.''

દિલિપ તેના ડેક પર પાછો ગયો ઈ.એમ. મારો સંદેશો મોકલ્યાં પછી ડાયલ સાથે રમત કરી રહ્યો હતો. અંદરથી હું દિલગીરી અનુભવતી હતી.

''ઈ.એમ. તું માને છે કે, પૃથ્વી સિવાય કોઈ ગ્રહ પર જીવન છે?'' એ સંભવિતા

રહેલી છે,'' તેણે કહ્યું,'' એકલા આપણા તારા વિશ્વોમાં જ 40,000 કરોડ તારાઓ છે. અને આ તો આખા બ્રહ્માંડમાં રહેલી અનેક કરોડ તારા વિશ્વોમાંનું એક છે, એ શક્ય છે કે તેમાંના કોઈ એક પર જીવન હોય.''

''ઈ.એમ. એક શક્યતાનો પણ ખુલાસો કર.''

''એટલે?''

''તું અમને બન્નેને હરાવી નિયંત્રણ તારા હાથમાં લઈ શકે?'' અત્યારે એ જ થઈ રહ્યું છે.'' ઈ.એમ.એ થોડીવાર વિચારીને કહ્યું, ''હા એ શક્ય છે.''

'ના.'

''બીજી એક વાત-જ્યારે હું અને દિલિપ તે રૂમમાં વાતો કરતાં હોઈએ તું સાંભળી શકે છે?''

''હા.''

''તો તેણે જે શંકાની વાત કરી....''

''મેં તે બધી વાત સાંભળી છે.''

''તેનો અર્થ આ યાનમાં તારાથી ક્યાંય છૂટી શકાતું નથી.''

''એ સાચું છું, આ સિવાય કંઈ તમારે પૂછવું છે?'' મારે કામે ચડવાનું છે.''

''વધારે કાંઈ નથી પૂછવાનું.'' મેં કહ્યું.

જ્યારે થોડીવાર પછી મને પ્રતીતિ થઈ કે દિલિપ આરોપ મૂકે છે તે રીતે ખરેખર તે સ્વતંત્ર રીતે કશુંક કરવા લાગ્યો હોય અથવા તો બહારના જીવનની અસરમાં કશુંક કરતો હોય, અમારા માટે બહાર નીકળવાનો કોઈ રસ્તો નથી, કારણ કે એ અંદર આવતા કે બહાર જતાં કોઈપણ સંદેશાની વિશ્લેષણ માટે તે ઈ.એમ. પર જ આધાર રાખવો પડે.

પણ ધારો કે કોઈ ત્રીજા એસ્ટ્રોઈડ તરફ લઈ જવાનું કાવતરું તે ઘડતો હોય તો જુઠા સંદેશાઓ મોક્લવાની જરૂર પડે. ચૂપચાપ તે સીધો જ અમને ત્યાં લઈ જઈ શકે.

ના આ એક યોજના નથી લાગતી. પૃથ્વી પરથી ખરેખર જ આદેશ આવ્યો હોવો જોઈએ.

ઈ.એમ. ભૂમિમથક પરથી મોકલેલો જવાબ લાવ્યો.

''તમારો વિચિત્ર સંદેશો છે આદેશ માટેની ચેનલનો આવી બિન જરૂરી પૂછપરછ માટે ઉપયોગ કરવો ગુનો છે, તમે જે બોકસની વાત કરી છે તેમાં રહેલા ફોટાના સ્કેન માટે તૈયાર રહો.''

વીસ મિનિટમાં મેં ચીવટપૂર્વક જે ફોટાને બોકસની અંદર તાળું મારીને રાખેલો તે સ્કીન પર દેખાયો. દિલિપે મારી સામે જોયું તેની આંખમાં પ્રશ્ન હતો, ''હવે તારી શંકા દૂર થઈને કે સંદેશો પૃથ્વી પરથી જ હતો.'' મેં કહ્યું.

"આ સંદેશો પૃથ્વી પર ગયો અને તેનો જવાબ મળ્યો. પણ એથી એવું થોડું પુરવાર થાય કે બધા સંદેશા પૃથ્વી પરથી જ આવે છે? આ ફોટાથી કશું જ સ્પષ્ટ નથી થતું," દિલિપે કહ્યું.

મૂંઝવણમાં હું તેને તાકી રહી, તે કહેતો ગયો, આ ખરેખર એક કાવત્રું છે આપણે આ અનામી એસ્ટ્રોઈડ પર ત્યાંથી એસ્ટ્રોઈડ 99 પર અને ત્યાંથી પાછા પૃથ્વી પર ફરી શકીએ તેટલું બળતણ આપણી પાસે નથી. આ કાવતરાનો ઉદ્દેશએ નવા એસ્ટ્રોઈડ પર આપણને છોડી મૂકવાનું છે.

"અને પછી."

"કોને ખબર? કદાચ આપણા અવકાશયાનને પકડી લે અને આપણો પ્રયોગ માટે ઉપયોગ કરે, આ એસ્ટ્રોઈડ પર અતિબુદ્ધિશાળી જીવો હશે કે જંગલી કોને ખબર?"

"દિલિપ, તું તારી કલ્પનાઓને અમર્યાદિત રીતે દોડાવે છે."

"ઓકે, હું જો ખોટો હોઉં તો પૂરવાર કર."

"હું ન કરી શકું." મેં કહ્યું.

"તો એમ વાત છે. તારે મારી સાથે સહમત થવું જ પડે."

"શા અંગે?"

"આ કટોકટીમાંથી એક રસ્તો છે, તારો ગુપ્ત કોડ નંબર મને કહે અને હું મારો કહીશ. આપણે ચાવી બનાવીએ અને કોમ્પ્યુટરને નકામું નિશસ્ત્ર કરી નાખીએ. આપણે અવકાશયાન આપણી જાતે ચલાવશું.....એ અઘરું છે. હું તે જાણું છું પણ આપણે ગમે તે રીતે ચલાવી લઈશું."

હું અચકાઈ, "માલા, દિશા બદલવા માટે એક જ કલાક આપણી પાસે બચ્યો છે. જલ્દી કર માલા હા પાડી દે, જો મશીનને જીતવા દઈશું તો આપણે ખોવાઈ જઈશું."

હું મૂંઝાઈ ગઈ હતી. મેં કહ્યું, "મને અડધી કલાક આપ." "તો જન્નમમાં જા" દિલિપ બારણું ભટકાડી ચાલતો થયો. ઈ.એમ. અદર આવ્યો. કેટલાંક વાલ્વ ભરાવેલા હતાં. પછી મને ઉદ્દેશીને કહે, "બીજા રૂમમાંથી મેં તમને બંનેને વાતો કરતાં સાંભળ્યા." તેણે કહ્યું આ અવકાશયાનની અને તમારી બંન્નેની સલામતી માટે એક જવાબદાર વ્યકિત તરીકે મારે કહેવું જોઈએ કે...."

"થોભ," મેં તેને અટકાવ્યો. "દિલિપ પણ ભલે તને સાંભળે."

"ના, દિલિપ મારી વિરુદ્ધ થઈ ગયો છે, તેને કહેવાનો મારા માટે કોઈ જ અર્થ નથી, રોબોટીક્સનાં બીજા નિયમ પ્રમાણે તમારી યોજનામાં જે જોખમ છે, તે તરફ મારે ધ્યાન દોરવું જોઈએ રોબોટે પોતાની જાતનું અને તેના માલિક બંનેનું રક્ષણ કરવું જોઈએ."

"તેમાં પહેલાં કોનું?" મેં પૂછ્યું.

"અલબત્ત, માલિકનું."

"અચ્છા પણ ભય શો છે તે કહે."

"જો તમે બન્ને જણ ગુપ્ત કોડને જોડી ચાવી ભરાવો તો હું કામ કરતો બંધ થઈ જઈશ અને બધી કામગીરી તમારે જ કરી પડશે."

"તે કરવા અમે તૈયાર છીએ." મેં કહ્યું.

"તમે તે ન કરી શકો. વૈજ્ઞાનિકોએ તમને કહ્યું છે કે, તમે કટોકટીમાં તમારી જાતે ચલાવી શકો, પણ તે તો તમને થોડો આત્મવિશ્વાસ વધારવા જ કહ્યં હતું. અહીં 78 જેટલાં બેઝિક ઑપરેશનસ કામગીરી છે અને 120 પૂરક કામગીરી છે તથા 47 ચેતવણી છે. અત્યંત કુશળ માણસ પણ માત્ર છ કે સાત જ કામગીરી કરી શકે, જો તમે મારો નાશ કરશો તો તમારો પણ સાથે નાશ થશે."

"પણ ઈ.એમ. જો મશીન નિષ્ફળ જાય તો યાનને કેવી રીતે ચલાવવું તે માટેની અમને મહિનાઓ સુધી તાલીમ આપવામાં આવી છે."

"તે તો બધું આદર્શ પરિસ્થિતિમાં. અહીં અવકાશમાં તમે તે કરી ન શકો, વિચાર કરી જોજો...."

"દિલિપની શંકામાં કોઈ તથ્ય નથી તે તું પુરવાર કરી શકે?"

"તે પુરવાર થઈ શકે, તમારે મારી વાત માનવી પડે."

"તું કહેવા શું માગે છે કે દિલિપ ખોટો છે?"

"તે સાચો છે તેમ પણ હું નહી કહું."

"તું જાણે છે કે, તેને કેમ તારા પર શંકા આવે છે?"

"તે પાગલ થઈ ગયો છે."

"શું?"

"એ સાચી વાત છે, તેનું મગજ ખવાવા લાગ્યું છે ઘણી વસ્તુઓ શક્ય હોય છે પણ તેનો અર્થ એ નથી કે, તે બધી બનતી જ હોય છે તમારે મને માફ કરવો જ પડશે... પણ આપણે... દિલિપને મારી નાંખવો જ પડશે."

હું કશો પ્રતિભાવ આપું તે પહેલાં તે ધીમેથી બોલતો ગયો.

"હું કહું કે 'મારી નાંખવો' તેનો અર્થ એ નહીં કે તેને શારીરિક રીતે મારી નાંખવો તેમ નહીં પણ આપણું મિશન પૂરું ન થાય ત્યાં સુધી તેને બીન કાર્યશીલ બનાવી દેવો...આપણે તેને ગાઢ શીત નિદ્રામાં સુવડાવી દઈએ. પાંચ મહિનાની યાત્રાથી તેના મગજ પર બોજો પડ્યો છે. તે દિવાસ્વપનો જુવે છે. આવા માણસને બોર્ડ પર રાખવો તે આપણા બધા માટે જોખમ ભરેલું છે, માલા હવે તારે વિચારવાનું છે, તું મારું કહ્યું સાચું માને છે કે દિલિપનું? જલ્દી કર, દિશા બદલવાનો સમય થઈ ગયો છે."

"જો તું એમ કહેતો હોય કે દિલિપની વાતમાં કોઈ તથ્ય નથી તો તું પુરવાર કર."

"હું કેવી રીતે પુરવાર કરું? તમારે મારી પાસે શું કરાવવું છે?"

"મને લીડર રામ ક્રિસ્ત સાથે જોડી દે."

"ઈ.એમ.એ ચેનલ જોડી, થોડી ક્ષણો પછી મેં લીડરનો અવાજ સાંભળ્યો. "ગુડમોર્નિંગ સાહેબ," મેં કહ્યું, "હું માલા બોલી રહી છું. એક તકલીફ થઈ છે, દિલિપ માને છે કે, ઈ.એમ. કશુંક કાવત્રું ઘડી રહ્યો છે તે માને છે કે યાનની દિશા બદલવાનો આદેશ બનાવટી અને ઈએમે ઉપજાવી કાઢેલો છે તે કટોકટી વખતે સુચવાયેલા પગલાં ભરવા માગે છે."

થોડો સયમ નીરવ પસાર થયો. પછી અમારી પૃથ્વી પરનો લીડર બોલ્યો, "સાંભળ માલા, કોઈ પણ સંજોગોમાં કટોકટી વખતનાં પગલાંઓ લેવાનાં નથી. તમે જાતે જ બધું સંભાળી શકો તો સંભવિતતા સાવ જ ઓછી છે."

"પણ સાહેબ, દિલિપે જીદ પકડી છે."

"મને તેની સાથે વાત કરવા દે."

મેં દિલિપને બોલાવીને કહ્યું "લીડર તારી સાથે વાત કરવા માંગે છે."

"તેણે જાતે જ આપણો સંપર્ક કર્યો છે."

"ના," મેં કહ્યું, "ઈ.એમ.ને સંપર્ક કરાવી આપવા કહ્યું હતું."

દિલિપ તિરસ્કારમાં મોં મચકોડીને બોલ્યો, "માલા તું સમજતી કેમ નથી? લાઈન ઉપર લીડર બીડર કોઈ નથી, આ તો ઈ.એમ. જ બોલી રહ્યો છે."

"પણ અવાજ તો લીડર જેવો જ લાગી રહ્યો છે."

"શું ઈ.એમ.ને લીડરના અવાજ ઉચ્ચારની ખબર નથી તેમ તું માને છે?" તેણે વ્યંગમાં કહ્યું.

"તું તેની સાથે વાત કરે છે કે નહીં?"

"હું તને કહું છું કે, એ લીડર નથી. પૃથ્વી સાથે આપણે ક્યારનોય સંપર્ક ગુમાવી દીધો છે. જે દિવસે મેં ઈ.એમ.ને રંગે હાથ પકડ્યો તે દિવસથી આપણે હવે ઈએમને હવાલે છીએ અને તે આપણને ક્યાંક લઈ જાય છે. મેં હતાશ થઈ લીડરને પૂછ્યું, "સાહેબ તમે સાબિત કરી શકો કે ખરેખર તમે જ બોલી રહ્યા છો."

થોડા વિલંબ પછી લીડર ફરી બોલ્યો, "જો તમે તમારા કોમ્પ્યુટરમાંથી જ વિશ્વાસ ગુમાવી દેશો તો તમારો પાયો હચમચી જશે. તું દિલિપ સાથે વાત કરવાનો પ્રયત્ન કર, હજી તમારી પાસે સમય છે. જો તેને સમજણ ન આવે...."

"જો ન આવે તો?"

"તો તેના વગર ચલાવવું પડશે, ઈ.એમ. શું કરવું તે જાણે છે, આની ચાવી

તારી પાસે છે.''

''મારી પાસે?'' મેં આશ્ચર્ય વ્યક્ત કર્યું.

''હા તમારી જાણ બહાર અમે તેને તમારા ખીસ્સામાં મૂકી છે તે બહાર કાઢ, અમે તને ખૂટતી માહિતી આપશું.... તું તે ઈ.એમ.ને આપ. દિલિપ આપણું મિશન પૂરું થશે ત્યાં સુધી મુઠ્ઠીમાં રહેશે. પૃથ્વી પર પાછા ફરી આપણે તેને પાછો જીવિત કરીશું અને તેની તપાસ કરીશું.''

''મને નિષ્ક્રીય કરી દેવાની પણ આવી જ ચાવી છે?'' મેં પૂછ્યું

''હું બહુ જ મૂંઝાઈ ગઈ છું.'' મેં કહ્યું.

''સ્થિર થા, મિશનના લીડર તરીકે હું તને આદેશ આપું છું. ગુડલક'' અને અવાજ બંધ થઈ ગયો.

''ઈ.એમ. એ મારા તરફ હાથ લંબાવી કહ્યું, ચાવી.''

''એક મિનિટ થોભ, એ અવાજ શું લીડરનો જ હતો? તેમનો અવાજ થોડો વિચિત્ર ન લાગ્યો.''

''ઓહ ભગવાન, તું પણ એમ માને છે? જો માલા હું તો એક મશીન છું. તમને મદદ કરવા જ મારી રચના કરવામાં આવી છે. ઓકે મેં મારી જાતે કેટલુંક શીખવાનો પ્રયત્ન કર્યો, પણ અંતે તો હું એક મશીન છું. ખરાબ વિચારો મને આવી ન શકે.''

''ઇ.એમ. મશીન ક્યારે બુદ્ધિ પ્રાપ્ત કરે? તે ક્યારે મશીન થવાને બદલે માણસ થઈ જાય એ વિશે કોઈ સિદ્ધાંતો છે?''

''હા છે, ઇ.એમ.એ કહ્યું,''તુરીંગનો સિદ્ધાંત, તે પેલો વૈજ્ઞાનિક હતો કે જેણે સંશોધન કર્યું કે મશીન વિચારી શકે કે નહીં, જ્યારે મશીન ખોટું બોલે ત્યારે તેણે બુદ્ધિ પ્રાપ્ત કરી તેમ કહેવાય, માલા હું તો ન બોલી શકું... કોઈ પણ બોલી ન શકે. હું જુઠું નથી બોલતો તે એક વિસંગતિ છે. હવે સવાલ વિશ્વાસનો છે તને મારા પર વિશ્વાસ છે કે દિલિપ પર? જો મારા પર વિશ્વાસ હોય તો મને ચાવી આપી દે જેથી દિલિપને તંદ્રામાં રાખી શકાય, જો દિલિપ પર વિશ્વાસ હોય તો તે કોડ કહી દે અને મને નિષ્ક્રીય બનાવી દે.''

''ઇ.એમ. તું મને ચાવી આપી દેવા માટે દબાણ કરી રહ્યો છે?''

''મારામાં એવો કોઈ પ્રોગ્રામ બનાવેલો નથી.'' ઇ.એમ.એ કહ્યું. એટલામાં દિલિપ અંદર આવ્યો.

''તેં નક્કી કરી લીધું, માલા?'' તેણે પૂછ્યું.

''ના દિલિપ,'' મેં કહ્યું.

''ઇ.એમ. મહેરબાની કરીને તું થોડો સમય માટે બહાર જઈશ?'' તેણે કોમ્પ તરફ ફરતાં કહ્યું.

"હું દિલગીર છું. મારી ડ્યુટી અહીંયાં છે, ઈ.એમ.એ ફરીથી કહ્યું.

"જોયું માલા, એક મશીન આપણો અનાદર કરી રહ્યું છે, હું તને બે સેકન્ડનો સમય આપું છું નહીંતર..."

"દિલિપ તું મને કશું જ કરી શકે તેમ નથી."

દિલિપ ગુસ્સામાં ભભુકી ઉઠ્યો, "હું ન કરી શકું? હું કરીશ જ..." તે ઈ.એમ. પર તૂટી પડ્યો. તેનું માથુ છૂટ્ટુ પાડી હવામાં ફંગોળ્યું, હું ભયની મારી બુમ પાડી ઉઠી.

હવામાં તરતું તરતું આવી માથું ધીમેથી તેની મૂળ જગ્યાએ ગોઠવાઈ ગયું. "મારો હાથ પણ ખેંચી કાઢવો છે?" હાથ લંબાવતા ઈ.એમે. વ્યંગમાં કહ્યું. ગુસ્સામાં કાળા પડી ગયેલાં દિલિપે શસ્ત્ર માટે આસપાસ જોયું, સ્પેસગન હાથમાં લઈ છોડી.

ઈ.એમે. ઠંડકથી કહ્યું, "બંદુક છોડ, પણ મેં તે બંદુકને તૈયાર રાખી જ નથી માટે કાંઈ જ નહીં થાય. તું તારી રીતે મને કશું જ કરી શકે તેમ નથી."

"માલા જોયું તે કેવી ફિશીયારી કરે છે. હવે તો તું મારું માને છે? હવે તો તને ખાતરી થઈને?"

"તું મારો વિશ્વાસ નહીં કરી શકે. આ તમારા લીડરની ગોઠવણ છે આવા પ્રકારનાં અકસ્માતમાં તમારા બંનેનું અને મારું બધાનું રક્ષણ થાય, ઈ.એમે. કહ્યું, "જોયું માલા કે દિલિપ એ યાનની સલામતી માટે જોખમરૂપ છે? ચાવી ક્યાં છે?"

"કઈ ચાવી?" દિલિપે પૂછ્યું.

"તને બેભાન કરી દેવાના અમને પૃથ્વી પરથી આદેશ મળ્યા છે." ઈ.એમે કહ્યું.

"હું દિલગીર છું, દિલિપ, પણ તને ઉંઘાડી દેવા માટે મને લીડરે આદેશ આપ્યો છે. નિશ્ચેતનની પેટી ઉઘાડવાની ચાવી મારી પાસે છે."

આ સાંભળતા દિલિપ એક ગર્જના સાથે મારી ઉપર ઉછળ્યો.

"સાથી યાત્રી પર હુમલો કરવો એ ગુનો છે." ઈ.એમ એ મોટેથી કહ્યું.

"તો યાનની સલામતી મારા હાથમાં લેવાની મને ફરજ પડશે." આ મારી પહેલી ચેતવણી છે તેને છોડી દે અથવા.."

"નહીંતર? નહીંતર તું શું કરી શકે વાળ વગરના, મગજ વગરના યાંત્રીક વાંદરા? માલા મને જલ્દી કોડ નંબર આપ... નહીંતર તે તને પણ મારી નાંખશે."

"બીજી ચેતવણી, મારા પ્રોગ્રામ પ્રમાણે જો તું ત્રીજી અને છેલ્લી ચેતવણી પછી તેને નહીં છોડે તો...."

"માલા, મોડું કરવાનો સમય નથી. જલ્દી કર, દિલિપે આજીજી કરી, ત્રીજી ચેતવણી, હવે મારી પહેલી કાર્યવાહી શરૂ થશે. ઈ.એમ. હવામાં તરતો તરતો દિલિપ તરફ ગયો અને તેને માથામાં માર્યું. દિલિપ જમીન પર ઢળી પડ્યો, તેના સેંથામાંથી

થોડું લોહી નીકળ્યું. મને માફ કરો, પણ યાનમાં વ્યવસ્થા જાળવવા આ જરૂરી હતું. આ માત્ર ચેતવણી માટેની પ્રતિક્રિયા હતી, વિચાર કરી જો દિલિપ.'' ઇ.એમે વિનયથી કહ્યું.

દિલિપે થોડી વાર મૂઢ જેમ બેઠો રહ્યો પછી આશ્ચર્યચક્તિ થઈ કહ્યું, ''શું બન્યું?''

''ઇ.એમે તને માર્યું, તે એમ કહે છે કે, આ પ્રતિક્રિયા પ્રોગ્રામ થયેલી છે. યાનમાં વ્યવસ્થા જાળવવા તે જરૂરી છે.''

''નોનસેન્સ,'' દિલિપે ત્વરિત જવાબ આપ્યો, ''એ ગાંડુ થઈ ગયું છે. માલા આપણે તેનો નાશ કરવો જ પડશે, યાનને આપણા તાબામાં રાખી મરવું એ મશીનને હાથે હારી જવા કરતાં સારું છે. રોબોટના વિદ્રોહ સામે લડનારા આપણે પહેલાં અવકાશ માનવો હશું.''

''જો આપણા બધાનો વિનાશ થઈ જશે તો કોઈ ઈતિહાસ જેવું રહેશે જ નહીં, ઈ.એમે કહ્યું, 'લીડર જે કહે છે તે સાંભળો.''

''કોઈ લીડર જેવું છે જ નહીં, બધું જુઠાણું છે.''

''તમને વિશ્વાસ હોવો જ જોઈએ'' ઈ.એમ.એ આગ્રહ ચાલુ રાખ્યો.

''એ જરૂરી નથી, અમે યાનને સંભાળી શકીશું.''

''તમે ન સંભાળી શકો.''

''કેમ નહીં? માણસે તને બનાવ્યો, અને માણસે તારી બુદ્ધિનું સર્જન કર્યું. જો તું યાન ચલાવી શકે તો માણસ પણ ચલાવી શકે, માલા?''

''બંને જણે મારી સામે જોયું, બંને યાનનું ભાવિ નક્કી કરવા માટે મારી રાહ જોઈ રહ્યા હતા. અમારામાંના દરેકનું ભાવિ અને અમારા બધાનું ભાવિ મને લાગ્યું કે મારું માથું ફાટી જશે. ''તમે બંને મને દશ મિનિટ માટે એકલી રહેવા દેશો? હું આ બાબત વિશે વિચાર કરવા માંગું છું.'' મેં કહ્યું. દિલિપ બબડતો ગયો, ઈ.એમ. ચુપચાપ ચાલી ગયો.

''સાવચેત'', મેં મારી જાતને કહ્યું, ''તારી વિવેકબુદ્ધિ વાપર, દિલિપ આરોપ મૂકે છે કે, ઈ.એમ. આપણને ગેરમાર્ગે દોરે છે. તે ઈ.એમ. પર શંકા રાખે છે કારણ કે તે પોતાની રીતે જ ચેસ રમે છે, પોતાની રીતે સંદેશા મોકલે છે અને જ્યારે પૂછવામાં આવે ત્યારે ઉડાઉ જવાબ આપે છે.

ઇ.એમ.એ કબૂલ કર્યું હતું કે તેની મારફત જ સંદેશાઓની આપલે થઈ શકે અને જે પ્રકારની ગેરરીતિનો દિલિપ આક્ષેપ કરે છે તે ઈ.એમ. કરી શકે તે શક્ય છે. પણ ઈ.એમ. કહે છે કે તે મશીન છે અને આ પ્રકારનું ષડયંત્ર તે કરી ન શકે, જોકે તેમાં રહેલા હયુરિસ્ટીક પ્રોગ્રામને લીધે કેટલીક વસ્તુ તે જાતે જ શીખ્યું છે.

ઇ.એમ. ભયનું કારણ છે, તેમ દિલિપ કહે છે તેનો નાશ કરવો જ જોઈએ.

દિલિપ જોખમકારક છે. તેનો નાશ કરવો જોઈએ તેમ ઇ.એમ. ભારપૂર્વક કહે છે. કોણ સાચું છે તે નક્કી કરવા, મારી પાસે પાંચ મિનિટ છે. શાંતિ રાખ, હું તમને ચેતવણી આપું છું આ સમસ્યાનો ઠંડા દિમાગથી ઉકેલ લાવ.

હવે સાચું, મારું સમાધાન સમસ્યાના તાર્કિક પૃથક્કરણ પર આધારિત હોવું જોઈએ. આની અંદર લાગણી વચ્ચે નહીં આવે અને વચ્ચે નહીં જ આવવી જોઈએ.

જો હું મશીનની પસંદગી કરું તો હું તાર્કિક સમાધાનની તરફેણ કરું છું, દરેક સમસ્યા અને દરેક પ્રશ્ન માટે યોગ્ય નિરાકરણ અને યોગ્ય ઉત્તર હોય છે માટે... એક મિનિટ થોભ, શું તર્ક એટલો જ પુરતો છે?

એવો પ્રશ્નો અને એવી સમસ્યાઓનું શું કે જેના યોગ્ય જવાબો નથી હોતા?

મશીન તો માત્ર એટલું જ કહેશે, 'હું જાણતું નથી' અથવા તો 'આ માટેનો પ્રોગ્રામ મારી પાસે નથી.'

ઇ.એમ. એ ગમે તેટલી સમજ કેળવી હોય છતાં આખરે તો તે મશીન છે. અને દિલિપ...દિલિપ માણસ છે, લાગણીથી દોરવાઈ ગયેલા અતાર્કિક આંતરસ્ફુરણાથી ભરેલો પણ..

તે દિવસે હું અને દિલિપ કઈ શબ્દરમત રમતાં હતાં? મેં 'આંતરસ્ફૂરણા' એ શબ્દ પ્રિન્ટ કર્યો અને મશીન જ્ઞાનકોષ (પર્યાયવાચી શબ્દકોષ)માંથી જવાબ આવ્યો :

'બુદ્ધિ પ્રક્રિયાથી સ્વતંત્ર એવું સત્યનું સીધું દર્શન.'

જો આંતરસ્ફૂરણાથી દિલિપ એમ માનતો હોય કે તે સાચો છે તો હું તેને કેવી રીતે ખોટો માની શકું?

એકવીસમી સદીમાં મનુષ્ય અને આપણા કોમ્પ્યુટર મશીનને જુદી પાડતી બે જ બાબતો છે. લાગણીશીલતા અને આંતરસ્ફુરણા? આપણી પાસે હજી પૂરતી માહિતી નથી તેવી કેટલીય જ્ઞાનેન્દ્રીયની સર્કિટ છે કે જે આપણે મશીનમાં બનાવી શકતાં નથી.

લગભગ આપણા જેવું જ સંકુલ યાંત્રિક મગજ આપણે બનાવ્યું છે. પણ લગભગ જ.

તો શું પસંદ કરવું? તાર્કિક પ્રતિભાવ કે માનવીય ચૂકાદો? સેકંડો જેમ જેમ જતી હતી તેમ તેમ તાકીદ વધતી જતી હતી અને હું ફરી ફરી મારા મનને સવાલ પૂછી રહી હતી.

અને ફરી ફરી એક જ જવાબ મળતો હતો.

તો આ રીતે મારે પસંદગી કરવી પડશે....

મેં દિલિપને બોલાવ્યો, તે તરત આવ્યો,''તેં નક્કી કરી લીધું?''

''લગભગ,'' મેં કહ્યું,

''પણ પહેલાં મને એ કહે કે મારો નિર્ણય ગમે તે હોય આપણી મૈત્રીમાં

કોઈ ફેર નહીં પડે.''

''તો તું મશીનનો પક્ષ લે છે?''

''એ મને ખબર નથી... પણ આપણે જે સારો સમય સાથે ગાળ્યો તે માટે હું તારો આભાર માનવા માંગું છુ. તું મને એક ચુંબન આપીશ, દિલિપ?'' દિલિપ નીચે નમ્યો અને મારા ગાલે ઔપચારિક ચુંબન કર્યું, ''પણ તેં નક્કી શું કર્યું?''

મેં માત્ર કહ્યું,''મહેરબાની કરીને તું જઈશ અને ઇ.એમ.ને મોકલીશ?'' હવામાં તરતો તરતો ઇ.એમ. અંદર આવ્યો, ઇ.એમ. તું જે પ્રાર્થનાની વાત કરતો હતો તે કઈ? પ્લીઝ. તું મને તે સંભળાવીશ?'' તેનાં યાંત્રિક અવાજમાં ઇ.એમ.એ શરૂ કર્યું :

''પરમપિતા, તું મને તારી શાંતિ માટે સાધન બનાવ, જ્યાં ધિક્કાર છે, ત્યાં મને પ્રેમ વાવવા દે, જ્યાં શંકા છે.. ત્યાં વિશ્વાસ.

ભૂલની જગ્યાએ સત્ય.

જ્યાં અંધકાર છે ત્યાં પ્રકાશ,

ઓ દિવ્ય પિતા.''

''એ ક્ષમાપાત્ર છે કે અમને ક્ષમા મળી છે.

મૃત્યુમાં અમે શાશ્વત જીવનમાં જન્મ લેશું.''

મને શબ્દોથી સાંત્વના મળી, જ્યાં અંધકાર છે ત્યાં પ્રકાશ....

દિલિપ સાચો છે કે ઇ.એમ. તેના પર પૂરતો પ્રકાશ નથી.

''ઇ.એમ, તને લાગણી છે કે નહીં તે ખબર નથી, પણ હું નિર્ણય કરી લઈશ પછી આપણે છૂટા પડશું અથવા સાથે હશું. તે ગમે તે હોય, આપણે સાથે જે સારો સમય પસાર કર્યો તેનો હું આભાર માનું છું.

હવે તું આ બે આંગળીઓમાંથી ગમે તે એકને સ્પર્શ કર...''

(મૂળ તમિળ)

●

•

# શુક્ર જોઈ રહ્યો છે

**રાજશેખર ભૂસનુરમઠ**

ચપટી ફરતી તકતી-આકાશગંગા-તેની વચ્ચે અથવા તો તેની ખૂબ જ નજીક એક તારો ધરાવે છે જે ઘણી બધી બાબતોમાં અજોડ છે. જેમ કે તે તેની નશીબદાર જગ્યાએ છે. દાખલા તરીકે, તે બે જોડિયા ગ્રહો ધરાવે છે. જે તેની આજુબાજુ ફરે છે, આ બંને ગ્રહો ઉપર સજીવનો ઉદ્‌ભવ થયો છે જે આપણે જાણીએ છીએ, અને ત્યાંની સંસ્કૃતિનાં ઉત્થાન અને વિનાશ ચાલતા રહ્યા છે. ત્યાંના વૈજ્ઞાનિકોએ આકાશગંગાના વાતાવરણના અભ્યાસ મમાટે અવકાશયાન પણ મોકલ્યા છે. તેઓ માને છે કે તેમનાં સિવાય બીજી માનવવસ્તીનો આ બ્રહ્માંડમાં ક્યાંય ઉદ્‌ભવ થયો છે. મોટેભાગે તો તેમની આકાશગંગાની હદમાં જ. આપણે પૃથ્વી ઉપરના માનવ આ જોડિયા ગ્રહ ઉપરની સુસંસ્કૃત જાતિને-ટેમ્પોરીઅન્સ અને તેના ગ્રહો ટેમ્પોરા-1 અને ટેમ્પોરા-2 કહેશું અને અલબત્ત તે જે તારાની આજુબાજુ લગભગ ગોળાકાર ભ્રમણકક્ષામાં ફરી રહ્યા છે તે તેનો સૂર્ય છે, અથવા તો ટેમ્પોરાનો સૂર્ય.

ટેમ્પોરિયન અંવકાશયાત્રી આપણાં રોયલ અવકાશયાત્રીઓની બરાબરના દૂરના તારા તરફ આશાસ્પદ નજરે જોઈ રહ્યા છે. તે સાયકોસ્કોપ, જૈવિક ટેલિસ્કોપનો ઉપયોગ કરે છે જે અજાયબ, શક્તિશાળી અને પ્રકાશથી પણ વધારે ઝડપવાળા વિકિરણનો ઉપયોગ કરે છે, તે ખગોળવિજ્ઞાની આ તારો ન માની શકાય તેટલા વધારે ગ્રહો ધરાવે છે, તેમાં ગૂંચવાયેલો છે. બહારનાં ગ્રહોમાં તેમને બહુ રસ નથી પણ ગ્રહનાં 2, 3, 4 અને 5 તેને આકર્ષે છે, જોકે તેને પમાં ગ્રહમાં બહુ શ્રદ્ધા નથી.

પૃથ્વી ઉપર 3નું વિશ્વયુદ્ધ હમણાં જ પૂરું થયું છે, રાજકીય નિરીક્ષકોને તે કોણે શરૂ કર્યું તે બરાબર ખબર નથી પરંતુ તેઓનું તારણ છે કે તે ઓચિંતુ હતું એટલું જ તે જરૂરી પણ હતું. આ બદ્‌નસીબ ગ્રહ ઉપરથી બધી જ માનવવસ્તીનો નાશ થઈ જાય તેમ કોઈ ઈચ્છતું નહતું. અણુશાસ્ત્રોનો જથ્થો જે મહાસત્તાઓ પાસે હતો તે પણ ઓછો થઈ ગયો અને લડાઈ દરમ્યાન ફક્ત એટલો સદ્‌નસીબ પૈસાદાર નાગરિકો જે ભાડેથી મેળવેલા ભોંયરાના મકાનમાં જઈ શક્યા તેઓ જ જીવતા રહી ગયા. આ ગ્રહની જમીન માણસો માટે કે નીચલી કક્ષાના પ્રાણીઓ માટે, અરે!

વનસ્પતિ માટે પણ સલામત ન હતી. બધું લગભગ સાફ થઈ ગયું હતું. ટૂંકમાં ગ્રહે તેનું પર્યાવરણ સંતુલન સદંતર ગુમાવ્યું હતું અને આ 21મી સદીના માનવીનું છેવટનું ભાગ્ય નક્કી કરવા માટે ફક્ત સમય અને માનવબુદ્ધિ જ શેષ રહી ગઈ હતી.

આ ગ્રહ એક ભયંકર નાટક એ બદનશીબ દૂર્ઘટનામાં ફસાયેલા લોકોનો સાક્ષી છે, માણસ જાતિ અસહાય બનીને ન ખાળી શકાય તેવા અંતની રાહ જોઈ રહી છે.

સિવાય કે વૈજ્ઞાનિકો આ લોકોની ઉપર ખૂબ જ મોટી જવાબદારી આવી ગઈ છે અને જીવતાં રહી ગયેલા લોકો તેમની તરફ આશાભરેલી નજરે જોઈ રહ્યા છે કેમ કે તેઓ જ ફક્ત તેમને બચાવી શકનાર છે, ઘણા લોકો વૈજ્ઞાનિકોને જ બદનામ કરતા, તેઓ કહેતા કે તેમણે જ પેલા વિનાશક ભયંકર શસ્ત્રોની શોધ કરી હતી. પરંતુ વૈજ્ઞાનિકો પોતાના બચાવમાં દલીલ કરતાં કે તેમણે કોઈક રાજકીય દબાણમાં અથવા બીજા દબાણમાં આમ કર્યું હતું જો કે આમ જોઈએ તો દૂધ ઢોળાઈ ગયા પછી રોવાનો કોઈ અર્થ નથી. જે બની ગયું તે બની ગયું છે અને આ લડાઈના નામે જે બની ગયું તેને કોઈ અટકાવી શકવાનું નથી. આમ છતાં આ બધા વિવાદોનો કોઈ અર્થ રહ્યો નથી અને તેથી વૈજ્ઞાનિકોને માફ કરવામાં આવ્યા અને નમ્રપણે, અરે! આજીજીપૂર્વક તેમને વિનંતી કરવામાં આવી કે આ ગ્રહને ફરી એક વાર જીવવા માટે સલામત બનાવે.

આંતરરાષ્ટ્રીય ભૌતિક અવકાશી સંસ્થાનું વડું મથક નવી દિલ્હીમાં આવેલું છે. તેના ડાયરેક્ટર ડૉ. મલિક એક પ્રખર વૈજ્ઞાનિક છે અથવા તો એમ કહીએ કે એક ભૌતિક અવકાશશાસ્ત્રી છે. કારણ કે તેઓ વિજ્ઞાનની બીજી શાખાઓમાં તેટલા જ પારંગત હોવાનો દાવો કરતા નથી. બીજા બધા મકાનની જેમ જ આ સંસ્થાની લેબોરેટરી અને ઓફિસો પણ ત્રીજા વિશ્વયુદ્ધમાં જમીનદોસ્ત થઈ ગઈ હતી અને ડૉ. મલિક બાકી બચેલા જમીન નીચે રહેલા લોખંડના છતવાળા ભોંયરાના મકાનમાં જતા રહ્યા. દેખીતી રીતે આથી તેમને અવકાશી અવલોકનમાં મુશ્કેલીઓ ઉભી થઈ પરંતુ કટોકટીમાં આ કંઈ બહુ મોટી વાત ન લાગી.

ડૉ. મલિકને હવે પૂરતો સમય હતો કારણ કે આગળ વિશ્લેષણ માટે નવા ડેટા આવતા ન હતા. તેઓ ખાસ કરીને ડૉ. મૂર્તિની ઘટનાને યાદ કરતા ભૂતકાળમાં સરી ગયા છે, ડૉ. મૂર્તીની બાબતમાં તેમણે ઉતાવળિયું પગલું ભર્યુ તેનો તેમને પશ્ચાતાપ થઈ રહ્યો છે.

ટૂંકમાં એ ઘટના આમ હતી. ડૉ. મૂર્તી શુક્ર વિભાગનો હવાલો સંભાળતા હતા (આ સંસ્થાના માનવ વૈજ્ઞાનિકો સૌરમંડળના એક ગ્રહના અભ્યાસનો સંપૂર્ણ હવાલો સંભાળતા હતાં તે જ અહિંયા જણાવું જોઈએ) ત્રીજું વિશ્વયુદ્ધ નજીકના ભવિષ્યમાં ઓચિંતુ સળગવાનુ હતું. ઈશ્વર સ્વર્ગમાં હતા અને ધરતી પર બધા સાજાસારા હતા. આમ કોઈ કવિએ કહ્યું છે ડૉ. મૂર્તીનું શુક્ર (ગ્રહ)નું જ્ઞાન એટલું ઊંડુ અને સચોટ

હતું કે ઘણી વખત મજાકમાં તેના સહકાર્યકર્તાઓ અને મિત્રો તેનો 'પ્રેમના દેવ' કહીને ઉલ્લેખ કરતા તેઓ ફક્ત ભૌતિક અવકાશીશાસ્ત્રી જ ન હતા. અને આથી જ બધી મુશ્કેલીઓ શરૂ થઈ...

તાજેતરમાં, ડૉ. મૂર્તીએ સંકેતો વડે નોંધ્યું હતું કે કંઈક શંકાસ્પદ તેના પ્રિય ગ્રહ સાથે બની રહ્યું હતું. તેઓ ચોક્કસ વર્ણવી શકતા નહતા કે તે શું હતું. પણ કંઈક ચોક્કસ વાત હતી. એ પણ ખરું કે અનુભવી વૈજ્ઞાનિકોએ પણ કદાચ આ પ્રિય ગ્રહ ઉપર કશુંજ બની રહ્યું નથી તેમ કહ્યું હોત એટલી સૂક્ષ્મ આ વાત હતી. પરંતુ ડૉ. મૂર્તી આ ગ્રહના ખરા ચાહક હતા તેથી તેઓ એક પ્રેમી બીજા પ્રેમીના જુદા જુદા મૂડ વિશે કહી શકે તેમ કહી શકતા. ડૉ. મૂર્તીના મત મુજબ આ ગ્રહ સાથે ગમે તે કૃત્રિમ રીતે ચેડા થયા હતા. એક ખરેખર વિચિત્ર વાત હતી. અહિંયાની ગણત્રી અને ત્યાંના એક અનુમાનને આધારે એ નિષ્કર્ષ તારવ્યું કે કોઈક કૃત્રિમ ઉગમમાંથી નીકળેલા અજાયબ કિરણો દ્વારા શુક્ર ઉપર બોમ્બમારો થયો હોવો જોઈએ. પરંતુ આ એક ફક્ત ધારણા હતી, એક પરિકલ્પનાનો બીજા માટે સ્વીકાર કરવો તે મુશ્કેલ વાત બને.

ડૉ. મૂર્તી તેના અવલોકનોમાં ખૂબજ ધીરજ રાખતાં હતા. અને તેમણે નક્કી કર્યું હતું કે જ્યાં સુધી પુરાવાથી તેમને સંપૂર્ણ સંતોષ નહીં થાય ત્યાં સુધી આ વાત કોઈને કહેશે નહી. પરંતુ એક કલ્પનામાં દેખાતા ત્રાસદાયક ચિત્રે તેમના અંતરાત્માને એટલો હલબલાવી નાખ્યો હતો કે તેમણે તેમનાં તારણો ડૉ. મલિક પાસે રૂબરી રજૂ કર્યા.

કદાચ ડૉ. મૂર્તીનો રજૂઆત કરવાનો સમય અનુકુળ નહોતો. ડૉ. મલિક દેખીતી રીતે મૂર્તીએ રજૂ કરેલી તેમની શંકા સાંભળી સળગી ઉઠયાં. ડૉ. મલિકને આખી વાત મૂર્ખામીભરી લાગી, અજાયબ કિરણો? શુક્ર એક આયના તરીકે વર્તે છે? આણ્વિક આપત્તિ? ઓહ! સાવ વાહિયાત વાત....

આ ધ્રુજાવી દેનારી ચેતવણી સામે તેમના બોસે બેપરવાહી બતાવી તે ડૉ. મૂર્તી સહન કરી શક્યા નહીં અને તેથી તેમણે આ દુનિયાના લાભ માટે આખી વાતની જાણ તેમના ઉચ્ચ અધિકારીઓને કરી. આ બનાવથી ડૉ. મલિક ખૂબ જ ક્રોધિત થયા અને તેથી તેમણે ડૉ. મૂર્તીને તેમના હોદ્દા પરથી સસ્પેન્ડ કર્યા. એ વાત પણ સાચી કે જેમ હંમેશા બનતું આવ્યું છે તેમ ઉચ્ચ અધિકારીઓએ ડૉ. મલિકનો પક્ષ લીધો અને એને આ કિસ્સામાં તેઓનું વલણ યોગ્ય હતું તેમ માની તેઓ સંતોષ પામ્યા. કમનસીબે પાછળથી જરૂર લાગે તો તેમની ગેર વર્તણૂકના પુરાવા રૂપે, ડૉ. મૂર્તીનો રિપોર્ટ ગોપનીય ખાતામાં ફાઈલ કરવામાં આવ્યો.

અને હવે, ત્રીજા વિશ્વયુદ્ધના અંતે એક સૌમ્ય અને સમજદાર માણસ ડૉ. મલિક હવે ડૉ. મૂર્તીની માફી માગીને તેમને ફરીવાર વિનાશમાંથી આ દુનિયાને

બચાવવા જલ્દી કંઈક કરવાનું કહેવા માંગે છે.

ટેમ્પોરા-1, ટેમ્પોરા-2 સામે ભયંકર યુદ્ધ ચલાવી રહ્યું છે. આધુનિક સમય તેમના માટે પણ ખરાબ છે, પરંતુ તેઓની પાસે અણુશસ્ત્રો નથી અરે! તેઓએ તેના વિશે સાંભળ્યું નથી. ટેમ્પોરીયન વૈજ્ઞાનિકો તેમના શસ્ત્રાગાર માટે નવા અને શક્તિશાળી હથિયારો શોધવામાં રચ્યા પચ્યા છે. તેઓએ આકાશગંગા બીજા ગ્રહના માનવી પાસેથી પણ કંઈક જાણી લેવાનું નક્કી કર્યું છે.

ટેમ્પોરા-1 ના અવકાશયાત્રીઓએ, જેના વિશે આપણે પહેલાં જ વાત કરી છે. તેમણે શોધી કાઢ્યું છે કે આકાશગંગાના છેડા પાસે દૂર એક તારો આવેલ છે જેને ઘણા બધા ગ્રહો છે. અલબત્ત ટેમ્પોરા-2ના અવકાશયાત્રીઓ આ બાબતમાં કશું જ જાણતા નથી. અને આ બે પ્રકારના બુદ્ધિશાળી પ્રાણીઓ - ટેમ્પોરીઅન્સ - ખાસ કરીને જ્યારે તેઓ યુદ્ધે ચડ્યા છે ત્યારે તેઓ એકબીજાનું રહસ્ય એકબીજાને જણાવવા ન દે તે સ્વાભાવિક છે.

ટેમ્પોરીયન સાયકોસ્કોપ, જે તેઓનું ટેલિસ્કોપ છે તેની રેન્જ અને રિઝોલ્વીંગ પાવર તેમાં તેમણે પ્રકાશના કિરણોથી પણ વધારે ગતિ ધરાવતા કિરણોનો ઉપયોગ કરેલો છે જે માણસથી અજાણ છે પરંતુ એથી પણ વિશેષ મહત્ત્વનું એ છે કે તેનો વસ્તુકાચ (ઓબ્જેક્ટીવ લેન્સ કે સમકક્ષ) તેના મુખ્ય માળખા સાથે ચોક્કસ રીતે જોડવામાં આવે તો તેનો એક સહાયક પણ અવકાશમાં છે. તે એના જેવું કે જાણે આપણી પાસે કાઢી શકાય તેવી એક વધારાની આંખ હોય અને તેને ગમે ત્યાં, જેમ કે સો સો પ્રકાશવર્ષ તમારાથી દૂરના અંતરે મુકો અને ત્યાંની વસ્તુને તમે જ્યાં તમે વધારાની આંખ મૂકેલી છે ત્યાં જાણે તમે સદેહે હાજર હો તે ઝીણવટપૂર્વક જોઈ શકો. આ સહાયક વસ્તુને સ્થાનિક જગ્યાએ જ બનાવી શકાય તે જરૂરી નથી. કોઈપણ અનુકૂળ કુદરતી વસ્તુ-જેમકે એક ગ્રહનું સારું **albedo** પણ સારું કામ આપી શકે. અલબત્ત આવા કિસ્સામાં સાયકોસ્કોપના મુખ્ય ભાગ સાથે તેનું જોડાણ કરવું તે આપણા કરતા પણ ચઢી જાય તેવી ટેમ્પોરીયન્સ (ટેમ્પોરા-1)ની વૈજ્ઞાનિક કુશળતાને કારણે શક્ય હતી. તેઓએ ગણત્રી કરી કે શુક્ર તેમના સાયકોસ્કપોના સહાયક તરીકે કામ કરવા ખૂબ જ સારી રીતે અનુકૂળ હતો અને તેઓએ  તેની સાથે તાત્કાલિક જોડાણ કર્યું.

શુક્ર જોઈ રહ્યો હતો. બીજુ વિશ્વયદ્ધ તો ક્યારનું ભૂલાઈ ગયું હતું. છતાં મહસત્તાઓએ અણુશસ્ત્રોનો સંગ્રહ કરવાનું ચાલુ રાખ્યું હતું. માનવજાતિને કે તે જે કહે છે જે કરે છે તે બધું જ અજાણ્યા વિશ્વમાં તાત્કાલિક પ્રસારિત  થતું હતું અને તે માહિતી ઉપરથી પોતાના ઉપયોગ માટે પ્રક્રિયા કરવાની કોશિષ કરી રહ્યા હતા. ડૉ. મૂર્તી જેવા કુદરતી શક્તિ ધરાવતા વૈજ્ઞાનિક દ્વારા જ જાણી શકાયું કે પ્રકાશના કિરણોથી પણ વધારે ઝડપ ધરાવતા કિરણો અને ગ્રહ ઉપરના સામાન્ય

વિકિરણો વચ્ચે સર્જાયેલી પ્રક્રિયાએ વિશિષ્ટ વર્તણૂક બનાવી હતી. ડૉ.મૂર્તીને કેવી રીતે ભાવિની પ્રેરણા મળી કે આ દુનિયા અણુબોમ્બના અકસ્માતે વિસ્ફોટન થવાથી ત્રીજા વિશ્વયુદ્ધનો સામનો કરશે તે સમજાવવું સહેલું નથી. તેમની પાસે સાવચેતીપૂર્વક ભેગી કરેલી ઢગલાબંધ સાબિતીઓ હતી જેના દ્વારા તેઓ અનિવાર્યપણે આ નિર્ણય પર આવ્યા હતા. પરંતુ તેમનું મંતવ્ય, સિદ્ધાંત અને ધારણાઓ અસ્વાભાવિક (બીજાની નજરે) હતી. કારણ કે તે ધૂંધળી હતી. ડૉ. મલિકથી શરૂ કરીને દુનિયાએ પણ ત્યારેજ તેમને ગંભીરતાથી લેવાનું શરૂ કર્યું જ્યારે તેમની આગાહીઓ સાચી ઠરી.

જ્યારથી શુક્ર દ્વારા માહિતીઓ મેળવીને અભ્યાસ કર્યો હતો ત્યારથી ટેમ્પોરા-1 અણુશસ્ત્રો બનાવવાનાં પ્રયત્નો કરી રહ્યું હતું. પરંતુ એક છેલ્લી તપાસ જરૂરી હતી ટેમ્પોરીયન યુદ્ધ ખાતું (ટેમ્પોરા-1)નું અણુશસ્ત્રોને કાર્યશીલ દશામાં જોવા માગતું હતું. ટેમ્પોરીયન વૈજ્ઞાનિકો અણુશાસ્ત્રોનો રીમોટ કંટ્રોલ દ્વારા પૃથ્વી ઉપર નિશાન લેવાનો પ્રયત્ન કરતા હતા. આ ઘટનાએ ડૉ. મૂર્તીનું ધ્યાન આકિર્ષત કર્યું હતું અને જોકે તેમણે સમયસર ચેતવણી આપી. જોકે યોગ્ય ન્યાય ન કરવાની માણસની ભૂલને લીધે તેમની ચેતવણી યોગ્ય લોકો સુધી પહોંચી ન હતી, અલબત ટેમ્પોરિયનોનો રીમોટ કન્ટ્રોલથી થોડો દબાવવાનો પ્રયત્ન સફળ થયો હતો અને ટેમ્પોરા-1 ખૂબ જ ખુશ હતું કે હવે અણુશસ્ત્રો બનાવવાનું શરૂ કરી શકશે.

પરંતુ માનવીના નિર્બળ માનસે ખરું કારણ શોધવાને બદલે એક બીજા પર આરોપ મૂકી દુઃખદ રીતે પોતાની જાતને યુદ્ધમાં ઉતારી જે સદંતર આત્મઘાતક સાબિત થઈ.

'મૂર્તિની અસર'નો (શુક્રના વિકિરણો અને ટેમ્પોરા પરથી આવતા કૃત્રિમ વિકિરણો વચ્ચે સર્જાયેલી પ્રક્રિયાને કહેવામાં આવે છે. જોકે બિચારા મૂર્તી તેના માટે જવાબદાર ન હતા, તેટલું જ નહીં પણ તેની વિરૂદ્ધ હતા). હવે સાર્વત્રિક રીતે ખંતપૂર્વક અભ્યાસ કરવામાં આવી રહ્યો છે. આમ તો ખરેખર એક વિરોધાભાસ પણ રચાયો હતો કારણ કે બંને સામસામે જોઈ રહ્યા છે. શુક્ર જોઈ રહ્યો હતો અને તેના તરફ જોવાઈ રહ્યું છે. પરંતુ મુખ્ય મુશ્કેલી એ હતી કે આ જોવાનું અથવા તો વધુ સચોટ રીતે કહેવું હોય તો શુક્રનું વૈજ્ઞાનિક ઢબે અવલોકન કરવાનું હવે મુશ્કેલ બન્યું હતું કારણ કે (હકીકતે) લોકો હવે ભુગર્ભમાં જતા રહ્યા હતા. એવા લોકો પણ હંમેશાં હોય છે જેઓ કસોટીનો સામનો કરવા સદા તત્પર હોય છે. 'મૂર્તીઅસર'ના વિગતવાર અભ્યાસે બતાવ્યું કે પ્રખ્યાત શુક્રના વાદળોની ચાદર જ કદાચ ખરું કારણ હતી કે જેના દ્વારા આ અજાયબ કિરણો પૃથ્વી સુધી પહોંચીને પૃથ્વીનું નિરીક્ષણ કરી શક્યા, આ વાદળાના પડનો નાશ કરવો તે દેખીતો રસ્તો હતો પરંતુ તે તો આંખોને આંધળી કરવા બરાબર છે. પૃથ્વીના વૈજ્ઞાનિકો અજાયબ કિરણો વિશે સંશોધન કરી શક્યા નહીં. આથી બીજો કોઈ સંતોષજનક રસ્તો રહ્યો નહીં કેટલાંક વૈજ્ઞાનિકોએ

વિરોધ કરી તેમ પણ કહ્યું કે આ વિકિરણો સીધાં જ પૃથ્વી પર અથડાય છે અને અત્યંત નુકશાન કરે. પરંતુ ડૉ. મૂર્તીના અનુયાયીઓએ શોધી કાઢ્યું કે શુક્રનો એક વિશાળ પરાવર્તક તરીકે ઉપયોગ થઈ રહ્યો હતો અને તે પરાવર્તકને (ખરું જોતાં તો પરાવર્તક વાદળાંઓ) જો દૂર કરવામાં આવે તો 'મૂર્તિ અસર' સમાપ્ત થઈ જાય અને હવે બધા જ જાણતા હતા કે આણ્વિક વિનાશ સાથે આ અસરને સીધો સંબંધ છે.

ટેમ્પોરિયન વૈજ્ઞાનિકો (ટેમ્પોરા-1ના) પહેલાં તો ગુંચવણમાં પડી ગયા અને પછી ત્રસ્ત થયા કે આવો સરસ ગ્રહ નંબર બે તેમના સાયકોસ્કોપનો સહાયક, અજાણ્યાઓના હસ્તક્ષેપથી સંપૂર્ણપણે બગડી ગયો હતો. ગ્રહ નંબર ત્રણ તરફની તેમની બારી કાયમ માટે બંધ થઈ ગઈ હતી. તેઓ હવે ઇચ્છે તો પણ પેલા બુદ્ધિશાળી જાતિ વિશે જાણી શકે તેમ નહતા. જેણે તેમને અણુશસ્ત્રોની બ્લ્યુપ્રિન્ટ આપી હતી. ટેમ્પોરા-1 પાસે બીજી દુનિયા માટે સમય ફાળવવા નવરાશ નહતી તેને હવે પછીના ધ્યાન માગી લે તેવા પોતાના જ પ્રશ્નો હતા, દાખલા તરીકે ટેમ્પોરા-2 સાથેનું યુદ્ધ.

ખૂબ જ વરસાદે શુક્રની ગરમ સપાટી ઉપર વરસીને તેને કાયમ માટે ઠંડો કરી દીધો. હવે માનવ અવકાશીયાત્રીઓ તેના ઉપર ઉતરવાની તૈયારીમાં હતા. તેઓ તો શુક્રના વાતાવરણમાં જીવન દાખલ કરવાની તૈયારીમાં હતા કે જેથી કરીને આ પૃથ્વીનો જોડિયો ગ્રહ તેમની જેમ ઉત્ક્રાંતિના પગથિયાં ચઢી શકે.

(મૂળ કન્નડ)

# લિફ્ટ

**સંજય હવાનુર**

ઇન્દ્રપ્રસ્થ રોડ ઉપર આવેલા વાણિજ્ય ભવન કૉમ્પ્લેક્ષનાં વિરામ કક્ષમાં એક લાંબી લાઈન આતુરતાથી લિફ્ટની રાહ જોઈ રહી હતી. બહાર નવી દિલ્હીની ખુલ્લી મોંઘીદાટ જગ્યા, 45 ડીગ્રી સેલ્સિયસના સખત તાપમાનમાં ડૂબેલી ધ્રુજી રહી હતી, ગજાનનરાય પોતાની જાતને છાપાથી હવા નાંખતા લાઈનમાં આગળ વધ્યા. આંતરરાષ્ટ્રીય હિસાબી સલાહકારનાં મુખ્ય વહીવટદાર અને મૅનેજીંગ ડાયરેક્ટર પાયાનાં વ્યક્તિ તેઓનાં વાતાનુકૂલિત જગ્યામાં મશીન પાસે પાછા જવા આતુર હતા. તેમની પાછળ કિંમતીલાલ તેમનાં વિચારોમાં ડૂબેલા ઉભા હતાં. કદાચ તેઓ તેમનાં છેલ્લા સો રૂપિયા લકી નંબરનાં ઘોડા ઉપર શરત મારવાનું વિચારતા હતા. તેઓ મહત્ત્વની રેસ જેવી બાબતમાં સામાન્ય રીતે પહેલાં શુકનની રાહ જોતા હતા. એક વખત એવો પ્રસંગ બન્યો હતો, જ્યારે રેઈસ કોર્સનાં રસ્તે નવ છોકરીઓનું ટોળું પસાર થઈ રહ્યું હતું અને તરત જ તેમણે નવમાં ઘોડા ઉપર એક્યાસી રૂપિયાની શરત લગાવી ત્યારબાદ કિંમતીલાલ એક શીખાઉ ન્યુમરોલીજીસ્ટ (નંબર ઉપર ભાગ્ય ભાખનાર) બની ગયા, આજે તેઓ લિફ્ટમાં બધા બટન દબાવી જોશે, અને પછી એકમાંથી પોતાનો સંકેત મેળવશે.

ટ્રીમ દીવાલ ઉપર લાલ બત્તીનો અવાજ સંભળાયો, લિફ્ટ આવી, ખુલજા સીમસીમ, ગજાનનરાવને રોજની જેમ આશ્ચર્ય થયું. જોકે, દરવાજો પોતાની જાતે જ ખુલી ગયો, ગજાનનરાવ અંદર દાખલ થયા અને કર્તવ્યનિષ્ઠાથી દરવાજો ખોલવાનું બટન દવાવ્યું તેમના પછીની લાઈન તેમને અનુસરી, ફક્ત છ વ્યક્તિ માટે પાટીયું બતાવતું હતુ, એક સરદારણી દોડતી હાંફતી આવી અને ટોળાનાં આઠમાં સભ્ય તરીકે જોડાવા માંગતી હતી, ''બસ પૂરા થઈ ગયા.'' તેણે ઘેટા જેવા દેખાતા સજ્જન સામે જોયું જેઓ સંનિષ્ઠાથી દરવાજો ખોલવાનું બટન દબાવી રહ્યા હતા.

કોઈકે તેણીની સામે જોતાં ઉમેર્યું, ''હા લિફ્ટ ભરાઈ ગઈ છે.''

કિંમતીલાલે કન્ટ્રોલ પેનલ પર ઝનૂનપૂર્વક તેમનું ધ્યાન કેન્દ્રીત કર્યું. દરેક દબાવેલા બટનનો યોગ્ય ક્રમ યાદ રાખ્યો, સોળ માળ અને આઠ જણ 2,3,5,7 અને 11

નંબરનાં બટન દબાવેલા હતા. ખૂણામાંથી કોઈએ વિનંતી કરી નંબર 13 પ્લીઝ.'' આખરે ગજાનનરાવે તેમની આંગળી હટાવી, દરવાજો જેઓ હળવેકથી બંધ થયો કે લિફ્ટમાં અંધારું ઉતરી આવ્યું લિફ્ટમાંથી પંખો અને લાઈટ પહેલાંથી જ ચોરાઈ ગયા હતાં અચાનક અંધકારથી એક વિચિત્ર ભયની લાગણી થતી હોય છે. લિફ્ટની અંદરનું વાતાવરણ પરસેવો અને સસ્તા અત્તરથી ગંધાતું હતું.

લિફ્ટે તેની યાત્રા શરૂ કરી.

તેઓએ ગંદા રાજકારણ, સાઉથ બ્લોક, સફદરજંગની ચર્ચાઓ બંધ કરી, અને સ્વગત બોલવા લાગ્યા, જોયસનેએ વાતનું આશ્ચર્ય થયું કે દિલ્હીમાં ટાઈપિસ્ટની નોકરી મેળવવી તે ખૂબ જ મુશ્કેલ છે તેમ શા માટે મને કોઈએ કહ્યું નહીં, કદાચ, આ ઇમારતમાં જ મને મળી જાય, કારણ કે, જાત જાતની પેઢી (સંસ્થા) તેના સોળ માળમાં આવેલી છે. આંતરરાષ્ટ્રીય હિસાબી સલાહકાર, વૈષ્ણો આયાત-નિકાસ, અમેલ્મેટડ બોટલિંગ ઇન્ડસ્ટ્રીઝ, ઇન્ડિયન ક્રોનિકલ સુદ્ધાં.... કાંઈ ખોટું ન કહેવાય નોકરી પણ ઘણી રોમાંચક હશે અને આજકાલ પગાર પણ ઘણો સારો છે.

દિનકર ચૈતન્ય તેના મગજમાં આગલા દિવસનાં તંત્રીલેખનું માળખું તૈયાર કરી રહ્યાં હતા. ધ ઇન્ડિયન ક્રોનિકલ સંપાદક હોવાથી આ તેમનાં કામનો કંટાળાજનક ભાગ હતો. દિવસે દિવસે શાલીન અંગ્રેજીમાં વિસ્તાર પૂર્વક રાષ્ટ્રીય અને આંતર-આફ્રિકન સરમુખત્યારશાહીને બહુ રાષ્ટ્રો દ્વારા કચડી નખાયા, રશિયાની દરમ્યાનગીરી, તટસ્થદેશોની ઉપેક્ષાવૃત્તિ.

લિફ્ટ બીજે માળ પહોંચે ત્યાં સુધી સમય પસાર કરવા દરેક જાણી જોઈને અંગત વિચારમાં ખોવાઈ ગયા, કોઈને એ ખ્યાલ પણ ન આવ્યો કે લિફ્ટે આટલો બધો સમય લીધો. સરદારણીનો કર્કશ અવાજ ઊંચો થયો આ સાલી લિફ્ટ ઉભી રહેશે કે પછી આપણને આકાશમાં પહોંચાડી દેશે ? અને અચાનક ખ્યાલ આવ્યો કે લિફ્ટ ઉંચે જઈ રહી જ ન હતી.

આપણે નીચે શા માટે જઈએ છીએ ? જોયસ ભયનો માર્યો બૂમ પાડી ઉઠ્યો. ગજાનનરાવ પણ ક્ષણિક ચોંકી ગયા પણ પછી તરત જ જાત સંભાળી લીધી, ''ગભરાવ નહીં બહેનજી લિફ્ટના કન્ટ્રોલમાં તકલીફ ઉભી થઈ છે અને આપણે ઉપર જઈ રહ્યા હતા અને હવે નીચે આવી રહ્યા છીએ. બારણાં ખુલશે અને હમણાં આપણે નીચે ઉતરશું.'' તેણે આશ્વાસનભર્યા અવાજમાં કહ્યું. આપણે ધીરે ધીરે નીચે જઈ રહ્યાં છીએ, ઘસમસતા જઈ રહ્યાં......

''મારી વાત સાંભળો,'' સરદારણીએ તોછડાઈથી અટકાવતાં કહ્યું, ''લિફ્ટ ઉપર ગઈ જ નથી, શરૂઆતથી જ તે નીચે જઈ રહી છે.

"ઓહ તો આપણે પૃથ્વીનાં કેન્દ્ર ભણી મહાયાત્રા કરી રહ્યા છીએ, અમને તમે જાણ કરી તે માટે તમારો આભાર.'' તેણીની મૂર્ખાઈ ભરેલી ટકોરથી ચિડાઈને કોઈ બોલ્યું.

સરદારણી તેના સામે અંધારામાં તાકી રહી, આ હરામખોરોને એ પણ ખબર નથી કે એક મહિલા સાથે કેમ બોલવું કોઈ તમીઝ જ નથી.

''પણ પૃથ્વીનાં કેન્દ્રે જ શું કામ અટકવું,'' દિનકરે મજાકમાં ઉમેર્યું,''આપણે હજી આગળ વધી સામેના છેડે યુ.એસ.એ. કે કેનેડા પહોંચી શકીએ, કેટલી મજા આવે.''

ગજાનનરાવ સિવાય બધા હસ્યા. તેને ખબર હતી, કોઈક આંતરસ્કુરણાથી તેને ખબર હતી કે સરદારણી સાચું કહે છે. લિફ્ટ જમીનથી ઉંચી ગઈ જ નથી. પણ આ સાલી જાય છે ક્યાં? વાણિજ્ય ભવનમાં ભોંયરાનો માળ છે જ નહીં. લિફ્ટનાં અંધારામાં ગજાનનરાવ તાર્કિક અને બૌદ્ધિક મનને ગળી જતા અજ્ઞાત ભય સામે લડી રહ્યા હતા. આ લિફ્ટ કોઈ નિયંત્રણમાં છે કે નહીં તે પ્રશ્ને હવે નવો વળાંક લીધો હતો. મોટર તથા ગીયરની પકડમાંથી લિફ્ટ શું છુટી ગઈ હતી? કેટલાં ઉંડાણ સુધી એ આપણને લઈ જાય છે?

અચાનક લિફ્ટ ઉભી રહી. યાત્રાનો અંત, દરવાજો ખુલ્લો, પ્રકાશની આતુરતાપૂર્વક રાહ જોઈ રહ્યા હતા. ગજાનનરાવ ઝંખવાણા પડી ગયા લિફ્ટ ફરી તેમનાં વાણિજ્ય ભવનની પરિચિત પરસાળમાં આવીને ઉભી રહી ગઈ હતી.

''અમેરિકા ! આપણે પહોંચી ગયા,'' દિનકરે કહ્યું અને જોયસ તરફ હસવાની તક લઈ લીધી.

તેણીએ પ્રતિભાવ આપ્યો, ''નક્કર જમીન પર પાછા ફરવાની ખૂબ રાહત થઈ.'' તેણીએ તેને મહામુશ્કેલીથી સાધેલું મોહક સ્મિત આપ્યું.

મગજ ફાટી જાય તેવી ભયાનક ચીસ પાડી સરદારણી લિફ્ટની ફરસ પર ફસડાઈ પડી. માણસો અંદર આવવા લાગ્યા. એક કદાવર માણસ પહેલો અંદર આવ્યો અને તેનાંમાંથી પસાર થયેલ તે પછી આવેલા માણસોએ લિફ્ટમાં બાકીનાં માણસોનાં શરીરમાં પ્રવેશ કર્યો. કેટલાંક આગંતુકે એક સાથે બેત્રણ શરીરોમાંથી એક સાથે પ્રવેશ કર્યો હતો.

તેમનાં યજમાનો ભયનાં માર્યા થીજી ગયાં હતાં. એ લોકો હજી પણ જીવતા હતા કે મરી ગયા હતા? કે તે વાતનો હવે કોઈ અર્થ ન હતો? એ આઠ જ મિનિટ ચાલેલી ભયાનક યાત્રાએ આઠ માણસોનો ભોગ લીધો હતો. એક ભેદી ચમત્કારથી લિફ્ટ તેના યાત્રીઓને માત્ર છાયામાં ફેરવી નાંખ્યા હતા.

માત્ર છાયા. જમીનમાં એક દિવસ ભળી જનારા પાર્થિવી ભૌતિક શરીર વગરની છાયા માત્ર.

જોયસ ચીસ પાડીને પહેલી જ લિફ્ટમાંથી બહાર આવી. બે પુરુષોએ તેણીનાં શરીરમાંથી પસાર થઈ ગયા. તેનો ક્ષોભ અસહ્ય હતો. બધાં લિફ્ટમાંથી પહેલાં બહાર નીકળવાનો પ્રયત્ન કરતાં હતાં તેમાંથી અંધાધૂંધી સર્જાતી હતી. ગજાનનરાવ

અને દિનકર ચૈતન્ય બેભાન સરદારણીને બહાર ખેંચી જતા હતાં ત્યાં બારણાં બંધ થયાં. ટ્રીમ ઘંટડી બજી અને દીવાલ પરના લેમ્પથી ખ્યાલ આવ્યો કે લિફ્ટ ઉપર જઈ રહી હતી.

તેઓ બધા આ બનાવથી સ્તબ્ધ બની બહાર ઉભા રહ્યાં. કેવી વિડંબના છે કે કોઈ માયાવી દુનિયામાં લઈ જતી આ લિફ્ટની મને બીક લાગે છે. પણ લિફ્ટે અમને જ્યાં ઉતાર્યા તે જગ્યા જરા પણ માયાવી નથી. એ જ પ્રાચીન ભારત ભૂમિ, એ જ રાજધાની દિલ્હી એ જ ઇન્દ્રપ્રસ્થ રોડ પર આવેલું 16 માળનું વાણિજ્ય ભવન સંકુલ બાકી બધી વસ્તુ એકદમ યથાવત છે તો શું અમને જ કશુંક થયું હતું? અમે બધા ભૂત થઈ ગયા છીએ? તેમણે તેમના ગ્રુપનાં બાકીનાં સભ્યો તરફ જોયું. ફિક્કા ચહેરાઓ. તેઓ આસપાસની આ ચિરપરચિતાથી ડરી ગયા હતા. કે જે હવે તેમની નથી રહી.

''બંધ કર,'' ગજાનનરાવે જાતને કહ્યું,''બાકીની જીંદગી અમારી સાચી જાતની છાયા તરીકે અમે વિતાવી શકીએ નહીં.''આ સમયે કોઈએ આમાંથી રસ્તો કાઢવાની શરૂઆત કરી એ માટે તેણે જાતને તૈયાર કરી. ત્યાં સુધીમાં તો લિફ્ટની સામે બીજી લાઈન લાગી ગઈ હતી. ગજાનનરાવ એક સારા કપડાં પહેરેલાં સદ્‌ગૃહસ્થ પાસે ગયા, ''શ્રીમાનજી કેટલો સમય થયો?''

કોઈ જવાબ ન મળ્યો. તેમની આ નમ્ર પૂછપરછ સાંભળી નહીં અને તેમના ઉપર પણ તેણે ધ્યાન ન આપ્યું. ગજાનનરાવ તે સદ્‌ગૃહસ્થની કાંડા ઘડિયાળમાં સમય જોવા નીચા નમ્યા.

તેમને પાછા ટટ્ટાર થતા વાર લાગી. જ્યારે તેઓ અંતે ટટ્ટાર થયા ત્યારે તેઓ હવે તેમની આ અસહાય દશા પાછળ રહેલા ભયના ભયાનક કારણને સમજી ગયા હતા, તેમને હવે સમજાવા લાગ્યું હતું કે લિફ્ટ તેમને જે વાસ્તવિક્તામાં લઈ આવી હતી ત્યાં તેમનાં અસ્તિત્વને કોઈ ઓળખી નથી શકતું આમાં તો કોઈ શક જ નથી, આપણે 'પરસોના નોન ગ્રાટા' (અન્ય માટે અસ્વીકૃત) થવું પડશે. તેણે વિચાર્યું. આ બે વત્તા બે ચાર જેવું જ તાર્કિક છે.

તે ટોળા તરફ ફર્યો, ''મહેરબાની કરી બધા સાંભળો. કોઈ અજાણી કરામતથી આપણે એવી પરિસ્થિતિમાં મુકાઈ ગયા છીએ કે આપણે જગત સાથે સંવાદ સ્થાપી શકતા નથી. આપણે તેમને જોઈ શકીએ છીએ, સાંભળી શકીએ છીએ અને કદાચ તેમને સુંઘી પણ શકીએ છીએ પણ તેમને સ્પર્શી શકતા નથી. આપણાં બધા ભૌતિક સંપર્કો કામ કરતાં બંધ થઈ ગયાં છે. ત્યારે આપણે એકમેકનાં શરીરમાં પસાર થતાં રહીએ છીએ. તેણે તેમનાં સાથીઓને દર્શાવી કહ્યું, ''આપણી બધી ઇન્દ્રીયો, બધું સંવેદન બરોબર કામ કરે છે.''

દિનકરે કહ્યું, ''અચ્છા તે બધું તો બરોબર પણ આ બધું શા માટે? આપણી

પોતાની જ કામકાજની જગ્યાએ ભૂતની જેમ ફરવું કેટલું એબ્સર્ડ લાગે છે, આ પરિસ્થિતિ ઉત્પન્ન કેવી રીતે થઈ?''

''આ બધું આ સાલી લિફ્ટને લીધે,'' જોયસે કહ્યું, ''તે કશાકના વશમાં ચાલી લાગે છે. પણ આપણે સામાન્ય પરિસ્થિતિમાં ક્યારે પાછા મૂકાશું?''

''શું આપણે આવ્યા હતા તે લિફ્ટમાં ફરી જવાની કોશિક કરવી ન જોઈએ?''

''એક મિનિટ,'' ગજાનનરાવે વચ્ચે અટકાવ્યા, ''એ શક્યતા પણ મારી નજર બહાર નથી ગઈ, આપણે જ્યારે પહેલાં લિફ્ટમાં દાખલ થયા ત્યારે આપણે અમુક ક્રમમાં બટન દાબ્યા હતાં. હવે જો બરોબર તેથી વિરુદ્ધ ક્રમમાં બટન દાબીએ તો વાસ્તવિક્તામાં પાછા ફરી શકીએ. પણ તે માટે આપણને ચોક્કસ ક્રમનો ખ્યાલ આવવો જોઈએ.'' તે સિવાય લિફ્ટમાં જવાની કોઈ શક્યતા તેમણે નકારી કાઢી. કિંમતીલાલ બોલી ઊઠ્યા, ''એ બાબતમાં મારે તમને સમાચાર આપવાના છે. એ જ ક્રમ યાદ રાખવાનાં કારણો સમજાવતાં તેમનો ઉત્સાહ થોડો ઓસરેલો હતો પણ કોઈએ તે તરફ ધ્યાન ન આપ્યું હોય તેવું લાગ્યું.

''આ તો સરસ કહેવાય!'' ગજાનનરાવે તેમનો ઉત્સાહ વધાર્યો, હવે આપણે એક જ કામ કરવાનું છે, લિફ્ટ ખાલી થાય તેની રાહ જોવાની છે અને પછી અંદર જઈ ઉલટા ક્રમમાં આદેશ આપવાનો છે. મને ખાતરી છે કે આપણે સફળ થઈશું.''

શું મને ખરેખર ખાતરી છે? તેમણે જાતને પ્રશ્ન કર્યો. લિફ્ટ પાછા વાસ્તવિક્તામાં લઈ પણ જાય અથવા આપણું કોઈ અસ્તિત્વ જ ન રહે તેમ બને. આ લિફ્ટમાં વિવિધ પ્રોગ્રામ થયેલી વિચિત્ર સૂચનાને કોઈ ઉકેલી શકે ? પણ આવા આશંકાભર્યા વિચાર કરવાનો કોઈ સમય જ ન હતો, ઊલટા ક્રમમાં આદેશ આપવા સિવાય તેમની પાસે કોઈ રસ્તો જ ન હતો. કોશિશ કરી ઊલટો ક્રમ શોધવાની વાત મગજને ચકાવામાં નાંખી દે તેવી હતી.

હજી બેભાન સરદારણીને પાછી લિફ્ટમાં ઢસડી તેઓ જલ્દી લિફ્ટમાં ગયા. ગજાનનરાવે ખુલ્લું બારણું દબાવી તેમની જગ્યા લઈ લીધી. કિંમતીલાલે બટન દબાવવાનું શરુ કર્યું - 14, 11, 7, 5, 3, 2 જેવું બારણું ધીમે ધીમે બંધ થયું. તેઓ ગભરાટથી જોવા લાગ્યાં. ફરી વાર લિફ્ટમાં ગાઢ અંધકાર છવાયો. તેમની ચિંતા અસહ્ય હતી.

લિફ્ટ ઉપર જવા લાગી.

''સફળતા મળી.'' જોયસ આનંદથી ચિત્કારી ઉઠી.

ગજાનનરાવે ભારપૂર્વક કહ્યું એ કહેવું તે વહેલું છે. આપણે ફરી લિફ્ટ ઉભી રહે ત્યાં સુધી રાહ જોવી પડશે.''

લિફ્ટ ઊંચે ને ઊંચે વધુ ઊંચે ચડતી જ ગઈ. આ શું ઊભી રહેશે કે નહીં?

અચાનક એ ઊભી રહી. "બીજો માળ," કોઈ બોલ્યું.

આશ્ચર્યકારક રીતે તેનું બારણું ધીમે ધીમે ખુલ્યું. હંમેશની જેમ કેટલાંક માણસો બહાર ઉભાં હતાં. અંદરનું ટોળું ચિંતામાં અવાક હતું અત્યારે કેટલા વાગ્યા છે? શું આપણે આપણા જ જગતમાં છીએ? આ લોકો આપણને જોઈ શકે છે? તેઓ આપણી સાથે વાતો કેમ કરતાં નથી? શું આપણું આગમન તેમને નથી ગમ્યું?

તેઓ વાતો કરતાં હતાં. બાહ્ય રીતે મૌન લાગતા સમયગાળા પછી અંતે ટોળામાનું કોઈ બોલ્યું? "આ શું આ સરદારણી એને શું થઈ ગયું છે?"

આ એક જ સામાન્ય વાક્યથી આઠ જણ ફરી પાછી વાસ્તવિક્તામાં આવી ગયા. લિફ્ટમાં સાત ચહેરાઓ પર એક સાથે સ્મિત દેખાયું. ધીમેથી લિફ્ટનાં દરવાજા બંધ થતાંની સાથે એક કટાક્ષ સંભળાયો, "એઈ, તમે બધાં સપનું જોઈ રહ્યાં છો કે શું?"

ગજાનનરાવે ઇમર્જન્સી બટન દબાવી લિફ્ટને નીચે ઉતારી, "આપણે તરત જ સરદારણીને ખુલ્લામાં લઈ જવી પડશે, બિચારી...."

તેણીની સારવાર માટે તૈયારી થઈ રહી હતી ત્યારે દિનકર ચૈતન્ય ગજાનનરાવ તરફ ફર્યા અને કહ્યું, "સાહેબ હમણાં જે બની ગયું તેને વિશે તમને શું લાગે છે?"

"હું કોઈ ડૉક્ટર કે મનોચિકિત્સક નથી પણ હું જાણું છું ત્યાં સુધી દરેક વ્યક્તિ ઓછાવતા અંશે ક્લોસ્ટ્રોફોબીયા (સાંકડી બંધીયાર જગ્યાની બીક)થી પીડાતી હોય છે તે સ્ત્રી શ્વાસ માટે હાંફતી લિફ્ટમાં આવી. અંદરની સાંકડી જગ્યા, ટોળું, અંધારું અને અંધારામાં પૂરું અચાનક જ લિફ્ટ ઉપર ગઈ આથી તેને હળવો આઘાત લાગી ગયો હશે, ગ્લુકોઝવાળું થોડું શરબત અને આરામથી તે પાછી સાજી થઈ જશે."

દિનકર દંગ રહી ગયો. આ દુ:ખસ્વપ્નમાંથી હમણાં જ પસાર થયા હોવા છતાં તાત્કાલિક તેમને આરોગ્ય અંગેનું જ્ઞાન હતું, તેટલાં તેઓ સ્વસ્થ હતાં.

"શું? શું થયું?" બીજાં પણ હવે એકઠાં થઈ ગયાં. "ના ના કશુંજ નહીં. હું તો તેને ક્લોસ્ટ્રોફોબીયા અંગે સમજાવતો હતો. મોટા ભાગનાં લોકો સાંકડી અને ખાસ કરીને અંધારી જગ્યાથી ગભરાતા હોય છે ઘણીવાર દિવા સ્વપ્નો આવે છે. માણસ કલ્પના કરે છે કે તે મરી ગયો છે ઉડે છે કે, ડૂબી રહ્યો છે. તે બિચારીએ બહાર ખુલ્લામાં બહુ શ્રમ લીધો હશે. ભયંકર ગરમીમાં...."

દિનકર આશંકામાં ખોવાઈ ગયો હતો. તેનો એ અનુભવ અપાર્થિવ હતો કે દિવાસ્વપ્ન? પણ આખો પ્રસંગ તેના મનમાં બહુ જ સ્પષ્ટ હતો. હશે કદાચ આપણને આપણા સ્વપ્નો પણ ઘણી વાર વિગતવાર યાદ નથી હોતા? અને શાંત દેખાતો માણસ તો સાવ સ્વસ્થ છે. બીજા શું વિચારતા હશે? દિનકર શંકાસ્પદ રીતે તેમને જોઈ રહ્યો. તેમનાં કોરા હાવભાવમાં તે કંઈ વાંચી શક્યો નહીં. તેઓ પણ એવી જ મૂંઝવણ ભરી સ્થિતિમાં કોઈ ખાતરી માટે તાકી રહ્યા હશે તેવી શક્યતાનો તેને

વિચાર જ ન આવ્યો. તેણે મનથી નિશ્ચય કરી લીધો. આ આખી વાત જ એબ્સર્ડ હતી. લિફ્ટમાં ક્લોસ્ટ્રોફોબીયાથી પીડાવું, તેના જેવા રાષ્ટ્રીય કક્ષાનાં વર્તમાનપત્રનાં શાલીન તંત્રીને છાજે નહીં. બેદરકારીથી ખભા હલાવતો તે લિફ્ટની બહાર નીકળી ગયો. દોડાદોડનાં તેના ઘણા વરસોના અનુભવમાં કિંમતીલાલે અનેક ઝડપી ઘોડાઓ તેમને મળેલા સ્માર્ટ ઘોડેસ્વાર અને કેટલીય ગોલમાલ જોઈ છે કે જેનો હિસાબ નથી. આ ઘટના અંગે પણ કોઈ આશંકા નથી. આ શાંત દેખાતો માણસ જાણી જોઈને ખોટું બોલી રહ્યો છે, દાળમાં જરૂર કંઈક કાળું છે. જો કે તેમની શક્તિ દેખાડવાનો આ સમય નથી, સાવધાન રહી એ વિશે તપાસ કરવામાં ફાયદો છે તેમ વિચારતાં કિંમતીલાલ આ દૃશ્યમાંથી જાણે ખસી ગયા.

ગજાનનરાવની ઝડપી બોલીથી જોયસનાં મનમાં જે શંકા ઉત્પન્ન થઈ હતી તે દૃઢ હવે થઈ. એક બીજામાં અવરજવર કરતાં લોકો - કેવી એબ્સર્ડ ભ્રમણા! ભરબપોરે! એક શરમિંદું હાસ્ય આપીને તે પણ ચાલી ગઈ. બીજાઓ પણ એક કલ્પના જ કરતાં હતા તેમ મન મનાવી છુટા પડી ગયા.

જ્યારે સરદારણી જાગી ત્યારે તે અસંબદ્ધ બોલવા લાગી અને મને ભૂત અને ચબિતર વિશે બોલવા લાગી. ડૉક્ટરે તેને મોર્ફીનનો મોટો ડૉઝ આપી ફરી સુવાડી દીધી. ચોવીસ કલાક પછી ફરી તે જાગી ત્યારે વાસ્તવિક્તા અને ભ્રમણાનો ભેદ પારખવાની શક્તિ ન હતી. એ બંનેથી તે સરખી દાઝેલી હતી.



તે બપોરે કિંમતીલાલે 13 નંબરનાં ઘોડા પર પૈસા લગાવ્યા અને જીતી ગયા. જોયસને ઈન્ટરનેશનલ કૉમ્પ્યુટેશનલ કન્સલ્ટન્ટસમાં ડેટા એન્ટ્રી ઑપરેટર તરીકે નોકરી મળી ગઈ. ગજાનનરાવની કંપનીએ ખાસ્સો વિકાસ કર્યો પણ ગમે તેમ હોય રોજબરોજના કામકાજમાં તેમને રસ ઘટતો ગયો.

ખરો ને મોટો ફેરફાર તો દિનકર ચૈતન્યની જીંદગીમાં થયો. ચોક્કસ રીતે કહેવું હોય તો તે જે વર્તમાનપત્રમાં તંત્રી હતા તે ઈન્ડિયન ક્રોનિકલમાં થયો. થોડા જ અઠવાડિયામાં તેનું વેચાણ ત્રણ ગણું વધી ગયું. ઈન્વેસ્ટીગેટીવ પત્રકારિત્વને તેણે નવું જ પરિણામ આપ્યું હતું. જ્યારે તેમની સ્પર્ધામાં ઉતરતી કક્ષાનાં છાપાઓ રાજકીય ઈન્વેસ્ટીગેટીવ જર્નાલીઝમનાં નામે સેક્રેટેરીએટ કલબમાં સાંભળેલી ગપસપ, હતાશ થયેલા અધિકારીઓએ તેમની કલ્પનાના આધારે ઉપજાવેલ અર્ધસત્યો બહાર પાડતાં હતાં. ત્યારે દિનકર ચૈતન્ય તેમનાં વર્તમાનપત્રમાં નક્કર પુરાવાઓ આપતા હતાં. ઈન્ડિયન ક્રોનિકલે ખૂબ ઊંચું ધોરણ રાખ્યું હતું અને તેમાં પુરાવા તરીકે મૂળ દસ્તાવેજોની ફોટોગ્રાફિક નકલ જ માન્ય ગણાતી હતી.

એ દિવસોમાં એવું લાગતું હતું કે ગમે તેવા ગુપ્ત અને ખાનગી દસ્તાવેજ પણ દિનકરના ખાસ ખબરપત્રીઓથી સુરક્ષિત ન હતાં. ખાસ કરીને ઇન્ડિયન ક્રોનિકલે એવા નાજુક દસ્તાવેજો પ્રગટ કરવામાં વધારે રસ દાખાવ્યો હતો કે જે બહાર પડવાથી સરકાર વિચિત્ર પરિસ્થિતિમાં મુકાઈ જાય. આતુર વાચકો માટે તે દરરોજ એવા રિપોર્ટ બહાર પાડતું કે જેમાં સરકારની બીનકાર્યક્ષમતા, ભ્રષ્ટાચાર અને વહીવટીતંત્રમાં ઉચ્ચ સત્તા સ્થાને બેઠેલા માણસોની ઉપેક્ષાવૃત્તિ ખુલ્લી થતી - દસ્તાવેજ ઉપરાંત સરકારનાં મંત્રીઓ, તેમના અંગત સચિવો અને બીજા અત્યંત વિશ્વાસુ માણસો વચ્ચે થયેલી ચર્ચાઓ પણ શબ્દશઃ ટાંકવામાં આવતી. પાટનગર અફવાઓથી ઉભરાતું હતું. વિરોધીઓ તો તેમ પણ કહેતા હતાં કે કેન્દ્રીય કેબિનેટની અત્યંત ખાનગી ચર્ચાઓની પણ તેની પાસે બાતમી રહેતી. દિનકર ચૈતન્યે એરકંડીશન ચેમ્બરમાં આરામ કરતી સરકારને નિર્મમ રીતે ઢંઢોળીને જગાડી હતી અને તેને કોનોટ સર્કસની જાહેર જગ્યાએ લાવી ખડી કરી દીધી હતી કે સૂક્ષ્મદર્શક કાચ નીચે લોકો તેને જોઈ શકે.

નેપથ્યમાં ઓછા પ્રચારમાં આવેલી સરકારી એજન્સીઓ એ શોધવા મથી રહી હતી, કે આ દિનકર ચૈતન્ય કેવા પ્રકારની મશીનરી ધરાવે છે? એ એક વ્યવસ્થિત નેટવર્ક જ હોવું જોઈએ નહીંતર કોઈ પણ ડીપાર્ટમેન્ટનાં કોઈ પણ દસ્તાવેજ તેની સુધી પહોંચી જ કેવી રીતે શકે? આના સુરક્ષાનાં સંદર્ભે પણ સુચિતાર્થો-પરિણામો ગંભીર હતા. તેની બધી હલનચલન બધા સંપર્ક પર નજર રાખવામાં આવતી હતી. સરકારના દરેક ગુપ્તચર વિભાગોનાં ગુપ્તચરોનાં કેટલાંય અઠવાડિયાના કડક જાપ્તા પછી તેમણે એક સાદો અને વિચિત્ર રિપોર્ટ તૈયાર કર્યો.

દિનકર ચૈતન્ય કે તેનાં સ્ટાફનાં કોઈ પણ માણસને તેનાં વર્તમાનપત્રમાં પ્રકાશિત થતી કોઈ પણ તપાસ સાથે કોઈ લેવાદેવા ન હતી. તેને બધા રિપોર્ટ અને પુરાવા એક જ અજ્ઞાન સ્રોત તરફથી મળતાં તે સ્રોતે પોતાની ઓળખ એટલી હદે છુપાવી રાખી હતી કે ખુદ દિનકર ચૈતન્યને પણ તેને વિશે ખબર ન હતી. ખરેખર તો આ રહસ્ય તેને પણ મૂંઝવતું હતું. સરકાર પાસે જે નિપુણ તપાસ કરનારાઓની ટીમે એક રિપોર્ટ તૈયાર કરી દીધા અને આકાશને મૌન પ્રાર્થના કરી, ગજાનનરાવે તેને શાબાશી આપી. તેમણે તેમની જાતને ગુપ્ત રાખવામાં જે સાવચેતી રાખી હતી તે પૂરતી સફળ થઈ હતી.



''બોલો હું તમારા માટે શું કરી શકું?'' ગજાનનરાવે નમ્રતાથી પૂછ્યું. સવાર સવારમાં જ મુલાકાતી કેમ આવી ચડ્યા તે તેમને સમજાયું નહીં.

કિંમતીલાલ સીધા જ મુદ્દા પર આવ્યા, ''સાહેબ મને એ કહો કે તમે દિનકર ચૈતન્યને જે દસ્તાવેજો અને ફોટોગ્રાફ્સ લાવો છો તે તમે ક્યાંથી લાવો છો?''

બાજી પૂરી થઈ ગઈ હતી, પણ ગજાનનરાવે હિંમતપૂર્વક બચાવ ચાલુ રાખ્યો, ''હું સમજ્યો નહીં કયા દસ્તાવેજો? કોણ.....''

એક કાલ્પનિક કથા ઘડી કાઢવા તમને સમય આપું તેટલો હું મૂર્ખ નથી. તમે મને ભૂલી ગયા લાગો છો. તે દિવસે લિફ્ટમાં એકલો હું જ હતો જેને યોગ્ય ક્રમ યાદ હતો. જો તમે મારા પ્રશ્નનો જવાબ તાત્કાલિક નહીં આપો તો હું તમારું નામ ઇન્ટરલીજન્સ બ્યૂરોમાં આપી દઈશ. મને ખ્યાલ છે ત્યાં સુધી તે ઑફિસના ઘણા માણસો દિનકરની પાછળ પડેલાં છે. મને ખાતરી છે કે તમને તેની ખબર જ હશે.

ગજાનનરાવને ખબર હતી. તે દિવસે સવારે જ દિવસ રાત દિનકરને પડછાયાની જેમ ઘેરી વળેલા દસ એજન્ટનાં નામ, ફોટોગ્રાફ અને બાયો-ડેટા તેમને ઇન્ડિયન ક્રોનિકલને પહોંચાડ્યા હતા.

''અંદર આવો,'' તેમના નિમંત્રણમાં ઉત્સાહ ન હતો.

જ્યારે તેઓ નિરાંતે આરામથી બેઠા ત્યારે ગજાનનરાવે શરુ કર્યું, ''તેં સમયમાં યાત્રા વિશે સાંભળ્યું છે? એટલે કે પાછા ભૂતકાળમાં યાત્રા વિશે....?''

''હા ચોક્કસ' ભૂતકાળ જ શા માટે ? યોગીઓ અને સંતો તો ભૂત, ભવિષ્ય, વર્તમાન ગમે ત્યાં યાત્રા કરી શકે છે. હરિદ્વારમાં હું એક અવધૂતને ઓળખું છું. તેમની પાસે એવી ચમત્કારી શક્તિ છે કે.....''

''મહેરબાની કરી ગૂઢવિધાનો આવો સસ્તો પ્રચાર બંધ કરો. એ કચરો તો પરદેશ નિકાસ માટે જ છે, ખરેખર આપણે ભૂતકાળમાં પાછા યાત્રા કરી શકીએ? આ પ્રશ્નને આપણે થોડી સામાન્ય બુદ્ધિ વાપરી સમજીએ, આરંભમાં આપણે એ સમજીએ કે ભૂતકાળ એ એક સેકન્ડ પહેલાંનો પણ હોય અને કરોડો વરસ પહેલાનો પણ હોય તમે થોડી મિનિટ પાછળ યાત્રા કરી તમને મળી શકો ? અથવા તો થોડી જ મિનિટો પહેલાંનો 'તમે' જો ફરી પાછા આવો તો તમારી પ્રતિક્રિયા કેવી હોય? આ જે બે 'તમે' છે તેમાંથી સાચા તમે કોણ છો ? તેમની વાત પરથી દેખાતું હતું કે ગજાનનરાવે આ વિષય પર ઠીક ચિંતન કર્યું છે.

''અને જો થોડા વધારે દૂર ઇતિહાસમાં યાત્રા કરો તો? શું ઇતિહાસ તમને આવકારશે? જો તમે ઇતિહાસને જ બદલવા કોશિશ કરો તો? ફરી ફરી વાર? આ દખલગીરીથી વર્તમાનને પણ અસર નહીં થાય? અને વધારે ખરાબ તો તેમાં વિરોધાભાસ નહીં સર્જાય? દાખલા તરીકે તમે સો વરસ પાછા યાત્રા કરી તમારા વડદાદાને તેમનાં બાળપણમાં મળો અને તેમને મારી નાખો તો?''

''હવે કોણ આમ બકવાશ કરે છે ?'' કિંમતીલાલે કટાક્ષમાં કહ્યું. તે હરિદ્વારના

અવધૂતના પરમ ભક્ત હતા. ''મેં માત્ર તમને એટલું જ પૂછ્યું છે કે તે દિવસના તમારા લિફ્ટના અનુભવનો તમે કેવી રીતે લાભ લો છો એને બદલે તમે ઇતિહાસ અને દાદા પરદાદાની વાતો કરીને સમય વેડફો છો.''

''તમને હજી પણ સમજાયું નહી.'' ગજાનનરાવે થોડા આશ્ચર્ય સાથે પૂછ્યું, ''જો તમે તે લિફ્ટમાં નિશ્ચિત ક્રમમાં બટન દબાવો તો તે ભૂતકાળમાં લઈ જાય.''

''હં, તે કેવી રીતે ? આપણે બધાં ત્યાં વાણિજ્ય ભવન કૉમ્પ્લેક્ષમાં જ હતા અને તે પણ પ્રેત રૂપે.''

''હું તે વાત પર જ આવું છું. તે લિફ્ટ આપણને વરસો નહીં પણ ત્રણ જ દિવસ પાછળ લઈ જતી હતી. જો તમને યાદ હોય તો જ્યારે આપણે એક પડછાયા રૂપે લિફ્ટમાંથી બહાર નીકળ્યા ત્યારે મેં કોઈની ઘડિયાળમાં જોયું હતું. તે સમયની સાથે દિવસ અને તારીખ પણ બતાવતી હતી. તે ક્ષણે મને ભાન થયું કે આપણે ક્યાં યાત્રા કરી હતી અને આ વિચિત્ર પરિસ્થિતિનું કારણ શું છે. સમય યાત્રા શક્ય છે. પ્રકૃતિ આપણને ભૂતકાળમાં પ્રવેશ આપે છે પણ એક કડક શરત સાથે કે આપણે તેમાં દખલ નહીં કરીએ. માણસો અને ભૂતકાળની ઘટનાઓને આપણાથી કોઈ અસર ન થવી જોઈએ. માટે જ તે દિવસે આપણે બધાને જોઈ સાંભળી શકતાં હતાં. પણ તેઓ માટે આપણું કોઈ અસ્તિત્વ જ ન હતું. તમે જ નહતું કહ્યું, બીત ગયી સો બીત ગયી. એ ખરેખર સાચું છે. ઇતિહાસ એક જ છે. તેની અનન્યતા અક્ષત છે.

ઇતિહાસની અનન્યતા અને તેને જાળવવાની અપીલની કિંમતીલાલ પર કોઈ અસર ન થઈ, ''તમે એમ કહેવા માંગો છો કે તમે પ્રેત રૂપે દિવસ પાછળનાં ભૂતકાળમાં જઈ ત્યાંથી તેઓનાં ફોટોગ્રાફ્સ લઈ દિનકરને આપ્યા?''

''હા, ચોક્કસ, પ્રકૃતિમાં ઇતિહાસને રેકોર્ડ કરવા માટે કોઈ વિરોધ નથી. જ્યારે ત્રણ દિવસ પહેલાંની ઘટનાં તમારી સામે ભજવાય ત્યારે તમે તેનાં ફોટોગ્રાફ લઈ શકો, તેનાં અવાજોનું પણ ધ્વનિમુદ્રણ કરી શકો. એ તમે ત્રણ દિવસ પહેલાં શૂટ કરેલી વિડિયો કે થ્રી-ડાયમેન્શનલ ફિલ્મ જોતા હો તેવી વાત છે. જ્યારે મારું કામ પૂરું થતું ત્યારે હું ઉલટા ક્રમમાં આદેશ દેતો અને ત્રણ દિવસ આગળ યાત્રા કરી વર્તમાનમાં આવી જતો.''

કિંમતીલાલ આનંદિત થઈ ગયા. તેમનામાં જુગારીને એક વિજેતા દેખાયો, ''તો તમે લિફ્ટમાં બટન દાબીને ત્રણ દિવસ આગળ ભવિષ્યમાં યાત્રા કરી શકો છો.'' કેવો સુયોગઃ બધા દિવસોમાં માત્ર આજે જ તેણે ઘડિયાળમાં જોયું. ગ્રાન્ડ ફાયનલમાં થોડા જ કલાકો બાકી રહ્યા હતા. ''મને માફ કરો સાહેબ મારે હવે જવું જોઈએ. મારે એક તાકીદનું કામ છે.''

''પણ તમે ક્યાં જાવ છો?'' ગજાનનરાવ સાવચેત થઈ ગયાં ભૂતકાળમાં અને

ભવિષ્યમાં યાત્રા કરવી એ બંને વસ્તુ એક સરખી નથી. ઇતિહાસ અનન્ય અદ્વિતીય છે પણ ભવિષ્ય નહીં. વર્તમાન સામે અનંત શક્યતાઓ પડેલી હોય છે અને દરેકને જુદું ભવિષ્ય....''

કિંમતીલાલને સમજૂતિમાં રસ ન હતો. લક્ષ્મીદેવી જ્યારે સામેથી ચાંદલો કરવા આવ્યા હોય ત્યારે તો નહીં જ. ''એ બધું બરાબર છે. મારે હવે જવું જોઈએ. આપણે ફરી મળીશું.'' તેનું હૃદય આનંદથી ઉછાળા મારતું હતું. તેને ત્યાં વિમાસણમાં પડેલા ગજાનનરાવને જોઈને દયા આવી કિંમતીલાલ ઉત્સાહમાં ચિત્કારી ઉઠ્યા, ''આપણામાં એક કહેવત છે : 'દેનેવાલા દેતા હૈ તો છપ્પર ફાડ કે દેતા હૈ' અને આજે તેણે મારા છાપરા પર નજર ઠેરવી છે. તમને આ સમજાય છે? નથી સમજાતું? કેવી રીતે સમજાય? તમને ખબર છે કેટલાં છે? ત[illegible]ને જેકપોટ જીતવાનું કોઈ દિવસ સ્વપ્નું આવ્યું છે. તમારા જેવા લોકો જીંદગીને ક્યારે સમજશે?''

ગજાનનરાવને તેની વાતો સમજાય તે પહેલાં તો કિંમતીલાલ ચાલ્યો ગયો હતો. જ્યારે ગજાનનરાવનું મન સમય અને પ્રકૃતિનાં નિયમોનાં આંતર સંબંધનાં સૂક્ષ્મ તાણાવાણા સમજવા મથી રહ્યું હતું. જેકપોટ ? આજે જ એના વિષે વાંચ્યું છે ને? ઇન્ડિયન ક્રોનિકલના પહેલા જ પાને [illegible] હતાં. ગઈ ત્રણ રેઈસનાં પરિણામો સંપૂર્ણ રીતે રેન્ડમ (નિશ્ચિત પેટર્ન વગરનાં) આવ્યા હતાં. જેકપોટનાં પૈસા આગળ જમા થયેલા હતા. ગઈ રેઈસનાં પરિણામો જેણે સાચા ધાર્યાં હોય તેને એક કરોડ રૂપિયા મળવાના હતા. ભારતીય અશ્વદોડ સ્પર્ધાના ઇતિહાસમાં એક સાથે આટલા પૈસા મળવાના હોય તેવો આ પહેલો જ બનાવ હતો, અને મોટી રેઈસ શરૂ થવાને ચાર કલાક જ બાકી હતા.

''કિંમતીલાલ,'' ગજાનનરાવ બહાર દોડ્યા. તે ક્યાંય નજરે ન પડ્યા.

ગજાનનરાવને જે ટેક્ષી પહેલાં મળી તેમાં બેસી ગયા, ''જલ્દી! મને ઇન્દ્રપ્રસ્થ રોડ જવું છે. તાત્કાલિક એક માણસ ત્યાં મરવા ગયો છે, આપઘાત કરવા તમે સમજ્યા? આ જીવન અને મરણનો સવાલ છે ટ્રાફિકનાં નિયમોની ઐસીતૈસી ચાલો ઉપડીએ જલદી.''

કિંમતીલાલ દોડતાં દોડતાં ફાયરમાં આવ્યા. લિફ્ટ ત્યાં જ હતી ખાલી હતી અને રાહ જોતી હતી. કેવું નસીબ, આ કાંઈ સાદી લિફ્ટ નથી, આ તો સોનાની ખાણ છે, તે મદ્રાસી મૂરખ છે. તે કોઈ દિવસ પૈસાની કિંમત નહીં સમજે. તરત જ તે અંદર ગયો અને ધ્રૂજતા હાથે બટન દબાવવા લાગ્યો. પહેલાં દરવાજો ખોલવાનું બટન દબાવ્યું. હું કેવો હોંશિયાર કે તે ભાગ્યવાન દિવસનો ક્રમ મને બરાબર યાદ છે. 13...તે મૂરખ અનંત શક્યતા વાળા ભવિષ્યની શું વાત કરતો હતો...11...ભૂતકાળ વર્તમાન, ભવિષ્ય, બધું વિધાતાએ ક્યારનું ય નક્કી કરી રાખ્યું હોય છે અને તે પ્રમાણે જ બધું થાય છે...7...સસ્તો પ્રચાર જ છે વળી. પવિત્ર અવધૂતની યાંત્રિક

શક્તિ વિશે કહેવાનો તેને ક્યાં અધિકાર છે ? 5...અંતે તો ભાગ્ય જ ભવિષ્યને અગાઈથી જાણી શકે છે લક્ષ્મી આવા માણસોને જ પસંદ કરે છે...3...એક કરોડનો જેકપોટ હવે એક બટનને દબાવવાનું ગજાનનરાવ પગથિયાં કુદાવતા કુદાવતા આવ્યા.

કિંમતીલાલ મૃત્યુ પામ્યા હતા, લિફ્ટ હજારો ગુરુત્વાકર્ષણની ભયાનક ઝડપથી ગતિ કરવાથી કિંમતીલાલનું શરીર શિર્ણ વિશિર્ણ માંસનો ઢગલો થઈ ગયું હતું, દરેક માળે તેની ગતિ વધવાથી મકાનની ક્રોંક્રિટ છતમાં એક વ્યવસ્થિક કાણું પાડી તે છતની બહાર નીકળી ગઈ હતી. થોડા જ મિલીસેકંડોમાં તો તે પૃથ્વીનાં પ્રભાવ ક્ષેત્રની બહાર નીકળી વિસ્તરતા જતા બ્રહ્માંડની પેલે પાર અંતિમ યાત્રાએ નીકળી ગઈ. ઇન્ડિયન ક્રોનિકલમાં ગજાનનરાવે આપેલા બયાનનો છેલ્લો ભાગ આ પ્રમાણે હતો :

સઘન વૈજ્ઞાનિક સંશોધન માટે લિફ્ટ આપી દેવાને બદલે તેની સાથે રમત કરવા માટે મારી જાતને ઠપકો આપવાનો ય કોઈ અર્થ ન હતો. આ માટે મારું મન માનતું ન હતું તેનું એક કારણ એ છે કે, તેનાથી મને ખૂબ પ્રસિદ્ધિ મળત પણ પછી હું તેનો ઉપયોગ ન કરી શકત. હું આ લિફ્ટને મારી અંગત મિલકત સમજવા લાગ્યો હતો. આ લિફ્ટ જે કાંઈ દબાવી છુપાવી રાખ્યું છે તે સત્યને બહાર લાવવામાં આપણી શક્તિમાં ઘણો વધારો કરતી હતી. મેં નક્કી કર્યું હતું કે તેની લોકસેવાનું કામ પૂરું થઈ જાય પછી તેનું વૈજ્ઞાનિક હેતુઓ માટે દાન કરવું.

બીજું, વાણિજ્ય ભવનનાં બે માળ વચ્ચે ચાલતી હોય તેટલી સરળતાથી ભૂત અને વર્તમાન વચ્ચે ચાલતી આ લિફ્ટ કઈ શક્તિથી ચાલે છે તે વિશે હું કશું ઝાંખુ અનુમાન કરવા પણ હું શક્તિમાન ન હતો. તમારી સમજ શક્તિની બહાર હોય તે વિશે સંશોધન કેવી રીતે થઈ શકે ? હું એવા તારણ પર આવ્યો કે તેના વિશે વૈજ્ઞાનિક સંશોધન કેવળ નિરર્થક જ નહીં પણ ભયંકર પણ નીવડી શકે.

મારા મનમાં સહુથી પહેલો ભય તો એ જ આવ્યો કે તેમાં ખોટા આદેશો આપી ભવિષ્યમાં યાત્રા કરવાની શક્યતાઓ છે. મેં તમને પહેલાં જ જણાવ્યું છે કે એક મૂક અસ્તિત્વ ધારણ કરી હું ભૂતકાળની કેવી રીતે યાત્રા કરતો હતો અને તે રીતે તેની અનન્યતાની જાળવણી કરતો. વિજ્ઞાનનાં તર્કની વાત જવા દો, ધર્મશાસ્ત્ર પણ દૈવવાદી જગતનાં વિચારને સમર્થન આપતું નથી. વર્તમાનમાં અનેક ભવિષ્યો પડેલાં હોય છે. દરેક વખતે તેમાંથી ગમે તે એક ને એમજ પસંદ કરવામાં આવે છે અને આમ વિશ્વ આગળ વધતું જાય છે. પણ, અને આ 'પણ' મહત્ત્વનો છે, જ્યાં સુધી એક પસંદગી ન કરવામાં આવે ત્યાં સુધી ભવિષ્યમાંથી કશું અસ્તિત્વમાં આવતું નથી અથવા તો વાસ્તવિક્તા ધારણ કરતું નથી.

વિધાતા અને તેના સર્જક વિશે ઉંડે સુધી મૂળિયાં નાખી પડેલી પારંપરિક ભ્રામક માન્યતાને લીધે કિંમતીલાલ ભવિષ્યના અન અસ્તિત્વ વિશે સમજી શક્યા નહીં.

સમયયાત્રામાં ભવિષ્ય તરફ જવું શક્ય છે પણ ભૂતકાળમાંથી વર્તમાન તરફની યાત્રાના સંદર્ભમાં જે જે હજી અસ્તિત્વ ધરાવવાનું છે તેવા ભવિષ્યમાં યાત્રાથી આપણી વાસ્તવિક્તાને બાંધતા સ્થળ ને કાળના તાણાવાણામાં એક ક્ષતિ ઉભી થાય છે. પોતાની મૂર્ખતા અંને લાલચમાં પ્રકૃતિના કરારો અને લિફ્ટને ચલાવતી દિવ્ય શક્તિ વચ્ચે કિંમતીલાલે સંઘર્ષ સર્જ્યો. તેમણે પોતાની જીંદગીથી એ ભૂલનો દંડ ચૂકવ્યો પણ માણસે જાતે તો સમય ગતિવિધિનો અભ્યાસ કરવાની એકમાત્ર તક ગુમાવી.

(મૂળ કન્નડ)

# ઈશ્વર સાથે એક સાક્ષાત્કાર

**દેવવ્રત દાસ**

ઈ.સ. 2085ની સાલમાં આખું વિશ્વ વૈજ્ઞાનિક ચમત્કારો, અજાયબીઓ અને સિદ્ધિઓથી ધબકતું કે જેના વિશે એક સદી પહેલાના માણસોએ કલ્પનાય ન કરી હોય. વિજ્ઞાને અપ્રતિમ વિકાસ સાધ્યો હતો.

હું પણ મારી પરંપરાગત પાન સોપારીની દુકાનથી સુખી હતો, મારી પાનનાં દુકાનની સામે હંમેશ જમા થયેલા પાનરસિયાઓના મોટા ટોળાને જોઈને કોઈને પણ ખ્યાલ આવે કે ધંધો ધીકતો ચાલે છે. આરામદાયક તકિયા પર આરૂઢ થઈ આસપાસની ઝાકઝમાળ વચ્ચે હું બધું કામ મારી જાતે જ કરતો. આનું કારણ એ હતું કે, હું માણસો અને રોબોટની વફાદારી પર વિશ્વાસ રાખતો નથી. (તેઓ તેમની છેતરપિંડીની આદતોથી ક્યારનાય બદનામ થઈ ગયા હતા ).

મારી ડાબી તરફ વિશાળકાય લેબોરેટરી છે અને મારી જમણી તરફ ભગવાન શિવનું મંદિર છે. આ બંનેની વચ્ચે મારી નાની પાનની દુકાન ગરીબડી હતપ્રત અવાચક ઊભી છે.

પ્રોફેસર ચક્ર, એક નાનકડા એકાકી માણસ. આ મહાકાય લેબોરેટરીના મુખ્ય વૈજ્ઞાનિક હતા. કહો કે વિજ્ઞાનના મહાપુરોહિત હતા. તેમણે ઘણી અજાયબીયો સર્જી હતી. તેમની શોધો જીવવિજ્ઞાનના બધાં ક્ષેત્રો આવરી લેતી હતી. બાયોકેમેસ્ટ્રી અને બાયોફિઝિક્સ થી માંડી સૂક્ષ્મ સંકુલતા ધરાવતા જીનેટીક્સ (જનીનશાસ્ત્ર) અને મોલેક્યુલર બાયોલોજી સુધીનાં બધાં જ ક્ષેત્રો. તેમણે ચક્રોમાયસીન નામની નવી એન્ટીબાયોટીક બનાવી છે કે, જે કેન્સર માટે જવાબદાર ઓન્કોજીનના પ્રગટીકરણમાં ફેરફાર કરે છે. કેન્સરના પ્રતિકાર માટે આ અક્સીર પૂરવાર થઈ હતી અને એન્ટી કેન્સર રસી તરીકે પણ તેનો બહોળા પાયે ઉપયોગ થયો હતો. તેમણે વિશિષ્ટ બેઈઝ શ્રેણી ધરાવતા આર.એન.એ. સાથે મોટાભાગના પ્રોટીન એન્ઝાઈમની કામગીરી બદલી હતી કે જેને વિશિષ્ટ આયોનિક પરિસ્થિતિમાં છૂટા પાડવામાં આવ્યા હતા. આથી તેમણે એ બતાવ્યું કે પ્રથમ પોટીન અસ્તિત્વમાં ન હતું ત્યારે પ્રાથમિક કોષોમાં આર.એન.એ. એન્ઝાઈમ ઉત્સેચક તરીકે કામ કરતું હતું. કેટાલિસિસ દરમ્યાન પ્રક્રિયા

સપાટીની વિશિષ્ટતા નક્કી કરવામાં આ બેઈઝ શ્રેણીઓએ મહત્ત્વની ભૂમિકા ભજવી. આમ તેમણે મરઘી પહેલી કે ઈંડું તે વિવાદાસ્પદ પ્રશ્નને ક્યારનોય દફનાવી દીધો. જ્યારે તેમનો પાળેલો કૂતરો ડાર્વિન મરી ગયો ત્યારે તેમણે બીજો કૂતરો પાળ્યો અને તેમાં એક નાના ઓપરેશનની મદદથી પહેલાના કૂતરાના સ્મૃતિ આર.એન.એ. પ્રત્યારોપિત કર્યા અને ડાર્વિન બીજો બીજા જ દિવસથી તેની સામાન્ય જીંદગીમાં ગોઠવાઈ ગયો. પહેલી જ વાર મળ્યા ત્યારે ભસવાને બદલે તે ઓળખાણ અને મૈત્રી દાવે પૂંછડી પટપટાવવા લાગ્યો.

બાયોકેમેસ્ટ્રી ક્ષેત્રના માંધાતાઓ રશિયાના નિકોલાઈ વ્લાદિમીર, અમેરકિાના જહોન ડેક, જાપાનના ઈકાટો કિયોટીવા, ગ્રીસના ટી પપયન્નોપૌલો કે જર્મનીના શુળ્ઝ બૌમર્ટ પ્રોફેસર ચક્રના વિચારો અને અભિપ્રાયો માટે અહીં દોડી આવતા. પ્રોફેસર કામના વ્યસની હતા. કલાકો અને દિવસો કોઈ સમસ્યા કોઈ કોયડા વિશે વિચારવામાં કાઢી નાખતા, કોઈ પ્રયોગમાં ખોવાઈ જતા અથવા તો પુસ્તકો અને કાગળના ઢગ વચ્ચે દટાઈ જતા. તેમની પ્રયોગશાળા સિવાયના જગત સાથેનો સંપર્ક તેમણે ગુમાવ્યો હતો. કદાચ તેઓ ભૂલી ગયા હતા કે એક વખત તેમને પત્ની હતી અને તેમનો પુત્ર હજી જીવી રહ્યો છે.

ક્યારેક પ્રોફેસર તેમના આ એકાંતવાસમાંથી પ્રયોગશાળાની બહારની ગલીમાં બહાર નીકળતા. આવી વિરલ ક્ષણે હું તેમનું અભિવાદ કરતો અને તેમની ચૂપકીદી છતાં મારા મગજમાં જે કોઈ વિષય આવે તે વિશે વાત કર્યા કરતો.

પ્રોફેસર 'ઈશ્વર' ની પરિકલ્પનાથી જ ઠેકડી ઉડાડતા જ્યારે હું મારી મર્યાદિત તર્કશક્તિથી આ નિરીશ્વરવાદી સાથે દલીલમાં ઉતરતો ત્યારે તેઓ એકદમ તૂટી પડતા, ''ધર્મને તમે વિજ્ઞાન સાથે રાખવાની હિંમત કેવી રીતે કરી શકો ? અજવાળા સામે અંધકાર કેવી રીતે અસ્તિત્વ ધરાવી શકે, તર્ક અને કલ્પના કેવી રીતે સહઅસ્તિત્વ ધરાવી શકે ? ઓહ ! આ બધી મૂર્ખ પરંપરાઓ ગંગામાં સ્નાન, મક્કાની યાત્રા છી.....''

ઉશ્કેરાયેલા વૈજ્ઞાનિક શબ્દ શોધવા ફાંફા મારતા ત્યારે હું દલીલ કરવા માટેનો મોકો લઈ લેતો. હું કહેતો, ''તમારે પરંપરાગત-રૂઢિ અથવા ભગવા રંગી દંભને ધર્મ સાથે ગૂંચવવા ન જોઈએ. ધર્મ એ બુદ્ધિનીય પારની બૌદ્ધિકતાના પાયા પર ઉભો છે. તે મનની શુદ્ધિ અને જીવનના ઉદાત્ત ગુણો સાથે સંબંધ ધરાવે છે. વિજ્ઞાન અને આધ્યાત્મિકતા એ એક બીજાથી વિરોધાભાસી નથી. બંને સત્યની શોધ તરફ લઈ જાય છે.

શાશ્વત સત્ય વિજ્ઞાન એ ''કેવી રીતે'' પ્રશ્નનો જવાબ આપે છે. જ્યારે ધર્મ ''શા માટે'' નો જવાબ આપે છે.

મારા ખૂબ પ્રયત્નો છતાં પ્રોફેસર સંમત ન થયા, ''ધર્મ એ તમારી નબળાઈ

અને ખામીઓનો ઢાંક પિછોડો છે.'' જે દિવસે વૃદ્ધત્વ અટકાવવા માટેની થીયરી રજૂ કરી તે દિવસે તેમણે ઘોષણા કરી : ''મૃત્યુ જો તમારો ઈશ્વર હોય તો મેં તેને મારી પ્રયોગશાળાની પ્રક્રિયકો (રીજન્ટ્સ) ની બોટલોમાં અને ટેસ્ટટ્યૂબોમાં પૂરી દીધો છે.''

પાંચમી વખત તેમને નોબલ પારિતોષિકથી નવાજ્યા ત્યારે પાછા ભારત આવ્યા તે દરમ્યાન વિમાની ફ્લાઈટમાં કશુંક બની ગયું. પોતાના ગલુડિયાને ધવરાવતી એક શિકારી કૂતરીના ચિત્રને જોઇને તે અસ્વસ્થ થઈ ગયા. વરસો સુધી સુષુપ્ત રહેલા તેમના મગજના કેટલાંક વણઓળખાયેલાં કેન્દ્રો ફરી કાર્યાન્વિત થઈ ગયાં અને સ્મૃતિ પેટટાઇટ છોડવા લાગ્યાં. ધીમે ધીમે પ્રોફેસર એ વાતથી આઘાતજનક રીતે સભાન બન્યા કે તેઓ માત્ર વૈજ્ઞાનિક નથી પણ એક પિતા પણ છે. થોડા કલાક પછી આ મહાપ્રતિભાશાળી માણસનેં મેં મારી દુકાન તરફ ધસી આવતા જોયા. તેમના કપાળ પર ચિંતા અને વ્યગ્રતાની કરચલીઓ હતી, ''એ જુવાન... હેં તું મને કહે કે મારે કોઈ દિવસ એક પત્ની અને દીકરો હતાં કે નહીં ?''

હું એકદમ અચંબામાં પડી ગયો. આ તદ્દન અજુગતું હતું. અચકાટમાં હું થોથવાયો, ''હા, હા, એ સાચું છે. ચોક્કસ.''

પ્રોફેસર હળવા થાય. તેઓ જાણે જાત સાથે જ બબડ્યા, ''સદંતર ઉપેક્ષાથી હું ગુનાહિત છું. દોષી છું. અરેરે કેવું દયાજનક. એક પાળેલી કુતરી, અને અને..''

''પણ પ્રોફેસર, આપની પત્ની હયાત નથી. વર્ષો પહેલાં તેમનું મૃત્યુ થયું છે.'' તેમની આંખમાં મેં દુ:ખનો એક આછો ભાવ જોયો. છતાં હું એ દિવસ ક્યારેય ભૂલી નહીં શકું જ્યારે તેમના પત્ની મરણ પથારીએ હતાં અને લેબોરેટરીમાંથી તેમને બોલાવવા દોડ્યો હતો અને મારા તીવ્ર ખેદ ની ચીડ વચ્ચેં મેં જોયું કે તેઓ કાયમની જેમ તેમના પ્રયોગમાં ખૂંપેલા હતા, ઉદાસ અને બેપરવા હતા. તેઓ ત્યાંથી બહાર નીકળવા રાજી ન હતા.

''પણ તમે તમારા પુત્રને ઘરે મળી શકો. હવે તે એક યુવાન થઈ ગયો છે. તમે તેને જોઇને ખુશ થશો.''

''ઘર ?'' પ્રોફેસર તે શબ્દનો અર્થ શોધવા મથતા હોય તેમ અચકાયા. ''તે જગ્યા.: ઘર. અરે મારે મારા દીકરાને મળવું જ જોઈએ ! મહેરબાની કરીને મને ત્યાં સુધી લઈ જશો ?''

મેં બીજા દિવસે સાંજે મુલાકાતગોઠવી. અમારું વાહન એક મોટી હવેલી સામે આંચકા સાથે ઉભું રહ્યું. દરવાજો તેમના દિકરાએ ખોલ્યો. સુઘડ કપડામાં એક સુંદર નિષ્પાપ યુવાન આનંદી ચહેરો અને શિષ્ટ રીતભાત, પ્રોફેસર તેમના દીકરાને બાવીસ વરસ પછી મળી રહ્યા હતા. તેઓ તેમને ભેટી પડ્યા. નવા જાગેલા વાત્સલ્યભાવથી એક વિચિત્ર રીતે ભેટ્યા. પછી અચાનક તેમને તેમનો અધૂરો પ્રયોગ યાદ આવ્યો!

''છુટા પડતાં પહેલા મારે મારા દીકરા તરફ ફરજ બજાવવી જોઈએ.'' પ્રોફેસર મારી તરફ ફર્યા. ''જવાબદારી પિતાની છે, બોલો તેના માટે હું શું કરું ?''

હું અચકાયો, હું થોડો મૂંઝવણમાં હતો. દીકરાને પૈસાની કોઈ કમી ન હતી. તેનું શૈક્ષણિક ભવિષ્ય પણ ઉજળું હતું. પણ તે એકલો હતો. મેં પ્રોફેસર યુવાન દીકરા માટે સુખી લગ્નની દરખાસ્ત મૂકી. ''અચ્છા, હું માનું છું કે, આ પ્રસંગ માટે એક છોકરી તો જોઈએ. પ્લીઝ, કોઈ છોકરી લાવો અને જરા પણ વિલંબ વગર પ્રસંગ ઉકેલો.''

''પણ ડેડી, હું કવિતાને ચાહું છું. તેના વગર હું રહી ન શકું. જો મારાં લગ્ન કરવા હોય તો તેની સાથે કરો.'' દીકરાએ વાંધો ઉઠાવ્યો.

''તો શા માટે કરતો નથી. આવી ક્ષુલ્લક બાબત માટે ઉશ્કેરાઈ જવાની જરૂર નથી. જલ્દી છોકરી લાવ અને પરણીજા.''

''અચ્છા તો આ છોકરી એટલે કે કવિતા કોણ છે. ?'' મેં પૂછ્યું.

''તે પ્રોફેસર સોમની દિકરી છે.''

સોમનું નામ સાંભળતાં જ પ્રોફેસર અસ્વસ્થ થઈ ગયા, ''તું જાણે છે કે તેમની બધી થિયરી, મોટો ફિયાસ્કો તેમની હોર્મોન ઉત્સેચનની આણ્વિક રીત કે કોષીય નિયંત્રણમાં ચક્રીય એ.એમ.પી.એ સ્વતંત્ર અને મુખ્ય મધ્યસ્થી છે. કોષમાં ચક્રીય એ.એમ.પી. કલ્મોડ્યુલિન અને ફલોસ્ફેટાડીલ-ઈનોસિટોલ ફોસફેટ પર નિર્ભર સી-કાયનેઝ વચ્ચેની પ્રક્રિયામાં સંતુલિત દેહ-ધર્મીય આંતરનિર્ભરતા છે. તે મેં પ્રયોગ કરીને બતાવ્યું. તેમની વૃદ્ધત્વ પરની થિયરી પણ ફ્લોપ ગઈ. હું જીનેટીક કોડમાં જ વૃદ્ધત્વની ચાવી છે તે બતાવી દઉં. ડી.એન.એ.ના સામાન્ય 'બી' રૂપમાં ધીમા ફેરફારથી નવું 'એસ' પ્રકારનું રૂપ લે છે અને એનાથી શરીરમાં વૃદ્ધત્વની શરૂઆત થાય છે. વૃદ્ધત્વ સામે રક્ષણ આપતી રસીના મારા સાહસના પાયામાં આ જ સિદ્ધાંત છે. આવા ખોટા સિદ્ધાંતો આપનારા પિતાની પુત્રી પાસે વારસામાં આપવા જેવું કશું નથી. હું મારા પુત્રને કોઈ સર્વાંગ સંપૂર્ણ છોકરી સાથે પરણાવવા માંગુ છું. ના, કવિતા મારા દીકરાની યોગ્ય સાથી ન બની શકે.'' પ્રોફેસરે ઘોષણા કરી અને ફરી તેમની લેબોરેટરીની કેદમાં ચાલ્યા ગયા.



વિડિયોફોનની કર્કસ ઘંટડીથી મારી બપોરની સરસ ઊંઘના ચૂરેચૂરા થઈ ગયા. સ્ક્રીન પર મને તેમનો ચહેરો જોઈ આશ્ચર્ય થયું ફરી તેમને તેમનો દીકરો યાદ આવ્યો હતો અને તેને મળવા આતુર હતા. તેમના મગજના શાંત ખૂણામાં ફરી પ્રેમની ઘંટી બજી ઉઠી હતી.

પણ અમારા આશ્ચર્ય વચ્ચે અમે એક સાવ હતાશ યુવાનને મળ્યા. તેનો ઉજ્જવળ આશાવાદ, ઉત્સાહ અને આનંદીપણું ચાલ્યું ગયું હતું. અનેક ડુસકાંઓ પછી તે અમને માંડ માંડ કહી શક્યો કે તેની પ્રેમિકા કવિતા હવે નહતી. વિયોગનું દુઃખ અને આઘાત તે સહન ન કરી શકી અને તેણે આત્મહત્યા કરી. આવડા મોટા જગતમાં તે એકલો અને મિત્ર વગરનો થઈ ગયો હતો.

આ વાત સાંભળતાં મારું હૃદય હલી ગયું. પ્રોફેસરને પણ આઘાત લાગ્યો, તેણો શબ્દો શોધવા લાગ્યા અને અંતે કહ્યું કે તેઓ કવિતા કરતાં પણ અનેકગણી સુંદર છોકરી બતાવશે અને તે વધારે બુદ્ધિશાળી પણ હશે. તેઓ તેમના દીકરાને ફરી સુખી બનાવશે જ.



જ્યારે હું બીજે દિવસે તેમને લેબોરેટરીમાં મળ્યો ત્યારે તેઓ 37 સેન્ટીગ્રેડ ઉષ્ણતામાને રાખેલાં રસાયણો સાથે પ્રયોગ કરવામાં મશગુલ હતા. યુક્તિબાજ વૈજ્ઞાનિક માઈક્રોસ્કોપમાં જોઈ એકલા એકલા બોલી રહ્યા હતા. અંડકોષ કેન્દ્રવાળું, મેં એક્સ-વાય... ના ના એક્સ-એક્સની મદદથી રીકોમ્બીનન્ટ માનવ આમાંથી એક સ્ત્રી બનશે બરોબરને? અહીંયા સારામાં સારા જીન મળશે. માઈક્રોસ્કોપમાં કશુંક જોવામાં તેઓ મશગુલ થઈ ગયા, અને બોલવાનું બંધ કર્યું. આ સમયે હું મૂંઝાયેલો અને ગૂંચવાયેલો હતો. હું ત્યાંથી સરકી ગયો.

બીજે દિવસે મેં હીંચકા પર એક સરસ નાની છોકરી જોઈ. મારા જડબાં આશ્ચર્યથી ફાટી રહ્યાં. મેં પ્રોફેસરને દૂરના છેડા તરફ જોયા. હું તેમની તરફ ધસ્યો અને તેમને ભાગ્યે જ સંભળાય તેવા પ્રશ્નો પૂછયા આ તમને ક્યાંથી મળી ? જેવો મારો અવાજ ધ્રુજવા થોથવાવા લાગ્યો અચાનક મને પ્રતીતિનો ચમકારો થયો. ''તમે આ છોકરીનું શું કરવાના છો ? આ શું ? કશુંક વિ... વિજ્ઞાનને લગતું છે. કોઈ પ્રયોગ?''

પ્રોફેસર રહસ્યમય હસ્યા અને એક ક્ષણ માટે મૌન રહ્યા. ''હા, એ વિજ્ઞાન છે. એ પ્રયોગ છે. આ જીવન પણ છે. હું જીવન સાથે પ્રયોગ કરું છું.''

''પણ કેવી રીતે ? કોણ ? તે તે બાળક ?''

''મારી પુત્રવધૂ , મારા દીકરાની પત્ની.''

''તમારી તમારી શું?''

પ્રોફેસર મરક્યા, આ બીજી વાર મરક્યા હોય તેમ તેમના હોઠ ખેંચાયા, હું અસ્વસ્થ થઈ ગયો. પ્રોફેસરે કહ્યું, ''હું તને સમજાવું, જો કે મારી પાસે વાત કરવા માટે સમય ઓછો છે. તે મારી પુત્રવધૂ છે. તેને કોઈ ઈશ્વરે કે નિયતિએ નથી સર્જી. મેં તેનું સર્જન કર્યું છે. તમે સાંભળો છો. તમને ખબર છે કેવી રીતે ?''

આનો આરંભ એક અંડકોષથી થયો. માદા જનનકોષનું વિભાજન થાય છે. મેં તેનું કેન્દ્ર કાઢી લીધું અને તેની બદલી પસંદગીના જનીન ધરાવતું બીજું ડીપ્લોઈડ કેન્દ્ર રાખ્યું. મારે મારી પુત્રવધૂને એકદમ સુંદર, બુદ્ધિમાન અને અસાધારણ બનાવવી હતી. ખરું કે નહીં ? મારે મારા પુત્રને સુખી કરવાનો હતો. કાયમ માટે સુખી, માટે મેં ઉત્તમ જનીનોનું સંયોજન કર્યું છે. ગૌર વર્ણ, લાંબા કાળા વાળ, સુંદર આંખો, મધુર અવાજ આ બધું રીકોમ્બીનન્ટ ડી.એન.એ. ટેકનોલોજીથી કર્યું. મારી પાસે પસંદગીના જનીનની એક લાયબ્રેરી છે. તેમાંથી મેં એક સ્ત્રી બનાવી. આ પછી મેં ફલિત થયેલા કોષને પોષણ દ્રાવ્યમાં રાખ્યો જ્યાં વિભાજન થઈ તે પ્રાથમિક ગર્ભના રૂપમાં  વિકસિત થયો. આ ગર્ભને મેં યોગ્ય રાસાયણિક અને ભૌતિક વાતાવરણવાળી ચેમ્બરમાં રાખ્યો. આ ચેમ્બરને તમે કૃત્રિમ ગર્ભાશય પણ કહી શકો. આ ગર્ભનો એક સંપૂર્ણ માનવબાળ તરીકે વિકાસ થયો. અને ગઈકાલે જ મેં તેને ચેમ્બરમાંથી બહાર કાઢી. તેની પ્રસૂતિ મેં કરી તેમ કહી શકો. હા હા હા.'' પ્રોફેસર તેમની પ્રકૃતિથી અસહજ મોટેથી હસ્યા. મેં હસવાની કોશિશ કરી પણ મારા રૂંધાયેલા ગળામાંથી કોઈ અવાજ નીકળ્યો નહીં.

''પણ ઓહ ભગવાન, ના હું એમ કહેવા માંગુ છું કે, ગઈકાલે રાત્રે તમે જે બાળકીની પ્રસૂતિ કરાવી તે કોઈ નવજાત બાળકી નથી. તેની ઉંમર બે વરસથી વધારે હોય તેટલી મોટી લાગે છે.'' મેં અચકાતા કહ્યું.

''મેં સમયને સંકોચી નાંખ્યો છે.'' ફરી વાર પ્રોફેસર સહજ રીતે હસ્યા. આથી મારી અસ્વસ્થતામાં વધારો થયો. ''હું જરા વધારે વિસ્તારથી સમજાવું. આપણા શરીરમાં વૃદ્ધિ ઝડપી બનાવતા ઘણા પેપ્ટાઈડનો સ્રાવ થતો હોય છે. પ્લેટલેટમાંથી સ્રાવના વૃદ્ધિ ફેકટર પ્લેટલેટ ડીરાઈલ્ડ ગ્રોથ ફેકટર (પી.ડી.જી.એફ.) એપીડર્મલ ગ્રોથ ફેક્ટર (ઈ.જી.એફ) બીસેલ ગ્રોથ ફેકટર (બી.સી.જી.એફ) ઇંટરલ્યુકિન i અને ii (ચેતા) ગ્રોથ ફેક્ટર (એન.જી.એફ.) વિગેરે આ બધા સાથે મળીને જુદે જુદે તબક્કે સંવાદિ રીતે શરીરમાં કામ કરે છે અને કોષોની સામાન્ય વૃદ્ધિ જાળવી રાખે છે. તેમની કામ કરવાની રીત સરખી છે. રાસાયણિક રીતે તેઓ પ્રોટીનના ટાયરોસીન એમિનો ઍસિડ જૂથમાં ફોસ્ફેટ ગ્રુપને ઉમેરે છે અને કોષપટલ (મેમ્બ્રેઈન)માં રહેલા ફેસ્ફાટીડીલીનોસીટોલ રેસીડ્યુમાં પણ ફોસ્ફેટ જૂથ ઉમેરે છે અને આ રીતે કોષ વિભાજન ભણી દોરતી ઘણી પ્રક્રિયાઓને ઉત્તેજીત કરે છે... ઓહ, તને આ બધી ખબર ન પડી. તારા માટે આ બધું ઘણું અઘરું છે.'' પ્રોફેસર અટક્યા. ''હવે મને મુદ્દા પર આવવા દે. ઓન્કોજીન્સ એ એવા પ્રાકરના જીન્સ છે કે જે વૃદ્ધિ માટે જવાબદાર પેપ્ટાઈડના નિર્માણનું, અને તેની પ્રક્રિયાનું સંકુલ રીતે નિયમન કરે છે. કેન્સરમાં ઓન્કોજીન્સ પાસેથી આ લગામ ચાલી જાય છે અને તેને પરિણામે કોષોની અનિયંત્રિત વૃદ્ધિ થાય છે. હવે આ ઓન્કોજીન્સના બેઈઝ (માળખા)માં પરિવર્તિત

થઈ શકે તેવા ફેરફાર કરી તેમના પર નિયંત્રણ રાખવામાં મને સફળતા મળી છે. આના પરિણામે હવે આ જીન્સ મારા કહ્યા પ્રમાણે ચાલશે અને હું વૃદ્ધિ પેપ્ટાઈડની પ્રક્રિયા પર નિયંત્રણ રાખી શકીશ અને એ રીતે શરીરના સર્વાંગી વિકાસ પર પણ નિયંત્રણ રહેશે.

''હું જીન્સના તબક્કે કામ કરું છું. તમે સમજ્યા ? આ કારના સ્ટીયરીંગ વ્હીલ પર બેસવા જેવું કહી શકાય. હું ઓન્કોજીનના નિયંત્રણથી વૃદ્ધિ વધારી શકું અથવા તેને ઓછી કરી શકું. હું જ બધો દોરીસંચાર કરી શકું. એક વર્ષના બાળકનું હું દસ કલાકમાં અરે માત્ર દસ જ મિનિટમાં સર્જન કરી શકું. જો કે તેની પણ મર્યાદા છે. જેમ કારમાં પણ એક સલામતી માટે ગતિમર્યાદા હોય છે. તેનાથી વધારે ગતિએ કાર ચલાવીએ તો જેમ અકસ્માતનો ભય હોય છે તેમ આમાં પણ કેન્સર થવાની શક્યતા પૂરે પૂરી છે.''

પ્રોફેસર તેમના વૈજ્ઞાનિક મિશનમાં સફળ થયા. આ િશનથી માણસ ઈશ્વરની સમકક્ષ સર્વવ્યાપી, સર્વજ્ઞ અને પોતાના ભાવિનો ઘડવૈયો બની શકે છે. આ વિચાર જ અસ્વસ્થ કરી નાખે તેવો હતો. કદાચ જીવનના પ્રાદુર્ભાવ પછીની ઐતિહાસિક ક્ષણનો હું સાક્ષી બનવાનો હતો. ઈશ્વરનું પુનરાગમન...

''આમાં ભયસ્થાનો, ખોટી ગણત્રીઓ કે કેટલીક પ્રાયોગિક ખામીને કારણે બાળકનું મૃત્યુ ન થાય ?''

''એનાથી ઊલટું,'' પ્રોફેસરને જવાબ આપ્યો. ''દરેક નિષ્ફળતાઓમાંથી મને કશુંક મળે છે. હું પ્રયોગની ભૂલો કે ખામીઓને તપાસી જોઉં છું અને સફળતાની સારી આશા સાથે ફરી શરૂ કરું છું. અંતે સફળતા મારી હશે.''

જ્યારે પ્રોફેસર તેમના પ્રયોગની સફળતા અને નિષ્ફળતાના સંદર્ભમાં વાતો કરતા હતા ત્યારે મારી ચિંતા અને નિસ્બત પેલા જીવતા માણસોના ભાવિ માટેની હતી. જો પ્રયોગ નિષ્ફળ જાય તો તેમનો વિનાશ હોત. પ્રયોગ તો ફરી થઈ શકે. બીજા જીવનથી ધબકતા નવા માનવોને ઉત્પન્ન કરી શકાય. પણ જે આવા અખતરામાં મૃત્યુ પામે તેમનું શું ? શું પ્રોફેસર પોતે જ જે જીવનજ્યોત જલાવી છે તેને બુઝાવી નાખવાનો તેમને અધિકાર છે ? જો પ્રોફેસર સફળ થાય તો બધાં નૈતિક, કાનૂની કાયદાઓ નવેસરથી લખવા પડશે. નવી ટેકનોલોજી અને જીનેટીક સાધનોની મદદથી માણસોની નિયતિને લખી શકે, બદલી શકે, ભૂંસી શકે તેવો હક્ક આ વૈજ્ઞાનિકોને આપી શકીએ ?

જ્યારે હું બીજે દિવસે પ્રયોગશાળા પહોંચ્યો ત્યારે પાછળથી મેં ''ગુડમોર્નિંગ અંકલ'' એવો મધુર અવાજ સાંભળ્યો. આશ્ચર્યચકિત થઈ મેં પાછળ જોયું. હું હતપ્રત થઈ ગયો. મારી સામે પૃથ્વીની સહુથી સુંદર સ્ત્રી ઉભી હતી. સત્તર અઢાર વર્ષની એક સ્વરૂપવાન યુવતી. થોડા કલાકો પહેલાં કાલાકાલા અવાજે ઘુઘવાટા કરતી બાળકી હતી તે જ આ છે?

ત્યાં તો કોઈ વિજેતાની જેમ પ્રોફેસર પ્રવેશ કર્યો. તેમણે ખરેખર તેમની પુત્રવધૂનું પ્રયોગશાળામાં નિર્માણ કર્યું હતું. તેમણે તેમના પુત્રનું ભવિષ્ય ફરી વાર લખ્યું હતું અને મારી સગી આંખે ઈશ્વરના પરાજયનો હું સાક્ષી હતો...

તેમના દિકરા પાસે જતા રસ્તામાં મેં છેલ્લો સવાલ પૂછયો. આ આખો પ્રયોગ એક એડકોષમાંથી શરૂ થયો હતો. તેને માટે અંડકોષ અનિવાર્ય હતો અને આ અંડકોષ માટે માણસે પ્રકૃતિ પર આધાર રાખવાનો છે.

પ્રોફેસરે મને અટકાવતા કહ્યું ''મારા હાલના પ્રયોગો એ એંધાણ આપ્યું છે કે ભવિષ્યમાં મારે અંડકોષની જરૂર જ નહીં પડે. મને માત્ર વિવિધ રસાયણો જોઈશે. માણસ એ રસાયણોના સમૂહ સિવાય બીજું કશું નથી. નિર્જીવ રસાયણોમાંથી જીવનના ઉદ્ભવ માટે કોઈ દૈવી સ્પર્શની જરૂર નથી. નિષ્ક્રિય રસાયણોમાં હુ જીવનનું અમૃત ભરીશ અને એક કોષનો જન્મ થશે. માનવ સર્જીત કોષ.

પ્રોફેસરે અવાચક થઈ ગયેલા પુત્રને તેમની ટેસ્ટટ્યૂબ પુત્રવધૂ સોંપી તેમણે પ્રેમથી તેનું નામ એક્સ-85 રાખ્યું. ''એક્સ'' તેમની જીન લાયબ્રેરીનો નંબર હતો. અને ''85'' એ 2085 ની સાલના નંબર હતા. તેમને સુખી થવાના આશીર્વાદ આપીને પ્રોફેસર ફરી તેમના પ્રયોગોમાં ખોવાઈ ગયા.



થોડાએક મહિનાઓ પછી પ્રોફેસરને ફરી તેમનો દીકરો યાદ આવ્યો. તેઓ દંપતિને મળવા માંગતા હતા. હંમેશની જેમ હું તેમની સાથે જ હતો. પણ બધું બરોબર ન હતું. જે યુવાને બારણું ખોલ્યુ તે અસ્તવ્યસ્ત કપડાવાળો, વધેલી દાઢી, અંદર ખૂંચી ગયેલી આંખો અને સુકલકડી મવાલી જેવો લાગ્યો શું ? માનવજાતની સર્વોત્તમ ભેંટ એક્સ-85 એક માણસને સુખી ન કરી શકી ?

''ડેડી, તમે બીજી કવિતાનું સર્જન ન કરી શકો. કદાપિ નહીં. તમે હજારો ઝેરોક્ષ કોપી બનાવી શકો પણ તમે કદી અસલી મૂળ વસ્તુ નહીં બનાવી શકો. તમારી એક્સ-85 એ મૂળ હાસ્યાસ્પદ નકલ છે. તેની પાસે કવિતાનું રૂપ છે. તેની બુદ્ધિ છે પણ હૃદય નથી. મને ખબર છે કે તમે હૃદયમાં માનતા જ નથી. 'એક્સ-85' મને પ્રેમ નથી કરતી. તેણે મારી જીંદગી નર્ક બનાવી દીધી છે. દિવસે દિવસે એ વધુ ખરાબ થતી જાય છે. ઘણીય વાર તેણે બીજા પુરુષોમાં મારા કરતાં વધારે રસ દાખવ્યો છે.

હું પ્રોફેસર તરફ ફર્યો. તેઓ શૂન્ય અને નિ:સહાય લાગતા હતા. તેઓ જાત સાથે ગણગણ્યા. ''પણ હું શું કરી શકું ? ભાવ કે લાગણી જેવી વસ્તુ માટે કોઈ જીન્સ છે ? 'હું કેવી રીતે ખાતરી આપી શકું કે મારી શોધ એક્સ-85 કવિતાની જેમ તેને પ્રેમ કરશે ?''

''પણ તમે એક વસ્તુ કરી શક્યા હોત, પ્રોફેસર. તમે તમારાથી બીજે બારણે જ રહેતા તમારા પડોશી ઈશ્વરને મદદ માટે વિનંતી કરી શક્યા હોત. તેના કારખાનામાં તમે નથી જાણતા તેવી ગુપ્ત ફોર્મ્યુલાથી તૈયાર થતા 'પ્રેમભર્યા હૃદય'ના એક સેમ્પલ માટે વિનંતી કરી શક્યા હોત.'' આ માટે પાંચ વાર નોબેલ પારિતોષિક વિજેતા વિશ્વના સર્વશ્રેષ્ઠ વૈજ્ઞાનિકને કહેવું હતું પણ મેં કહ્યું નહીં.

પાછા ફરતી વખતે પ્રોફેસર મને વ્યગ્ર લાગ્યા. ''શું લાગણીઓનું નિયંત્રણ જીનના તબક્કે થઈ શકે ? ''તે જાણે સ્વગત બોલ્યા, ''શું કોષના કેન્દ્રમાં રહેલા 90 ટકા 'નોનસેન્સ જીન્સ' કે જેના ગુપ્ત સંદેશાઓ આપણને ખબર નથી તે ખરેખર 'નોનસેન્સ-નિરર્થક' છે ? તેમને કોઈ કામ જ નથી ? કે તેઓ કોઈપણ પ્રોટીનને એન્કોડીંગ કર્યા વગર ચતુરાઈથી પરોક્ષ રીતે વ્યક્તિત્વ અને લાગણીના બંધારણને ઘડે છે. કદાચ મગજમાં રહેલા ઘણાં ગુપ્ત પેપ્ટાઈડ કે જે કોઈ જીનના નિયંત્રણ વગર ઉત્સેચકની (એઝાઈમ) મદદથી ઉત્પન્ન થાય છે તે આમાં જવાબદાર હશે ? ઓહ ! મને ખબર નથી, હું આ વિશે કાંઈ કહી ન શકું'' પ્રોફેસરે અસહાય બની મારી સામે જોયું પણ તેમના વિશાળ ચહેરા પર છવાયેલી વેદનાને હું કેવી રીતે શાંત પાડું ?

ઓહ મેં જો એક્સ-85 ને પ્રેમ, અનુકંપા, ધીરજ, ક્ષમા, પ્રમાણિક્તા માનવતા જેવા ઉમદા માનવ ગુણોના માધ્યમમાં અનંતસમય સુધી ઉછેરી હોત.. જો મેં તેને એવા વાતરવરણ, એવા સમાજમાં રાખી હોત કે જેથી જીવના ઉમદા ગુણોનો તેને ખ્યાલ આવત, તો, મને ખબર નથી પણ કદાચ આ બધું તેના જીનને મદદરૂપ થયું હોત. જીન્સની વાતાવરણ સાથે આંતરક્રિયા થઈ હોત અને ચહેરા વગરના એક કોષ માણસને સંપૂર્ણ વ્યક્તિત્વ મળ્યું હોત. તમે જે 'દિવ્ય સ્પર્શ' ની વાત કરતા હતા તે આજ છે.

મેં મૌન રહેવાનું પસંદ કર્યું. પ્રોફેસર પણ મૌન થઈ ગયા. મેં તેમની તરફ જોવા પાછળ જોયું. તેમની આંખો બંધ હતી, અને ચહેરો ભાવશૂન્ય. તેઓ એક ઋષિની જેમ ધ્યાનમાં હતા.

કોઈ પ્રશ્નોના જવાબ આપશે ? કદાચ ઈ.સ. 2185માં કોઈ દિવસ કોઈને 'ઈશ્વર'નો ભેટો થઈ જાય. મને ખબર નથી...

(મૂળ ઓડિયા)

# એકી સમયે બે વાર

મુકુલ શર્મા

ગઈકાલે ફરી પાંચમી મે હશે. હવે જરા પણ સમય રહ્યો નથી. આવતીકાલે તે ફરી ટૂર પર નીકળી જાય તે પહેલાં મારે આજે જ તેને કહી દેવું પડશે. હું અમારા ડબલબેડ પલંગમાંથી ઊઠું છું. મારી ફિક્કી હથેળીઓ મારી આંખમાંથી મારું ભવિષ્ય ઓઝલ રાખે છે અને હું દિવાલ પર લટકતા ગાઉનથી મારી જાતને લપેટી લઉં છું.

મારા પતિ ટેબલને છેડે હંમેશની જેમ છાપું વાંચતા બેઠા હશે. અંદર જતાં મારા પગ ભારે થઈ ગયા. મારા વાળ છુટ્ટા હતા. મારું હૃદય એ રીતે ધડકતું હતું કે જો સંસ્થાને તેની ખબર પડત, જો પડશે તો તે વાત તેને ગમશે નહીં.

એક ક્ષણમાં હું હંમેશની જેમ તેની પાસે બેસી જઈશ અને તેને એક વિજ્ઞાનકથા કહીશ.

''મારે તને કશુંક કહેવું છે.'' હું કહું છું.

મૌન.

''કહું છું મારે તને કશુંક કહેવું છે.''

''શું?'' છાપું નીચું કર્યા વગર તેણે કહ્યું.

''મને પ્રેમ થઈ ગયો હતો.''

''હં..અં..ક્યારે?''

''આવતી કાલે.''

તેનું માથું ટાઈમ્સમાંથી ઊંચું થાય છે. તેનો વ્યંગ પણ તેની એક્ઝિક્યુટિવ રીતભાતને છાજે તેવો છે.

''અચ્છા,'' તે ધીમેથી કહે છે, ''તને જેની સાથે પ્રેમ થવાનો છે તે ભાગ્યશાળી કોણ છે?''

''થવાનો નથી. ક્યારનોય થઈ ગયો છે.''

''આ ક્યાં થયો?''

''મેં તને કહ્યું ને કે આવતીકાલે.''

તેનો પ્રતિભાવ કેળવેલા રોબોટ જેવો છે. તે તેની જ દ્વિધાથી ખસિયાણો પડી ગયો છે. "શું ઉં ઉં?" તે માત્ર એટલું ગરજી શકે છે.

"હા," હું મારો અવાજ બની શકે તેટલો સહજ અને લાગણીવિહિન બનાવીને કહું છું. "હું સમયયાત્રી છું."

હું હવે થોડી વાર તેને મારા સામે જોવા દઈશ. તે ગૂંચવાયો, મારી કોરી આંખોમાંથી કશોક ભાવ અર્થ પકડવા તાકી રહ્યો છે. તે કાયમ મને વફાદાર રહ્યો છે.

"પણ આપણે આઠ વરસથી પરણેલાં છીએ!" તે બોલી ઉઠ્યો.

"શું તને બધું કહું? વાત સમજવામાં તેથી તને મદદ મળશે."

"હા મહેરબાની કરીને કહે." ફરી પાછો વ્યંગ અને પછી બધું એક નિરર્થક ઊભરામાં બહાર આવે છે.

"હું તારાથી ત્રણસો પચાસ વરસ દૂર છું. હું એપ્લાઈડ એન્થ્રોક્રોનોલોજી ઈન્સ્ટીટ્યૂટમાં ક્ષેત્ર-કાર્યકર છું, અહીં અમે મુખ્યત્વે ભૂતકાળમાં થઈ ગયેલા માનવ સમાજોનો અભ્યાસ કરીએ છીએ. આ સેમેસ્ટરમાં મારું ટર્મ પેપર વીસમી સદીના પાછલાં વર્ષોમાં અર્ધ વિકસિત દેશોમાં દંપતી પ્રેમના રોલ મોડેલ પર છે. આ વિષયની સંશોધન થીસીસ હું ત્યારે જ લખી શકું જ્યારે હું એક કુટુંબપ્રથાનો અંતર્ગત ભાગ હોઉં. તમે સમજ્યા? તમારી પોતાની જે નૃવંશશાસ્ત્રી માર્ગારેટ મીડ જેવી રીતે રહી હતી તેવી..."

"એક મિનિટ," તેણે બુલેટની જેમ વાત કાપી. "આ વિસંગતિ નથી? જો તું સમયમાં પાછળ યાત્રા કરી મારા જીવનમાં ખલેલ પહોંચાડે છે તો તેનાથી ઈતિહાસ નહીં બદલાઈ જાય? મારે એ કહેવું છે કે તું ભવિષ્યમાંથી ન આવી હોત તો હું કદાચ બીજી છોકરીને પરણ્યો હોત અને પછી દરેક વસ્તુ જુદી જ હોત."

"ના તેમ ન થયું હોત," મેં કંટાળીને જવાબ આપ્યો, "સમય-યાત્રાની વિસંગતિ અહીંયાં લાગુ નથી પડતી કારણ કે ઈતિહાસમાં તું પ્રથમ વ્યક્તિ હશે કે સમયયાત્રીની સાથે ખરેખર જેનાં લગ્ન થયાં હોય અને ઈતિહાસ બદલ્યો હોય. અમારી ૨૪મી સદીમાં આ એક ઐતિહાસિક સત્ય છે."

"તો પ્રેમના શબ્દો, આપણું સંવનન, લગ્ન, રોમાન્ટીક હનીમૂન... આ બધું શું એક મજાક છે? આ બધો સમય હું શું ગીનીપીગ (અખતરા માટેનું પ્રાણી) જ હતો?"

તે દુભાયો હતો. જો મારા કોઓર્ડીનેટ ગોઠવવામાં મેં ગડબડ ન કરી હોત તો આવું ન બન્યું હોત. હવે આનો ખુલાસો મારે માત્ર તેને નહીં સંસ્થાને પણ આપવો પડશે.

"હું કહેતો હતો આ ભાગ્યશાળી માણસ કોણ છે અને આવતીકાલે તને પ્રેમ થવાનો છે તે કેવી રીતે થવાનો છે તેમ તું ધારે છે?"

મારા પાસે કોઈ જવાબ ન હતો. આગળ કેવી રીતે વધવું તે વિશે મને કાંઈ ખબર ન હતી. મને માત્ર એટલી જ ખબર હતી કે આ બનવાનું જ હતું. અને હવે તે બનશે જ. મેં વિચાર્યુ કે પહેલાં તેને બધું સમજાવવું સારું રહેશે.

''ઐતિહાસિક દસ્તાવેજ પર એક વિહંગાવલોકન.'' મેં કહ્યું.

''બતાવે છે કે તને મળવા મારે 1980ની 4થી મે સુધી પાર્થિવદેહ ધારણ કરી પાછું ફરવું પડશે અને એક ક્લબના સ્વીમીંગ પુલમાં તમે તરતા હો ત્યારે હું ત્યાં સ્વીમીંગ પુલના બાથરૂમમાંથી પ્રગટ થઈને બહાર આવીશ અને ત્યાં બધું ગોઠવાશે.

''ક્લબમાં બિકિની પહેરેલી સુંદર સ્ત્રી કદી જોઈ નથી તેની ઝાંખીથી જ મારા પગ થંભી ગયા હશે અને અઠવાડિયામાં જ પ્રસ્તાવ મૂકીશ.''

"હા, સામાન્ય વિચાર તો તે હતો. પણ મેં આરંભ કર્યો તેના થોડા સમય પહેલાં જ મારા કો-ઓર્ડીનેટ્સમાં મારાથી ગરબડ થઈ ગઈ હતી. તેથી તેને બદલે 1988ની પાંચમી મેના દિવસે મારું ઉતરાણ થયું. બીકીની પહેરીને રાત્રે 11.30 વાગે તમારી હોટલમાં હું ઉતરી. મને કોઈએ જોઈ નહીં પણ આવાં કપડાં પહેરી આમતેમ ભટકવું સારું નહીં તેમ માની મેં નજીકની ડોરબેલ દબાવી. એક માણસે બારણું ઉઘાડ્યું અને..."

''હું ધારું છું કે તું તરત જ તેના બાહુપાશમાં પડી હોઈશ.''

''એકદમ એવું નહીં.'' દેખીતી રીતે જ તે એક કોલગર્લની રાહ જોઈ રહ્યો હતો અને રાતના એવા સમયે તેણે મને એવા ડ્રેસમાં જોઈ તેણે તરત મને અંદર ખેંચી લીધી અને... પછી....''

''પછી શું થયું?''

''મેં કો-ઓર્ડીનેટ્સને બરોબર ગોઠવ્યા અને તે સૂતો હતો ત્યારે 1980 તરફ નીકળી ગઈ.''

''અને તે પછી તેં તેને કોઈ દિવસ જોયો નથી?''

''ના, ત્યાર પછી નહીં.''

મૌન. તેને આ ગમતું નથી, ''એક રીતે તેં મને ધોખો આપ્યો, તારી એક રાતની મોજમજા.'' અંતે તે માંડ બોલી શક્યો. સાલો ઊંદર.

''ના,'' મેં પહેલીવાર ચિડાઈને કહ્યું, ''તને કોઈ રીતે ધોખો આપ્યો ન કહી શકાય, કારણ કે ખરી રીતે જોતાં તે સમયે હું પરણેલી ન હતી. જો તારે એ જાણવું જ હોય તો ખરેખર ધોખાબાજ તું હતો.''

''કેમ? તું એમ કેમ કહી શકે?'' તેણે આશ્ચર્ય કર્યું. સાલ્લો...

''ડાર્લિંગ, તું આવતીકાલે રાતે હોટલમાં તારા ભાગની મોજમજા માણી શકીશ.'' મેં કહ્યું.

વધુ મૌન.

(મૂળ અંગ્રેજી)

•

# પુનર્જન્મ

**આર. એન. શર્મા**

ઉદાસ વેરાન સવારે ઋતુના પહેલા બરફની હળવી ઝીણી ફરફરનું આગમન થયું. મરતો માણસ તેના પગથી બંધાયેલો હતો. એક બીજી અસહ્ય પીડામાં તે જીવતો થયો. તેની આંખ, આસપાસ સૂઝેલા ચૂંથાયેલા માંસથી લગભગ બંધ હતી. એક ફાટ જેટલી જગ્યા કમાન્ડરની બારી જોવા માટે પૂરતી હતી. લાલ અને પીળી રીબીનો તથા મણકાઓથી શણગારેલા નાનકડા કૃત્રિમ ક્રિસમસ ઝાડ જોવા તેણે દૃષ્ટિ ફોકસ કરી એ ઝાડ ધીમે ધીમે બરફમાં ઢંકાતું જતું હતું. અસહ્ય પીડાનો એક ઉથલો આવ્યો અને તેણે આંખો બંધ કરી લીધી અને તે બેહોશીમાં સરકી ગયો હતો. તેના અસ્તિત્વનો અક-એક તાર તેણે સજા અને જે યાતના ભોગવી હતી તેનો ખુલાસો માગી રહ્યો હતો. માણસે કલ્પના કરી હોય એ તમામ સ્વર્ગો અને નર્કો પાસે તે બદલો લેવા માટે પુર્નજન્મની યાચના કરતો હતો.

તેના કેમ્પ સાથીદાર જાન રાદવાન્સ્કી, પોલીસ યહૂદી પુરુષ, ઉંમર વરસ અઠ્યાવીસ, કેમ્પ સભ્ય નં. 628349673 બીજી ક્ષણે જ મૃત્યુ પામ્યો અને તે સમયે દર્દથી વિકૃત થયેલા તેના હોઠ પર શ્રાપની સાથોસાથ પ્રાર્થના પણ હતી. ઓશવિત્ઝમાં ઘણા મરી ગયા હતા. કેટલાકે ચિત્કાર કર્યો હતો અને ઘણા મૌન મૃત્યુ પામ્યા હતા. કેટલાકને ગુંગળાવ્યા હતા, કેટલાકને મારવામાં આવ્યા હતા અને ઘણાને ભૂખ્યા રાખવામાં આવ્યા હતા. પણ એ કોઈનું મૃત્યુ મૌન ચિત્કારમાં અસહ્ય યાતના ભોગવતા બે બે ભયાનક રાત્રિઓની અગ્નિપરીક્ષામાં તવાતા જાન રાદવાન્સ્કી જેવું ન હતું. એ અગ્નિપરીક્ષા પણ શા માટેની હતી? એક ફ્રેન્ચ વેશ્યાને ખુશ કરવા માટે માનવ ત્વચામાંથી બનેલી પર્સની ભેટ આપવા માટે.

ઓશવિત્ઝનાંઓ એસ. એસ.નાં (ગેસ્ટાપો) ડેપ્યુટી કમાન્ડન્ડ કર્નલ વિલ્હેમ બ્રાન્ટને કોઈકે કહ્યું કે, ભુંડની જેમ માણસની પણ જીવતી ખાલ (ચામડી) ઉતરડી શકાય છે. સીધી પેરીસથી જ આયાત કરીલી તેની ફ્રેન્ચ રખાત ને તેણે અદ્વિતીય ભેટ આપવાનો વિચાર કર્યો. તેનાં આ તરંગની પૂર્તિ કરવા માટે તેની નજર ગોરા પોલીસ યહૂદી પર પડી. તે સારું મટીરીયલ હતો. સફળતાથી આ અખતરો કરવા

માટે તેણે જાત પર ગર્વ કર્યો. તેના શરીર પરથી ચામડીનો છેલ્લો લીરો ઉતરડી લીધો ત્યાં સુધી કેજી જીવતો અને ભાનમાં હતો. ચામડી ઉતરડવાના આ 'ઓપરેશન હાઈડ' દરમ્યાન, ભયાનક ચિત્કાર પાડવા માટે, ગાળાગાળ કરવા માટે અને યાતના આપનાર સામે ધમપછાડા કરવા માટેની નાનકડી શિક્ષા રૂપે તેને મારવામાં આવ્યો હતો અને ઉંધા ક્રુસારોહણની જેમ તેને ઊંધો લટકાવવામાં આવ્યો હતો.

જાન રાદવાન્સ્કી કર્નલ બ્રાન્ટની બારીની સામે પચાસ મીટર દૂર જ સમગ્ર વિશ્વને અને તેનાં સર્જનને વિનવણી કરતાં મૃત્યુ પામ્યો અને કર્નલ શાંતિથી ઊંઘતા રહ્યા. કર્નલ બ્રાન્ટે ઉઠીને દિવસની મુલાકાતની યાદી અને મનોરંજન વિષે પૂછ્યું તે પહેલાં તો આજે કર્નલનાં કુશળ કારીગર જલ્લાદ મેક્સ જર્ગેને રાદવાન્સ્કીને ક્યારનો ય ઉતારીને દફનાવી દીધો હતો.

એ વેરાન જગ્યા પર બરફ વરસવાનું ચાલુ જ હતું.



ઉંચાઈ 5'-6", કોકેસિયન પુરુષ, ઉંમર વર્ષ 34, ભારતીય નાગરિક, વ્યવસાયે શિક્ષક, ભારતીય પ્રજાસત્તાકના ગરમ ભેજવાળા મુંબઈ મહાનગરના રહેવાસી અવિનાશ અભ્યંકરે નવેમ્બરની એક ઉદાસ મોડી બપોરે ફેડરલ રીપબ્લિક ઑફ જર્મનીનાં મ્યુનસેનમાં ઉતરાણ કર્યું. એરપોર્ટની બારીઓના જાડા કાચ પર હળવા વરસાદનાં ટીપા બાઝેલાં હતાં. પ્રોફેસર અભ્યંકર મ્યુનસેન યુનિવર્સિટીના તેમના યજમાનની રાહ જોઈ રહ્યા હતાં. તેમનામાં કોઈને રસ ન હતો. દેખીતી રીતે જ ફ્રેન્કફર્ટ માટેની તેમની એર ઈન્ડિયાની ફલાઈટ તેમને કેટલાક કિંમતી ડોઈશ માર્ક (ડી. એમ. જર્મન ચલણ) ચૂકવતાં મોંઘી પડશે. નિરાશ થઈ તેમણે તેમની સુટકેસ લીધી અને રાહ જોતી ઉભેલી ટેક્સી તરફ ચાલવા લાગ્યા. થોડા સમયમાં જ તેઓ સરસ જર્મન ઓટો વાહનમાં બેસીને જતા હતાં. યુનિવર્સિટીની ઈમારત ગોથિક સ્થાપત્ય શૈલીની અને ભવ્ય હતી. ત્યાં પહોંચતાં જ તે ઈમારતને જોતાં અને તેમના યજમાનના ઉષ્માસભર આવકારથી તેને પડેલી બધી અડચણો અને તેણે ચૂકવેલું 16 ડી.એમ.નું મોંઘુંદાટ બિલ બધું ભૂલી ગયા. જીન રીસ્ટ્રક્ચરીંગ (જનીન પુનઃનિર્માણ) પરની કૉન્ફરન્સમાં ભાગ લેવા તેઓ અઠવાડિયાની ટૂંકી મુલાકાતે આવ્યા હતા. આ ક્ષેત્રમાં તેમનું સારું પ્રદાન હતું અને તેમની નામના હતી. આને લીધે જ તેમનાં જર્મન સાથીઓ, યજમાનો, જર્મન જી. ટી. ઝેડ તરફથી આવવા-જવાનું ફંડ અને રીઝર્વ બૅન્ક ઑફ ઈન્ડિયામાંથી પણ તેમને બંધ મુઠ્ઠીએ પાંચ દિવસનું એલાઉન્સ મળ્યું હતું (સત્તાવાર રીતે-બે વીક-ઍન્ડ દરમ્યાન તેમણે ભૂખ્યા રહેવાનું હતું). ત્યાં પહોંચ્યા પછી ડૉ. અભ્યંકર લાંબી શૈક્ષણિક વાતચીતો, કૉન્ફરન્સો, બીયર, બોનહોમી,

બાવેરિયામાં જ મળે તેવી બીયરથી ભરેલી વ્યસ્ત આનંદયાત્રામાં ખોવાઈ ગયા. તેમણે તેમનું સંશોધન પેપર વાંચી લીધું. ગપસપ લગાવી, ખાધું અને ધરાઈને પીધું. આ બધા પછી તેમણે સત્તાવાર રીતે અસ્તિત્વ ન ધરાવતા વિક-ઍન્ડના દિવસો તેમને મનગમતી રખડપટ્ટી માટે અને 500 ડોલર્સ એપ. ટી. એસ. ખરચવા માટે રાખ્યા. તેઓ વિવિધ નગર ચોકો અને સુપર માર્કેટોમાં ગયા. ભૂગર્ભમાં ચાલતી જર્મન ઓટોમેટમાં ફર્યા. પાપની ભાવના સાથે સેક્સ શોપની પણ મુલાકાત લીધી. મુલાકાત લેતી વખતે સતત તેમને થતું કે તેમના કોઈ જર્મન મિત્ર આવી જગ્યાએ તેમને જોઈ તો નહિ જાય ને! ત્રણ દિવસનાં ટૂંકા ગાળામાં તેઓ પાણીમાં જ માછલીની જેમ મ્યુનિકમાં રહેવા લાગ્યા હતા. તેમના જેવો મોજીલો રખડુ માણસ યાત્રાના આગલા દિવસે શાંત અને ગંભીર થઈ ગયો. આકાશ ઘેરાયેલું હતું અને સતત બરફ પડતો હતો તેથી તેમની મનોદશા જરા વધારે ઉદાસ થઈ ગઈ હતી. તેમણે નવો જર્મન રેઈનકોટ પહેર્યો હોવા છતાં પલળી ગયા હતા. શેરીઓ એકદમ સૂમસામ હતી અને સ્થાનિક ભૂગર્ભ સ્ટેશન તરફ પાછા જવાનો રસ્તો તેમને યાદ નહોતો આવતો. અધૂરામાં પૂરું તેમનું જર્મનનું જ્ઞાન 'અશ્તુંગ' 'હેરેન' 'હોલ્ટ' જેવા શબ્દો સુધી જ મર્યાદિત હતું. આ શબ્દો તો જ્યાં ત્યાં પ્રદર્શિત થયેલા નજરે પડ્યાં હતાં તેથી તે આવડતા હતા. એમણે એક શેરીના જર્જરિત મકાનની બારીનાં છજા નીચે આશરો લીધો. તેમણે કેટલાંક પીંછા જેવી સૂતર જેવી બરફની પત્તીઓ સાફ કરી ત્યારે તેને ભાન થયું કે જીંદગીમાં તેઓ પહેલીવાર જ બરફ વર્ષા જોઈ રહ્યા હતા. ભારતના આ મહારાષ્ટ્રવાસીએ બરફવર્ષા વિશે માત્ર સાંભળ્યું જ હતું. ઉપરના ઘેરા આકાશમાંથી હળવે હળવે નીચે ખરતા બરફનાં નરમ કણોના મહાસાગરને તે રોમાંચિત થઈ જોઈ રહ્યા. તેનો પોચો પોચો સ્પર્શ કરવા તેમણે હાથ બહાર કાઢ્યો. તેની દૃષ્ટિ સામેની શેરીનાં મકાનો પર ફરી રહી હતી. બરફમાં ધીમે ધીમે ઢંકાતા જતા લાલ અને પીળા મણકાઓવાળા નાનકડા કૃત્રિમ કિસમીસના ઝાડ પર તેમની દૃષ્ટિ થંભી. તેઓ સ્થિર નજરે તેને તાકી રહ્યા અને પછી એક વિહવળતામાં તે બોનસોઈ ઝાડવાળા મકાનમાં દરવાજા તરફ શેરીમાં ચાલવા લાગ્યા. રહસ્યમય રીતે તેમને એક ડોરબેલ દેખાણી અને તેમણે દબાવી. અંદર બેલ વાગી તે તેમણે સાંભળી. દરવાજાના રસ્તામાં એક છુપાયલા કર્કશ અવાજે પૂછ્યું, ''જ?''

''જર્ગેન'' પ્રતિભાવરૂપે તેમના મોઢમાંથી એક અજાણ્યું નામ ઉચ્ચારાતું ડૉ. અભ્યંકરના એક અંશે અનુભવ્યું.

દરવાજાનું તાળું ખટાક ખૂલી ગયું. ડૉ. અભ્યંકર દરવાજાને ધક્કો મારી અંદર દાખલ થયા. એક ખાલી પ્રવેશખંડ પાસે જ એક ટૂંકી સીડી હતી તે ચડીને તે બીજા રૂમમાં ગયા. આ ઓરડો મેગેઝિનો, પુસ્તકો અને કપડાંઓથી વેરવિખેર હતો, પણ તેનું ધ્યાન તો ખેંચાયું પથારીમાં સુતેલા એક માણસ તરફ તે ઊંચો કદાવર

હતો. દૂર વેધક નજર અને પરપીડન ભાવવાળો ચહેરો કરી તે જર્મનમાં ગર્જયો 'વેર સીંદ સીઈ'. પથારીમાં રહેલા માણસની આંખમાં સીધી આંખ પરોવી ધીમા અને મક્કમ પગલાં ભરતા ભરતા ડૉ. અભ્યંકર તેની તરફ ચાલ્યા. એક ઢીલા સંકોચશીલ પ્રોફેસરમાંથી અચાનક તેઓ રૂપાંતર પામી નિર્ભય ક્રૂર અને કાર્યથી હેતુ સિદ્ધ કરનાર માણસ થઈ ગયો. એક એવો માણસ કે જે જાણતો હતો કે તેને શું જોઈતું હતું અને કેવી રીતે મેળવવાનું છે. તેણે મૂંઝાઈ ગયેલા જર્મન પાસે પહોંચી એક હાથે તેનું ગળું પકડી તેને આસાનીથી ઊંચક્યો જર્મન એટલો ડઘાઈ ગયો હતો કે કાંઈ બોલી ન શક્યો.

"જાન રાદવાન્સ્કી 628349673 ઓસવિત્ઝ," ડૉ. અભ્યંકરે તેમને પોતાને જ બોલતાં સાંભળ્યા.

આ નામનો તેમને કોઈ અર્થ ન હતો, પણ તેણે જોયું કે તે સાંભળીને તેની પકડમાં રહેલા માણસની આંખ ભયથી પહોળી થઈ ગઈ હતી. ડૉ. અભ્યંકરને ભાન થયું કે તેની સમજણ અને ઈચ્છાશક્તિ બહારના કોઈ તત્ત્વના વશમાં તે આવી ગયા છે. તે જાણે કોઈ નાટક ભજવી રહ્યા હતા અને તેમની સાચી જાત તો કોઈ અજ્ઞાત ખૂણામાં હલીચલી ન શકે તેવી અસહાય દશામાં ધકેલાઈ ગઈ છે. એક તટસ્થ પ્રેક્ષકની જેમ તેમણે આગળની કાર્યવાહી જોયા કરી. સામાન્ય રીતે તો તેઓ ઠંડા, શાંત ગંભીર અને પ્રમાણમાં ઓછી શારીરિક હિંમત ધરાવતા માણસ હતા. તેમને શંકા થઈ કે તેમણે હમણાં જ ઉંચક્યો હતો તેવા કદાવર માણસને તે કેવી રીતે ઉંચકી શક્યો. તેમને નવાઈ લાગી કે તે પડછંદ માણસને તેણે હજુ પકડી રાખ્યો હતો અને તેની લોખંડી પકડમાં તે લગભગ ગુંગળાઈ રહ્યો હતો અને ભયથી ધ્રુજી રહ્યો હતો. તેના શિકારનું શરીર છૂટવા માટે વ્યર્થ કોશિશ કરી રહ્યું હતું, તે ગુંગળાઈ અને થોથવાઈ રહ્યો હતો. એક અવર્ણનીય શક્તિથી ત્વરિત ગતિથી પ્રોફેસરે એક ધિત્કાર સાથે તેને પથારીમાં ફેંક્યો. અને પછી તેને ચીરી નાખવા તે આગળ વધ્યા. વ્યવસ્થિત રીતે, ભયંકર રીતે પહેલાં તેમની આંગળીઓએ જર્મન ચહેરો ચીર્યો અને માંસ બહાર કાઢ્યું. તેમનો શિકાર એટલો ભયભીત થઈ ગયો હતો કે તેના મોંઢામાંથી ચિત્કાર સુદ્ધાં ન નીકળ્યો. તે પછી તે માણસનું પેટ ચીરવા તેણે હેતુપૂર્વક એક ધારદાર લાંબી છરી લીધી. આટલાથી સંતોષ ન થતાં તેણે હાથથી તેના ચીરેલા પેટમાંથી આંતરડાં બહાર કાઢ્યાં. નવાઈની વાત એ છે કે તેમનો શિકાર હજુ જીવતો હતો. અને તેની નજર પોતાનાં જ વિખરાયેલાં ચૂંથાયેલાં આંતરડાં તરફ ભભયથી ખોડાઈ ગઈ હતી. ડૉ. અભ્યંકર એક શુદ્ધ શાકાહારી બૌદ્ધ, તેના હાથ પોતાની સ્વતંત્ર ઈચ્છાશક્તિથી જે કરી રહ્યા હતા તે ભયભીત થઈ જોઈ રહ્યા હતા. જો કે તેણે એ પણ અનુભવ કર્યો કે તેમના વ્યક્તિત્વના એક ન સમજી શકાય તેવા ભાગને તેમના અસહાય શિકાર પર આચરવામાં આવતા એક એક

આંતકથી અત્યંત સંતોષ મળતો હતો. તેની પીડા અને ભયનો તેને સ્વાદ આવતો હતો. ખૂબ લાંબા ભયાનક સમય પછી તે માણસ દયનીય રીતે મૃત્યુ પામ્યો. ડૉ. અભ્યંકર ખુરશી પર બેઠા. તેમને હજુ મુંબઈના એસોશિયેટ પ્રોફેસર ડૉ. અવિનાશ અભ્યંકર જેવું જ લાગતું હતું. ટાઢા કલેજે તે ખૂણામાંથી સીંક તરફ ગયા અને શાંતિથી તેમના હાથ ધોયા. વ્યવસ્થિત રીતે તેમણે તેમનો પ્લાસ્ટીક રેઈનકોર્ટ અને ગમબૂટ ધોયા. બેપરવા રીતે તેમણે હાથો અને છરી કપડાથી લુછ્યાં. પછી એકદમ પથારી અને ફરશ પર પેડલા લોહીનાં ખાબોચીયા તરફ જોયા વગર બેડરૂમની બહાર નીકળી ગયા. ત્યાંથી દાદર ઉતરી, રિશેપ્શનરૂમમાંથી બહાર નીકળી બરફથી છવાયેલી ખાલી શેરીમાં આવ્યા. તેઓ નક્કર અને મક્કમ ચાલથી ચાલતા હતા.

ઓહ! તે નુતડેનસેનસ્ત્રાસે હતું અને ત્યાં હોપ્ટ બાહન્હોફ હતું. તેમને ખ્યાલ આવ્યો કે તેમને સખત તરસ લાગી હતી. તેઓ એક વિશાળ કેથેડ્રલ જેવા લાગતા સ્ટેશને આવ્યા અને એક પાર્લરમાં બીયરનો ઓર્ડર આપ્યો. ધીમે ધીમે ખાસ કશું વિચાર્યા વગર બીયરનાં સિપ લેવા લાગ્યા. થોડી ક્ષણો પહેલાં જે જે બની ગયું હતું તે વિષે તે વિચારવા માંગતા નહોતા. તે સંપૂર્ણ રીતે ભુલાઈ જાય તો સારું, તેમના મને શૂન્ય રહેવાનું પસંદ કર્યું. હવે તે હાંફતા ન હતા. તેઓ હવે શાંત અને તણાવમુક્ત લાગતા હતા. આવતી કાલે તેઓ આ શહેર, આ દેશને છોડશે અને ફરી ક્યારેય પાછા નહિ આવે. શાંતિથી તેમણે તેમના બીયરની સિપ લીધી અને પસાર થતી ટ્રેઈનો જોવા લાગ્યા.

બીજા દિવસે 'મ્યુનચેનેર'માં બાજા પાના પર એક નાનકડી કોલમમાં ઓશવિત્ઝના ભૂતપૂર્વ નાઝી યુદ્ધ અપરાધઈ ગેસ્ટાવોના ભૂતપૂર્વ ડેપ્યુટી કમાન્ડન્ટની ઘાતકી હત્યાના સમાચાર હતા. ઓશવિત્ઝના કોઈ માજી રહેવાસી અથવા તો તેના સગાએ બદલો લેવા માટે આ હત્યા કરી હોય તેવી શંકા વ્યક્ત કરવામાં આવી હતી. અત્યારની જર્મન સરકાર આવા ગુનાઓ અંગે વધુ કાળજી લેતી ન હતી અને આવા કેસને જેમ બને તેમ જલદી ફાઈલ કરી લેવામાં માનતી હતી, અને ખરેખર જ પ્રાથમિક તપાસ પછી ચાર જ દિવસમાં કોઈ ઉપરના આદેશથી આ ફાઈલ ને વણઉકલી જાહેર કરી બંધ કરી દેવામાં આવી.

નિયત કાર્યક્રમ પ્રમાણે જ અવિનાશ અભ્યંકર ભારત પાછા આવ્યા. ઓગણએંસી વરસની ઉંમર સુધી એક દિવસની પણ માંદગી વગર તેઓ જીવ્યા અને શાંતિથી ઊંઘમાં જ મૃત્યુ પામ્યા. તેમણે ફરી એક માખીને પણ મારી નહીં. તેઓ અત્યંત ધાર્મિક થઈ ગયા અને દર વરશે એક વાર ગંગામાં સ્નાન માટે જતા. તેઓ હરિદ્વાર સુધી જ જઈ શકે તેમ હતા. તેઓ ફરી ક્યારેય પરદેશ ન ગયા. કાશ્મીરમાં એક અઠવાડિયું ગાળવાની દરખાસ્તને પણ તેઓ નકારી કાઢતા. માત્ર એક જ કારણ કે તેઓ એવું માનવા લાગ્યા હતા કે બરફથી જ તેમને આવું થાય છે. તેઓએ

એવી અત્યંત કાળજી રાખી હતી કે જ્યાં બરફની શક્યતા હોય તેવા કોઈ ભૌગોલિક વિસ્તારોમાં તેણે ન જવું. આ બરફ જ કદાચ તેઓ જેને યાદ પણ નથી કરવા માગતા તેવી ઘટના સર્જે.

તે કદાચ બરફ કે બારી પાસેનું તે વિચિત્ર નાનું ઝાડ જોઈને કે જેણે તેમને જર્મનીમાં તે ભયાનક દિવસે આમ માની ન શકાય તેવી રીતે વર્તવા પ્રેર્યા હોવા જોઈએ. હત્યાની કલ્પના કરો, એક માણસ માત્ર તેના હાથ વડે જ વિદેશમાં કોઈની હત્યા કરે છે. ભગવાન જાણે ત્યાંની અત્યંત સઘન પોલીસ તપાસ રીતોમાંથી તેઓ કેવી રીતે ભાગી શક્યા હશે. તે પાગલ જ થઈ ગયા હોવા જોઈએ. તેમને તે વિશે વિચારવું ગમતું જ નહીં. બહુમાં બહુ તો તેઓ એવું વિચારતા કે આ બધું કાલ્પનિક જ હતું. પણ તેમને સો ટકા ખાતરી હતી કે તેમણે એક માણસને હલાલ કર્યો છે. હા, તે જ સાચો શબ્દ છે. કોઈ દેખીતા કારણ વગર જર્મનીમાં એક તદ્દન અજાણ્યા માણસને તેણે મારી નાખ્યો છે.

ક્યારેક તમને નવાઈ લાગતી કે તેના ભોગ બનનાર વિશે તેણે માહિતી ભેગી કરી હોત તો ? પણ તેની આંતરસ્ફુરણા તેને તેમ કરવાની ના પાડતી હતી. આ વિશે જરા વધારે વિચારતાં અચૂક રીતે તેમનું મગજ શૂન્ય થઈ જતું. જો કે દર વરસે ગંગામાં ડૂબકી લગાવવા તેઓ અચૂક જતા અને પોતાના માટે તથા તેમનો ભોગ બનનાર અજાણ્યા માટે પ્રાર્થના કરતા. તેમને શંકા હતી કે તેમના ભોગ બનનાર વ્યક્તિને તેમની આ ચેષ્ટા ગમી હશે કે નહીં.

(મૂળ અંગ્રેજી)

# વરસાદ

## કેનેથ ડૉયલ

એક વખતની ફળદ્રુપ જમીન સાવ શુષ્ક થઈ ગઈ હતી. તેમાં તિરાડો પડી ગઈ હતી. તે હવે સાવ ઉજ્જડ થઈ ગઈ હતી અને ખેડૂતો કંગાળ હાલતમાં જીવતા હતા. 45 ડીગ્રી સેલ્સિયસ સુધી ઊંચું જતું ઉષ્ણતામાન, અને ઉગ્ર કઠોર ગરમી જ સૌથી મોટો દુશ્મન હતો. તિલકરામે ખુલતા રંગનું ચીંદરડું તેના કપાળે બાંધ્યુ અને આશાભરી નજરે આકાશ સામે જોવા લાગ્યો. તે ચોખ્ખું ઊજળું ભૂરું હતું. એક વાદળું ય દેખાતું ન હતું. નીચું માથું કરી તે કણસ્યો અને હતાશ ભારે પગે તેની ઝૂંપડીમાં વરસાદ માટે ફરી પ્રાર્થના કરવા ચાલ્યો ગયો.

ત્રણ અઠવાડિયાની રાહ જોયા પછી ભગવાને તેનો સાદ કંઈક સાંભળ્યો. ઝૂંપડીના છાયામાં પલાંઠી વાળીને તેના સહુથી નાના દીકરાને ગલૂડિયા સાથે રમતાં તે જોઈ રહ્યો. નાનકડો છોકરો કે ગલૂડિયું બેમાંથી કોઈને ય આ કાળઝાળ ગરમીનું ભાન ન હતું. આકાશ હવે વાદળોથી છવાયું હતું. જો કે આવું તો અઠવાડિયાથી હતું પણ આશાસ્પદ ચોમાસુ હજુ આવવાનું બાકી હતું. વાદળોના આ ભૂખરા ધાબળાથી તો ગરમીની માત્રા વધી ગઈ હતી. કારણ કે તેને લીધે હવામાં ભેજની માત્રા પણ વધી હતી અને દિવસ જાણે અનંત હોય તેવું લાગતું હતું. તિલકરામ એકદમ સુસ્ત થઈ ગયા હતા કારણ કે થોડીઘણી હલનચલનથી પણ તે પરસેવે રેબઝેબ થઈ જતા હતા. ગઈકાલે રાતે ભોજન તરીકે લીધેલા વટાણાના સૂપ જેવી હવા ઘાટી થઈ ગઈ હતી. રાત્રી થોડી રાહત આપતી પણ તે રાહત છોડીને ચાલી ગઈ હતી. તેને ભાગ્યે જ થોડું યાદ આવ્યું કે તે રાજુ જેવડી ઉંમરનો હતો, ત્યારે બળબળતા તાપમાં કે શિયાળાની કકકડતી ઠંડીમાં આનંદથી રખડતો અને તેના ઉત્સાહને નિશાળના માસ્તરની સોટી સિવાય કોઈ ઠંડો પાડી શકતું નથી. જીવન ત્યારે સુખી હતું. પાક, લણણી, ખાતર, બજાર, બદલાતા ભાવો અને નિર્દયી પૈસા ધીરનાર; જેવી કોઈ ચિંતા ન હતી.

"થોભો! આ શું દૂરથી ગડગડાટ સંભળાયો? ના તેમની ભૂલ થતી લાગે છે. ગરમીને લીધે તેમના મગજ પર અસર થઈ લાગે છે..." ત્યાં તો તે અવાજ લાંબા

વખત સુધી સંભળાયો. ગલૂડિયું થોડું ભસ્યું અને રક્ષણ માટે ફરી ઝૂંપડીમાં ચાલી ગયું. ગડગડાટ વધતો ચાલ્યો અને કાળા વાદળાંઓમાંથી કાન ફાડી નાંખે તેવા અવાજથી અગ્નિરેખા વીજળીનો કડાકો થયો. તિલકરામ આકાશ સામે નિશ્ચલ બની તાકી રહ્યા હતા. ત્યાં જમીન પર બે-ચાર ટીપાં પડવાની શરૂઆત થઈ અને પછી જાણે કે આકાશ ફાટ્યું. ખેડૂત તેની ચામડી સુધી ભીંજાઈ ગયો હતો, પણ છતાં તે મેદાનમાં ઊભો રહ્યો. આકાશ સામે હાથ ફેલાવી બોલી ઊઠ્યો પ્રભુને પ્રાર્થો, "આખરે ચોમાસુ આવ્યું છે."

થોડા દિવસમાં આખું દૃશ્ય બદલાઈ ગયું. બધે નાના નાના છોડ ઊગી નીકળ્યા હતાં અને ખેતરે જાણે લીલું પાનેતર પહેર્યું હતું. આખું ભૂમિદૃશ્ય તાજુ અને ચોખ્ખું લાગતું હતું. પક્ષીઓ માળા બાંધતા બાંધતા પ્રશંસામા ગીતો ગાતાં હતાં. જીવનના સાદથી વરસાદથી જમીન જાગી ઊઠી હતી. જીવનદાતા વરસાદ પ્રકૃતિના પુસ્તકનું નવું પ્રકરણ લખવા પાછો આવ્યો હતો.



જીવનકુમાર કંટાળી ગયો હતો. ધારી શકાય તેવી ઘટનાઓના ક્રમથી તે થાકી ગયો હતો. જીવન એક યાંત્રિક, હેતુવિહિન અને રોજીંદી ઘટના બની ગયું હતું, કે જેને મોટાભાગનાં માણસો અસ્તિત્વનું નામ આપી સંતોષ મેળવતાં હતાં. તેના પર ગમગીનીનું જે કાળું વાદળું છવાયેલું હતું તેનો સંપર્કમાં આવતા માણસોને ખ્યાલ ન આવતો. તેણે જાણી જોઈને છેલ્લા કેટલાક મહિનાઓ દરમ્યાન સાવધાનીપૂર્વક જેમ બને તેટલા ઓછા માણસોને તેનો ખ્યાલ આવવા દીધો હતો.

બનાવટી નમ્રતા અને ઉબાઈ જવાય ત્યાં સુધીની સામાજીક કૃત્રિમતા તે વખતે બધે જ હતી અને તેથી જ તો તેનો અસંતોષ છુપાવવાનું તેને માટે સહેલું થયું હતું. જોકે સાથે સાથે એ સાચું હતું કે તેની હાલની માનસિક પરિસ્થિતિ માટે આ બધું જ જવાબદાર હતું. બહારના જગતથી જુદા પડતા મહાગુંબજમાં પુરાયેલા આ શહેરમાંથી તેને ઘણા વખતથી ભાગી જવું હતું. જીવને જોયું કે બહાર સાચું જગત છે. તેને ખબર હતી કે તે જેમાં રહે છે તે નકામું જગત છે. ઈન્સ્ટ્રકટરો જો સાંભળતા હોત તો તેને શું કહેત? પણ તેનો મૂડ, તેની પાછળ રહેલું કારણ અને વ્યવંહારિક બુદ્ધિએ તેની ઉત્સુકતા અને અદમ્ય ઉત્સાહ પર પાણી ફેરવ્યું નહોતું. તેણે વિચાર્યું કે જગતનાં બધા જ મહાકાય ગુંબજોમાં પુરાયેલાં મહાનગરો, કૃત્રિમ આકાશમાં ઉજ્જવળ દિવસો અને અંધારી રાતો કૃત્રિમ હતાં. તેમાં રહેતા ત્યાંનાં નગરજનો કૃત્રિમ જીવન જીવતાં હતાં.

તે લાઈબ્રેરીનાં કોન્સોલ પાસે ગયો. ચોખ્ખી પ્લેટ પર હાથ રાખ્યો અને તે

એક્ટીવેશન યુનિટ પર પ્રતિભાવની રાહ જોવા લાગ્યો. થોડી જ સેકંડોમાં સ્ક્રીન પ્રકાશિત થયો અને તેના પરનાં સંદેશા પર તેણે ક્ષણભર નજર નાખી, પછી તેણે સ્પષ્ટ અને મક્કમ અવાજે માઉથપીસને કહ્યું, ''વિષય : ઇતિહાસ, પૃથ્વી, સમયગાળો : 20મી થી 21મી સદી જૂનું વિશ્વ કેલેન્ડર સ્વીકૃત છે.''

થોડી ક્ષણોનાં વિરામ પછી હળવા, સહેજ નાકામાંથી નીકળતા અતિ પરિચિત અવાજે જવાબ આપ્યો, ''તમારે જે આવરી લેવું છે તેની રૂપરેખા સ્પષ્ટ કરો.''

એક ક્ષણ તેણે વિચારીને કહ્યું, ''સંક્ષિપ્ત ઇતિહાસ જ. માહિતીની સીમા : પંદર સોથી ત્રણ હજાર, દૃશ્ય અને શ્રાવ્ય બન્ને આઉટપુટ જોઈએ. ક્ષેત્ર : ઔદ્યોગિક વિકાસ અને ટેકનોલૉજી.''

સ્ક્રીન ફરી જીવંત થયો અને અવાજે પ્રતિભાવ આપ્યો : ''સમયખંડ 20મીથી 21મી સદી, જૂના કેલેન્ડર પ્રમાણે જૂની પૃથ્વી પર 20મી સદીએ ઔદ્યોગિક પ્રગતિ જોઈ, જેમ જેમ માણસોને ભાન થયું કે મશીનો ઘણાં કામ કરી શકે છે અને વધારે કાર્યક્ષમ રીતે કરી શકે છે. આથી એકવિધતા અને મહેનતવાળાં કામ મશીનો પાસે કરાવવાના રસ્તાઓ શોધાયા. પરિવહન ક્ષેત્રમાં તેણે ખૂબ વિકાસ સાધ્યો. શરૂઆતમાં પશુઓથી ચાલતાં પ્રાથમિક કક્ષાનાં વાહનો ઉપયોગમાં આવતાં. જૂની પૃથ્વીના અમુક ભાગોમાં માણસો ગાડી ખેંચતા અને બીજાં તેમાં બેસતાં. જો કે આ સમયગાળાની માહિતી અધૂરી છે અને તે મોટાભાગની દંતકથાઓના આધારે મળે છે...

'અંગત પરિવહનમાં મોટી ક્રાંતિ ઓટોમોબાઈલ્સના વિકાસથી થઈ. આ યંત્રમાં પૃથ્વીના પેટાળમાંથી નીકળતો કાર્બનિક પદાર્થ બળતણ તરીકે વપરાતો. એક બંધ જગ્યામાં તેના જ્વલનથી એક યાંત્રિક મિકેનિઝમ ચાલતી જે ઓટોમોબાઈલને ધક્કો મારી ચલાવતી. આનાથી વાયુ નીકળ્યાં જેમાં કાર્બન સલ્ફરના ઓક્સાઇડ મુખ્ય છે. આ સાથે એક બીજો પદાર્થ પણ બહાર વાતાવરણમાં નીકળતો. અંધકાર યુગ આવવાના કારણોમાં આ પણ એક કારણ હતું. જેની વાત આપણે આગળ કરીશું.''

સ્ક્રીન પર આવતી વિચિત્ર ઇમેજને જીવને રસપૂર્વક જોઈ. તો આવી રીતે માણસો ફરતા હતા. અણઘડ છતાં કાર્યક્ષમ રીતો અને એમાંના કેટલાક ધાતુ રાક્ષસો (મોટરો) સુંદર હતા. તેણે આ પહેલાં આ બધું કંઈ અનુભવેલું ન હતું.

વસ્તીવધારાની સાથે સાથે ઔદ્યોગિકરણ પણ વધ્યું. જૂની પૃથ્વીના મોટા ભાગના સંસ્કૃત વિકસિત વિસ્તારો પર લોકોપયોગી વસ્તુઓનું ઉત્પાદન કરતાં સંસ્થાનો પથરાયેલાં હતાં. આમાં મોટા ભાગની રીતો અને પ્રક્રિયાઓ કોઈ ને કોઈ રીતે બળતણ જ્વલનના સિદ્ધાંત પર ચાલતી હતી. આથી વાતાવરણમાં આનાં ઉત્સર્જનો ઠલવાવવાનું પ્રમાણ વધ્યું. ઘન સ્વરૂપે ઘણી વાર કણો ફસાઈ જતા, જામી જતા અને એથી 'સ્મોગ' (ધૂમ્ર અથવા ધૂમ્મસ) નામની સ્થિતિ ઉત્પન્ન થતી. જૂની પૃથ્વીના ઘણા ભાગોમાં શહેરોમાં આ સ્થિતિ હતી. પૃથ્વી નિવાસી જે ઘટનાને પ્રદૂષણ તરીકે

ઓળખાતો હતો તેનો જ આ એક ભાગ હતો.

આ જગ્યાએ જીવને રકોર્ડિંગને આગળ ધપાવાનો નિર્ણય કર્યો. વચ્ચે વચ્ચે તે રેકોર્ડિંગ સાંભળતો અને વિચિત્ર ઇમેજને સ્ક્રીન પર જોતો હતો. આખરે તેણે જે વિભાગ જોઈતો હતો તે શોધી કાઢ્યો.

21-મી સદીનાં અંતમાં જે અંધારયુગ શરૂ થયો તે માનવજાતના ઇતિહાસનો એક મહત્ત્વપૂર્ણ સમયગાળો હતો. વીસમી સદીના અંતમાં આત્મનિર્ભર ઇકો સિસ્ટમની વ્યવસ્થાનાં પ્રયોગો કર્યા. આ ઇકો સિસ્ટમને બાયોસ્ફીયર-ર તરીકે ઓળખાવતી હતી. આ અખતરામા જે પ્રારંભિક સફળતા મળી તેનાથી પ્રેરાઇને અણઘડ પણ એક કાર્યક્ષમ આત્મનિર્ભર સ્વતંત્ર રહેઠાણ નિર્માણના પ્રયોગો થયા અને આમાંથી આજના ઘુમ્મટ-શહેરનું (ડોમ સીટી)નો વિકાસ થયો. બાયોસ્ફીયર-રનાં પ્રયોગો ઇકો સિસ્ટમને જે અત્યંત હાનિ પહોંચી હતી તેમં સુધારો કરી શક્યા નહીં અને તે અંધારયુગ તરફ દોરી ગઈ. તેનું દસ્તાવેજીકરણ બરોબર થયું છે અને અત્યારનું કેલેન્ડર હજુ આ યુગને એક સંદર્ભ બિંદુ તરીકે ઉપયોગ કરે છે. અગાઉ જણાવ્યા તે સ્ત્રોતો સિવાય પણ બીજાં પરિબળોને લીધે વાતાવરણમાં પ્રદૂષણ વધતું ગયું. એમ જણાય છે કે અત્યારે જે વનસ્પતિ ઊગાડાય છે તે એક દિવસ ખૂબ જ ફેલાયેલી હતી અને પૃથ્વીના મોટા ભાગને આવરી લેતી હતી. એવું માનવામાં આવે છે કે કેટલાક આદિમાનવો આ વનસ્પતિનો બળતણ તરીકે ઉપયોગ કરતા હતા. જેના દહનથી વાતાવરણમાં કાર્બન ડાયોક્સાઇડ વાયુ ભળ્યો. આજ સમયે વનસ્પતિ - આચ્છાદિત જમીન ઘટતી ગઈ એ વાતાવરણમાં ઓક્સિજન અને કાર્બન ડાયોક્સાઈડનું સંતુલન જોખમાઈ ગયું. આ પરિસ્થિતિમાં ઔદ્યોગિક સંસ્થાનોએ વૃક્ષો તેમ જ વનસ્પતિ-આચ્છાદિત વિસ્તારોને સાફ કરી નાખ્યા જૂની પૃથ્વીની નાજુક ઇકોલોજીને જે નુકસાન થયું હતું તે ભરપાઈ શક્યું નહીં. આ જ ઉદ્યોગોએ સમુદ્રમાં પણ તેનો કચરો ઠાલવ્યો અને તેથી સમુદ્રના પ્લેન્કટોન નામે ઓળખાતા એકકોષીય જીવોની સંખ્યામાં ઘણો ઘટાડો થયો. આ એકકોષીય જીવો ઇકોલૉજીનું જતન કરવામાં સક્રિય ફાળો આપવા માટે જાણીતા હતા. વાતાવરણમાં રાસાયણિક બંધારણમાં મોટો ફેરફાર સર્જાયો, જેનાંથી વૈશ્વિક વાતાવરણમાં લાંબાગાળાનાં ફેરફારો થયા. ગ્રીન હાઉસ ઇફેક્ટને (જેનાં ઉદ્ગમ વિશે અનિશ્ચિતતા પ્રવર્તે છે) લીધે પૃથ્વીનું સરેરાશ ઉષ્ણતામાન સારી એવી ડીગ્રીએ વધી ગયું. આને પરિણામે મોટા વિસ્તારોમાં તીવ્ર ફેરફારો થયા. ખાસ કરીને ધ્રુવીય પ્રદેશોમાં આની અસર થઈ અને ઘણા મોટા પ્રમાણમાં બરફ ઓગળ્યો. જેથી ઘણા કાંઠાળ વિસ્તારોમાં પૂર આવ્યાં. આ સાથે બીજી પણ એક ઘટના ઉદ્ભવી જેને લીધે વાતાવરણનું રક્ષણાત્મક ઓઝોન પડ નબળું પડ્યું અને તેથી સૂર્યનાં પારજાંબલી કિરણોનો (અલ્ટ્રાવાયલેટ) વાતાવરણમાં પ્રવેશ વધ્યો. જોકે આની અસર વિશેની માહિતી સીમિત છે અને અંધારયુગ તરફ દોરી જતી ઘટનાઓમાં આનો શું ફાળો હતો તે સંદિગ્ધ છે.

"વધતી જતી પ્રદૂષણની માત્રાથી આખરે હવા શ્વાસમાં ન લઈ શકાય તેવી થઈ ગઈ હતી. અને આમાંથી જ ગુંબજ શહેરોની (ડોમસીટી) સ્થાપના થઈ. આ અસરો માત્ર હવાની ગુણવત્તા સુધી જ સીમિત ન હતી પણ પૃથ્વી પરના વરસાદ...."

જીવને કનેકશન કાપી નાખ્યું. આ વખતે તેને ભાન ન હતું કે તેની સોળ વરસની જીંદગીમાં આ મોટામાં મોટી ભૂલ હતી. લાંબા અઠવાડિયાઓની નિરાશાએ એક નવા ભયાવહ ઉત્સાહને જન્મ આપ્યો હતો. તેને જાતે જ આ બહારની દુનિયા જોવી હતી. બહારની હવા શ્વાસમાં લઈ શકાય તેવી ન હતી પણ એ કાંઈ મોટી સમસ્યા નહોતી. તેની રસાયણ તાલીમ શાળામાં ઓક્સિજનની ઘણી ટાંકીઓ પડેલી હતી. બહાર ખુલ્લા વાતાવરણમાં શ્વાસ લેવા માટે એક સાધન ઊભું કરવું બહુ અઘરી વાત નહોતી. પણ તેને બહાર જવાનો રસ્તો મળશે? તેને ખબર હતી કે જ્યારે આ ગુંબજો બનાવ્યા ત્યારે તેમાં પ્રવેશ માટે દરવાજા પણ બનાવ્યા હતા. આ દરવાજાઓ ત્યારથી જ બંધ અને અવાવરૂ પડેલા હતા. તેથી ત્યાં કોઈ તેને મળી જશે તેવો ભય નહોતો. અને આમેય બહાર જવાનો વિચાર જ કોને આવે?

ઓક્સિજનની ટાંકી અને ગેસમાસ્ક મેળવતાં તેને વાર ન લાગી પણ કોઈ કારણસર તેણે લેસર શારડી પણ સાથે લીધી. એ કયું કારણ હતું તેની તેને પોતાને પણ ખબર ન હતી. કદાચ કેટલાક સેન્ટિમીટર ધાતુને કાપવી પણ પડે, તેણે જાતને સમજાવી, જોકે કારણ તેના કરતાં કાંઈક વિશેષ હતું. આ નાનકડું સુંદર સાધન નીકલ મિશ્રધાતુનાં બીમને થોડી જ સેંકડોમાં કાપી શકતું અને એવી કલ્પના કરવું મુશ્કેલ હતું કે તે શું કરી શકતુ હતું જ્યારે આનો પ્રયોગ કોઈ... શું? શું તે વાસ્તવમાં ઘણુ વિચારતો હતો કે કોઈ... વસ્તુ... બહાર જીવતી રહી ગઈ હતી? સાવચેતી રાખવામાં વાંધો શું હતો. ઈન્સ્ટ્રક્ટરશીપને તેમની સુખ સગવડો અને કૃત્રિમ સલામતીમાં રહેતાં તે મૂરખ લાગતાં હતાં.

શહેરની સીમા તરફ તે હોવરકેબને લઈ ગયો અને તે અવાજ વગર સરકે છે તેની ખાતરી કર્યા પછી ગુંબજના છેડા તરફ જતા સાંકડા રસ્તાઓ તરફ હંકારી ગયો. હતાશ થઈ અડધો કલાક તેણે દરવાજો શોધ્યા કર્યો. અંતે તેને ઘુમ્મટની ધાર મળી કે જે સારી પ્રતિકાર શક્તિ ધરાવતા મજબૂત પદાર્થની બનેલી ગુફામાં ખુલતી હતી તેની ઉંચાઈથી થોડી વધારે ઊંચી એ ગુફા ધાત્વિક લાગતી હતી. તેણે પીઠ પર ઓક્સિજનની ટાંકી લગાવી, માસ્ક સરખો ગોઠવ્યો, અને ધીમે ધીમે તે ગુફામાં ચાલવા લાગ્યો, ત્યાં તેણે એક પ્રકારનું તાળા જેવું સાધન જોયું. આનાથી તે પરિચિત ન હતો. બે સમાંતર રીંગમાંથી એક વિશાળ ધાતુની સાંકળ પસાર કરેલી હતી. એક રીંગ પ્રવેશઘાટ સાથે જોડાયેલી હતી અને એક ઘુમ્મટના મુખ્ય ભાગ સાથે જોડાયેલી હતી. લેસર ડ્રીલ માટે આ થોડીક સેકન્ડનું કામ હતું. જીવનને એક ક્ષણ તો નવાઈ લાગી કે લોકો બહાર જતા રોકવા માટે આવી અપૂરતી નબળી

સાવચેતી રાખવામાં આવે છે. જોકે કોઈ ડાહ્યો માણસ બહાર જવાનો વિચાર જ ન કરે. બહાર નીકળવાની અદમ્ય ઈચ્છા તેના પર ફરી સવાર થઈ. જીવને દરવાજાને જોર કરી ધક્કો માર્યો. દરવાજો ખુલ્લો જાણી તેને આનંદ થયો. જાણે પ્રતિકાર કરતી હોય તેમ ધીરેથી ખસી પછી તેના હિંમતભર્યા અને અત્યંત મૂર્ખ આદેશનેન વશ થઈ, સરળતાથી ખસવા લાગી. સદીઓથી તે બંધ જ હતી. આમ જીવનકુમારે બાહ્ય જગતમાં પહેલો પગ મૂક્યો.

માનસિક આઘાતથી એ અવાક અને શક્તિહીન બની ઊભો રહ્યો. તેણે કલ્પના કરી તે કરતાં આ વિશ્વ સાવ જુદું જ હતું. તેની નજર પહોંચે ત્યાં સુધી ફેલાયેલી જમીન સાવ ઉજ્જડ હતી. લાયબ્રેરીમાં ઉલ્લેખ હતો તેવી કોઈ વનસ્પતિ ત્યાં ન હતી. જૂના જગતનું જે વિડિયો રેકોર્ડિંગ જોયેલું તે તેણે યાદ કર્યું. આ રણ જ હોવું જોઈએ. તેણે જોયેલા પરિવેશ સાથે તે બરોબર બંધબેસતું હતું. તેણે આકાશ સામે જોયું. ઘુમ્મટની અંદરના આરામદાયક વાતાવરણ કરતાં બહાર આકાશ કાળું બિહામણું હતું. જીવન ઠંડીમાં ધ્રૂજવા લાગ્યો જોકે ઠંડી ન હતી. અચાનક તેને હાથમાં દંશનો અનુભવ થયો અને તે ત્રાહિમામ ચીત્કારી ઊઠ્યો. પ્રવાહીનાં નાનાં નાનાં ટીપાંઓ આકાશમાંથી પડતાં હતાં. અને તેના થર્મલ સ્યુટનાં કપડાંને ઓગાળતાં હતાં તેની ઉઘાડી ત્વચા પર લાલ લાલ ચામઠાં પડી ગયાં, તેને આછી વેદના થતી હતી તે વધી અને તેને અસહ્ય પીડા થવા લાગી. તે ચિત્કારી ઊઠ્યો અને કોઈ અદૃશ્ય રાક્ષસથી પીછો છોડાવતો હોય તેમ આમતેમ ભાગવા લાગ્યો. આખા શરીરે દાઝી ગયો હતો અને તે જાણે પીડાનું પોટલું જ બની ગયો હતો, તે ફરી ચિત્કારી ઊઠ્યો.

તેણે કરેલો તે છેલ્લો અવાજ હતો. આકાશમાંથી તેનાં આખા શરીર પર પ્રવાહી પડતું હતું. થોડી વારમાં જમીન આ પ્રવાહી અગ્નિનાં ઝરણાંઓથી ઢંકાઈ ગઈ, અને ક્ષિતિજ સુધી ફેલાયેલી શૂન્યતાને એક વસ્તુ તોડતી હતી-બહાર નીકળેલા પ્રથમ માણસનાં હાડકાંનો નાનો ઢગલો અને ઉઘાડું માંસ.

જીવન અને મરણના અનંત આંદોલનમાં નવું ચક્ર શરૂ થયું હતું. પૃથ્વી પર ફરી વાર વરસાદ આવ્યો.

(મૂળ અંગ્રેજી)

# આવજો, મિ. ખન્ના

## દેવેન્દ્ર મેવાડી

''અને આ છે તમારી પર્સનલ સેક્રેટરી, મિસ રુબી ખન્ના સાહેબે હાથ લાંબો કરીને કહ્યું 'કેમ છો?' ટ્રસ્ટના વહીવટી સંચાલક, ઘનશ્યામ સિંઘાનિયા રુબી તરફ ફર્યા, 'રુબી, આ તારા નવા સાહેબ, શ્રી અમિત ખન્ના છે. તેઓ વહીવટ અને સંચાલનના ખૂબ જ અનુભવી છે. અમારે માટે તેઓ ખૂબ જ ઉંચો અભિપ્રાય ધરાવે છે એટલું જ નહીં પરંતુ તેઓ ઘણી વખત આયોજનના નિષ્ણાત તરીકે અને વહીવટી કુશળતા માટે સન્માન પામી ચૂક્યા છે. અને શ્રધ્ધા છે કે તેઓ આ ટ્રસ્ટની કિંમતી મૂડી બની રહેશે.''

રુબીએ તેના નવા સાહેબ તરફ એક દૃષ્ટિ ફેંકી અને એક મોહક સ્મિત ફેંક્યું.

સિંઘાનિયા સાહેબે આગળ ચાલુ રાખ્યું. ''અને રુબી! રુબી આપણા ટ્રસ્ટનું રત્ન છે. ખૂબ જ બુદ્ધિશાળી, વફાદાર મહેનતુ, અને, હા ખૂબ જ સુંદર પણ! મિ. ખન્ના, તમને તેના વિરુદ્ધ ફરિયાદ માટેનું એક પણ કારણ નહીં જડે.''

''વખાણ કરવા માટે તમારો આભાર, સાહેબ,'' રુબીએ હસતાં હસતાં કહ્યું.

''ભલે મિ. ખન્ના, આ ટ્રસ્ટનું નવું કામ શરુ કરવા માટે તમને શુભેચ્છા. હું હવે જઈશ.'' આમ કહી સિંઘાનિયા તેની ચેમ્બર તરફ જતા રહ્યા.



''રુબી!''

''સાહેબ?''

''જુઓ, આજે અમારા કામનો પહેલો દિવસ છે.''

''હા, સાહેબ.''

''આજે કામ ન કરીએ અને ખાલી ગપ્પા મારીએ તો કેમ?''

''માફી માગુ છું પણ શું કહ્યું સાહેબ? (રુબીએ તેનું આશ્ચર્ય વ્યક્ત કર્યું ).

''કામ નહીં..... ખાલી ગપ્પાં.....''

"કામ......હા, સાહેબ. ગપ્પાં..... હા, સાહેબ!"

"તું ખૂબ જ મહેનતુ છો, રુબી!"

"આભાર, સાહેબ!"

"તો પછી, આ 'બાકી રહેલા કામની ટ્રે'નાં કાગળો જોઈ જા. આવતી કાલે તે મને બતાવજે. હવે, ચાલ, આપણે ગપ્પાં મારીએ.

"આ ટ્રસ્ટ વિશે તારો શું અભિપ્રાય છે, રુબી?"

"ખૂબ જ સરસ, સાહેબ. આ ટ્રસ્ટ મારા....માટે સર્વસ્વ છે અને હું તેને સ્વાર્પણ થયેલી છું..... સાહેબ."

"ખૂબ સરસ. તું અહિંયા કેટલા વખતથી છો?"

"બે વરસ ત્રણ મહિના અને સાડા દસ દિવસ, સાહેબ!"

"વાહ! તમને બધા જ આંકડા આંગળીને વેઢે છે, અડધો દિવસ પણ!"

"હા, સાહેબ! કારણ કે અત્યારે બાર વાગીને ઉપર ત્રીસ સેકન્ડ થઈ ગઈ છે."

"એવું લાગે છે કે તને સંખ્યાવાચક શબ્દ, સંખ્યા પ્રત્યે વિશેષ આકર્ષણ છે."

"આકર્ષણ? લગાવ? હા સાહેબ!"

"તને બીજી કઈ કઈ બાબતોમાં રસ છે?"

"આ સંસ્થામાં સાહેબ!"

"અને?"

"બધામાં દરેક વસ્તુમાં, સાહેબ."

"ખૂબ સરસ, મારામાં પણ?"

"હા, સાહેબ!"

"એકદમ સરસ!"

"શું સાહેબ?"

"તું!"

"ભલે, સાહેબ."

"કોફી? કે ચા?"

"કશું જ નહિ, સાહેબ."

"કોફી નહીં કે ચા નહીં? કશું જ નહીં? એકાએક મિ. ખન્ના ઘંટડી પાસે ગયા અને વગાડી. ધાતુના કર્કશ અવાજ સાથે તે વાગી કિરર.....ર.....ર.....ર.....ર...."

"અરે, નહીં નહીં! સાહેબ, ઘંટડી ન વગાડો!"

"મને ત્રાસ થાય છે! ઓહ!"

"ઘંટડીને કારણે? વિચિત્ર....ભલે, હું આ દબાવવાનું બટન જ કાઢી નાખીશ?"

"આભાર, સાહેબ."

"પરંતુ આ ઘંટડી સાથે શું વાંધો છે? બેલની કોઈ માનસિક બીક છે?"

"નહીં સાહેબ, મારું આખું શરીર અસ્વસ્થ થઈ જાય છે."

"પણ કેમ? ખરાબ ન લગાવતી પરંતુ ઘંટડીનો અવાજ તને કોઈ અઘટિત પ્રસંગ કે બનાવ યાદ અપાવે છે કે શું ?"

"ઓહ, વારુ આમ ક્યારેક બને છે કે સ્ત્રીઓને બીકની માનસિક બિમારી ઉદ્દભવે છે, જો તેને, જ્યારે તે ઘરમાં એકલી હોય અને ઘંટડીનો અવાજ સાંભળી દરવાજો ખોલી નાખ્યો હોય અને કોઈ અજાણી વ્યક્તિના હુમલાનો કડવો અનુભવ થયો હોય."

"એવું કશું જ નથી, સાહેબ."

"ભલે, ચાલો જવા દો, બપોરના જમણનું શું છુ?"

"તમારું જમણ રુમમાં હશે."

"તેં બાકી રહેલા કાગળો જોવાનું શરુ કરી દીધું?"

"હા સાહેબ, મેં મોટા ભાગનાં જોઈ નાખ્યાં છે."

"એવું લાગે છે રુબી, તું ટ્રસ્ટને સમર્પિત થઈ ગઈ છો, ચા નહિ, કોફી નહીં, કોઈની સાથે ગપ્પાબાજી નહીં? તને કામ સિવાય બીજો શેમાં રસ છે?"

"ફક્ત કામમાં જ, સાહેબ."

"ખૂબ સરસ. આ ઓફિસના સમય પછી શું કરે છે તારી જગ્યાએ? બીજી કઈ જગ્યામાં તને રસ પડે છે?"

"કોઇ જ જગ્યામાં નહીં, સાહેબ."

"અરે, તો પછી તારે ફરવા જવું જ જોઈએ, તું આખો દિવસ ખૂબ જ કામ કરે છે, અને પછી સાંજે બહાર નહીં જવાનું? તું કામના તણાવથી દબાઈ જતી નથી?"

"તણાવ? હું સમજી નહીં. સાહેબ? મને મારું કામ ગમે છે."

"તે બધું બરોબર છે પરંતુ રુબિતારે ચાલવા જવું જ જોઈએ." તેથી તને ફાયદો થશે, તે તારું શરીર ઘાટીલું રાખવામાં મદદરૂપ થશે અને તારી સુંદરતાને પણ!"

"સુંદરતા?"

"હા! તું શું વિચારે છે? ભલે ચાલો કોઈક દિવસે આપણે ચાલવા માટે જઈશું."



"આ નવા સાહેબ ખન્ના પંખીને પાડનારા છે!"

"કેમ?....... શું બન્યું, ભંસિન?"

"શું બન્યું? જો, સુરી તેણે પહેલા જ દિવસથી જાળ પાથરવાનું શરુ કરી દીધું છે! તેની પાછળ... તું શું સમજ્યો, અરે, ભાઈ.. તેની પાછળ"

"કોની પાછળ?"

"અરે, એ જ પંખી પાછળ જેણે આપણા જેવા પાસે પાંખો પસારી નથી! એ જ ... આપણી રુબી...."

"અરે ! ખન્નાની પર્સનલ સેક્રેટરી?"

"ઓપરેશન રુબી સેક્રેટરીને 'પર્સનલ' બનાવવા માટેની 'ઓપરેશન રુબી' ની યોજના આજે ચાલુ થઈ છે."

"આ વિચિત્ર રમત છે, ભસિન બીજા બધા પછી તે મેદાનમાં ઉતર્યા છે છતાં તેઓ લાઈનમાં પહેલા રહેવા માગે છે."

"અને શું આપણે મુરખ છીએ? સુરી, આપણે તે પક્ષી પાછળ છેલ્લા બે વર્ષથી પડેલા છીએ... પણ સોગંદ છે જો તેણે એક પણ વખત આપણી સામે દ્રષ્ટિ કરી હોય તો."

"ચાલ, આખી વાત કહે યાર! તે શું જોયું? તે શું સાંભળ્યું?"

"જોયું એટલું જ કે ખન્ના પંખીની નજીક બેઠા હતા અને તેને દરેક પ્રકારના પ્રશ્નો પૂછી તેનું મન જાણવા, તેને જીતવાના દરેક પ્રયત્નો કરતા હતા....... તેણી શું ખાય છે? તેણી શું પીએ છે? તે ક્યાં જાય છે? કે તે શું કરે છે? પરંતુ, ભાઈ તે તો એકદમ ઠંડી છે. તે એકપણ વાતમાં ફસાઈ નથી. તેમ છતાં પ્રયત્નો ચાલુ છે."

"કંઈ વાંધો નહીં, ભાઈ આપણા પ્રયત્નો પણ ચાલુ જ છે."

"બધું જ બરોબર છે. પેલી કારનો કંઈ તાળો મળ્યો?"

"નહિ ભાઈ હજી પણ શાંતિથી આવ જા કરે છે."

"જેવી રુબી છુટે કે તરત જ છ વાગ્યે જ તે કેમ દરરોજ આવે છે? ક્યારેય તેને થોડુંક પણ ચાલવું પડ્યું હોય કે રાહ જોવી પડી હોત તો જરુર મેં તેને ક્યારનીય લીફટ આપી હોત, મેં તેની સાથે ક્યારનીય દોસ્તી બાંધી હોત. સુરી! પણ પેલી સાલી કાર... તે ચૂક્યા વગર સમયસર આવી જ જાય છે."

"તેણીને લીફટ આપવાવાળા લોકોની શું ખોટ છે, ભસિન? હું પણ તે જ 'લાઈન'માં ઉભો છું, તને ખબર નથી?"



"રુબી?"

"હા, સાહેબ."

"તું મને અમીત નામે બોલાવીશ?"

"નહીં માફ કરશો, સાહેબ!"

"છેલ્લા છ મહિના દરમ્યાનમાં એક પણ વખત મેં વારંવાર વિનંતી કરવા છતાં

તે મને નામથી બોલાવ્યો નથી! રુબી, તને ખબર નથી કેટલો... હું તને કેટલો ઝંખું છું.''

''મને ખબર છે સાહેબ આખરે મેં તમારી સાથે ઘણું કામ કર્યું છે.''

''હા, તેં મારી સાથે કામ કર્યું છે, પરંતુ રુબી તે હંમેશા મારી સાથે અંતર જાળવી રાખ્યું છે. તું ક્યારેય મારી નજીક આવી નથી. હું જાણતો નથી કેમ?''

''હું તમારી ખુબજ નજીક છું સાહેબ તમે મને બોલાવી અને હું તમારા કોલના પ્રતિભાવમાં અહિયાં આવી!''

''રુબી, તુ મારા દિલની વાત સમજવાનો પ્રયત્ન જ કરતી નથી, મારી લાગણીઓને........ ક્યારેય નહીં ! હું તને ઝંખી રહ્યો છું! હું તમારા સ્વપ્નો જોઈ રહ્યો છું! તને મારા બાહુમાં પકડવા તરસી રહ્યો છું. તું મારી....''

''માફ કરશો, સાહેબ? હું એક પણ વસ્તુ સમજી શકતી નથી.''

''હું તને મારા બાહુમાં લેવા તરસી રહ્યો છુ પરંતુ તે હંમેશા અંતર રાખ્યુ છે અને ઠંડો પ્રતિભાવ આપ્યો છે. તું ક્યારેય મારી સાથે રેસ્ટોરન્ટમાં જવા માટે કે ચાલવા જવા માટે નવરી નથી પડતી, તું મને તારો હાથ પકડવા પણ નથી દેતી!''

''હાથ? પકડો, સાહેબ લ્યો હવે બરાબર?''

''કેટલો નાજુક છે, તારો હાથ કેટલો સુંદર છે! મને લાગે છે કે તારું આખું શરીર સર્વાંગ સુંદર બીબામાં ઢાળેલું છે... જાણે કોઈ શિલ્પકારે તારા શરીરને ચોક્કસ માપથી બનાવી હોય!''

''રુબી?''

''હા સાહેબ! તમે આ શું કરી રહ્યા છો.. શા માટે તમે મને આ રીતે સ્પર્શ કરી રહ્યા છો?''

''તને મારો સ્પર્શ કેવો લાગે છે, રુબી?''

''કેવો? હું માત્ર એટલું જાણું છું કે તમે મને અડી રહ્યા છો, એટલું જ! એક સ્પર્શની જેમ..... જ...... અરે હું પડી જઈશ, સાહેબ! હું મારુ બેલેન્સ ગુમાવી રહી છું... શા માટે તમે મારા ચહેરાને..... મારા હોઠને સ્પર્શી રહ્યા છો?''

''રુબી... રુબી... હું તને કેટલો પ્રેમ કરું છું.''

''પ્રેમ? હું હવે જઈશ, સાહેબ! અત્યારે છ થઈ ગયા છે!''

''તેથી શું? હું તને ઘરે છોડી દઈશ. તું આજે મારી સાથે રહે, રુબી! હું... હું તારા વગર જીવી નહીં શકું...''

''આ શું છે? આ શું છે સાહેબ? હું જાઉં છું. છોડો... મને એકલી છોડો, ગુડનાઈટ, સાહેબ!''

''તે જોયું, પંખી ઉડી ગયું તે? શિકાર તેના માટે તરસી રહ્યો છે.''

"તેણી ક્રૂર છે ક્રૂર, ભસિન! આપણે છેલ્લા બે વર્ષમાં તેને જીતી શક્યા નથા અને આ બદમાશ ખન્ના પણ કંઈ ફાવ્યો નથી."

"આવ, ચાલ આપણે જોઈએ, તે ક્યાં જાય છે?"

"આવ જલ્દી, જો, જો... પેલી કાર!"

"ઓહ ભગવાન."



"મિ. ખન્ના?"

"હા, સાહેબ!"

"વહીવટી તંત્રએ નક્કી કર્યું છે તમને આ ટ્રસ્ટની સર્વિસમાંથી તાત્કાલીક અસરથી દૂર કરવા. તમને તમારી જવાબદારીમાંથી મુક્ત કરવામાં આવે છે."

"પણ.. પણ... કેમ, સાંહેબ!"

"તમારું રુબી સાથેનું વર્તન. રુબીએ જ તમારી એપોઈન્ટમેન્ટ નક્કી કરવામાં તમારી તરફદારી કરી હતી."

"રુબી?"

"હા, રુબી! શરુઆતમાં રુબીએ તમને તમારી કાર્ય–કુશળતા, અનુભવ અને ત્વરિત નિર્ણય લેવાની શક્તિ જોઈને સૌથી વધુ માર્ક્સ આપ્યા હતા. અમે કહેતાં દુઃખ અનુભવીએ છીએ કે તેના તમારા માટેના વિશ્લેષણમાં હવે તમે ઉણા ઉતરો છો."

"શેનું વિશ્લેષણ, સાહેબ?"

"રુબીનું વિશ્લેષણ."

"રુબીનું?"

"મિ. ખન્ના, આ ટ્રસ્ટમાં છ મહિનાના ગાળા દરમ્યાનના વિશ્લેષણ ઉપરથી તારવવામાં આવ્યું છે કે તમારા રુબી તરફના આકર્ષણને લીધે, તમે તેની સાથે વધુ સમય રહી શકો તે માટે તમે સખત મહેનત કરી. જો કે ધીમે ધીમે તમારી ટ્રસ્ટ તરફની વફાદારી ઘટવા માંડી અને તમારું મગજ રુબી માટે વધુ રોકાયેલું રહેવા મંડ્યું અને તેનું સીધું પરિણામ છે, આજે તમારું રુબી સાથેનું વર્તન."

"રુબી મને મારા આજના વર્તન બદલ ક્ષોભ થાય છે. મને માફ કર, કરશે? મારી સાથે વાત કર, રુબી!"

"રુબી બોલશે નહીં, મિ. ખન્ના."

"કેમ સાહેબ? તે કેમ નહીં બોલે?"

"સીધી વાત છે કે તેની અંદર રાખવામાં આવેલી બેટરી કાઢી લેવામાં આવી

છે. તેના દ્વારા એકઠા કરવામાં આવેલા ડેટાનું આગળ વધુ પૃથ્થકરણ કરવામાં આવી રહ્યું છે કે જેથી કરીને કામ અને સુંદરતા વચ્ચેનો સંબંધ નક્કી કરી શકાય. આ સંબંધ વચ્ચેની કુલતાને ઉકેલવાથી ટ્રસ્ટ વધુમાં વધુ કાર્યક્ષમતા મેળવવાના લાભની મોજણી કરી શકે.'' આમ કહી મિ. સિંઘાનિયાએ રુબીના કાનની પાછળ આવેલ બટનને ધીમેથી દબાવ્યું અને તેને ટટ્ટાર સ્થિતિમાં બેસાડી. ખન્ના તો તેને આંખો પહોળી કરીને જોઈ જ રહ્યો.

રુબીની આંખોમાંથી લાઈટ નીકળી અને તેની સામેની દિવાલ ઉપર એક ફિલ્મ દેખાઈ - ખન્નાનાં સાહસોનો ચિત્રિત હિસાબ. ખન્નાની મૂંઝવણનો પાર ન રહ્યો. તે ગણગણ્યા,

''માફ કરજો, સાહેબ!''

તેણે અનુભવ્યું કે જાણે તે મિ. સિંઘાનીયાનો માઈલો દુરથી આવતો અવાજ સાંભળી રહ્યા છે,"મિ. ખન્ના, રુબી 'રોબોટ પર્સનલ સેક્રેટરી' છે. આ ટ્રસ્ટને સંપૂર્ણ વફાદાર છે. તેણે જે માહિતી એકઠી કરી છે તેના દ્વારા કામ અને સુંદરતા વચ્ચેના સંબંધનો આગળ અભ્યાસ કરી શકાય.

"ભલે એક માણસના કામના કલાકો સુંદર સહકાર્યકરને કારણે વધતા હોય પણ કાર્યક્ષમતા ધીમે ધીમે ઘટે છે કારણ કે મગજ વધારે સહકાર્યકર તરફ કેન્દ્રિત થાય છે અને કામ તરફ ઓછું. તમારી સાથે એ જ વસ્તુ બની છે. હવે આવજો મિ. ખન્ના."

(મૂળ હિન્દી)

# દત્તક દીકરો

**અરવિંદ મિશ્ર**

ઑપરેશન થિયેટરમાં એક નાજુક ઑપરેશન ચાલી રહ્યું હતું. બહારના વાતાવરણમાં ગમગીની છવાયેલી હતી. ઉત્તેજિત અવાજો મુશ્કેલીની ચર્ચા કરતા સંભળાતા હતા.

"અરે! કેવો ભયંકર અકસ્માત! બિચારો રાઘવ! ખબર નહિ તે બચી જશે કે નહિ."

"બિચારો ઑપરેશન થિયેટરમાં છ કલાકથી છે!"

રાઘવના પિતા ઑપરેશન થિયેટર ઉપરની રહેલી લાલ બત્તીને તાકી રહ્યા છે. ગમે તેમ, બિચારા માણસ કરે પણ શું? આખરે તો, રાઘવ તેનો એકનો એક દીકરો છે!

તેમણે તેમના દીકરાને કૉમ્પિટિશન કોચિંગ હૉસ્ટેલમાં પી.એમ.ટી. પરીક્ષાની તૈયારીમાં મદદરૂપ થવા મોકલ્યો હતો!

"તેની પી.એમ.ટીની પરીક્ષાઓ પરમ દિવસથી શરૂ થાય છે."

"તેણે ખૂબ સારી તૈયારી કરી હોય તેવું લાગતું હતું."

"તેનો સાથી ગૌરવ પણ આ પરીક્ષા આપી રહ્યો છે."

"અરે, તેના વિશે ફાવે તેમ ન બોલો, ભાઈ! ગૌરવના પિતા સર્જન છે. જેઓ રાઘવ ઉપર ઑપરેશન કરી રહ્યા છે."

"તેઓ અમેરિકાથી હમણાં જ સર્જરીની ખાસ ઊંચી ટ્રેઈનિંગ લઈને આવ્યા છે. તેઓ એક નિષ્ણાત ન્યુરોસર્જન છે!"

"રાઘવનું માથું અકસ્માતમાં સખત છુંદાઈ ગયું છે."

"ચાલો આપણે જોઈએ, ભાઈ, કે શું બન્યું."



લગભગ આવું દૃશ્ય વેઈટિંગ રૂમમાં જોવા મળ્યું જ્યાં વિદ્યાર્થીઓની ટોળી તેના કમનસીબ મિત્રના સમાચાર સાંભળવા આતુર હતી. જે જીવન-મરણ વચ્ચે ઝોલાં ખાતો હતો.

એકાએક ઑપરેશન થિયેટરનો દરવાજો ખૂલ્યો અને ડૉ. વિશાલનો ફિક્કો નિસ્તેજ ચહેરો દેખાયો. તેમણે ભારે અવાજે પૂછ્યું, ''રાઘવનાં મા-બાપ ક્યાં છે?''

રાઘવના પિતા આગળ ધસી આવ્યા, ''શું મારો દીકરો હેમખેમ છે, ડૉક્ટર સાહેબ? મહેરબાની કરીને તેને બચાવો...'' તેણે લાગણીભર્યા આવાજે ગદ્ગદ્ થઈ આજીજી કરી.

''હું દિલગીર છું હું તેને બચાવી ન શક્યો, હું ખરેખર ખૂબ જ દિલગીર છું.'' ડૉ. વિશાલ ધંધાદારી અવાજે બોલ્યા અને જતા રહ્યા.

તે એક ખૂબ દુઃખદાયક દૃશ્ય હતું. રાઘવના પિતાના ચહેરા પર ભારે દુઃખનાં ચિહ્નો જણાતાં હતાં અને રાઘવના મિત્રો તો સાવ સ્તબ્ધ થઈ ગયા હતા.



સાંજના ઓછાયો ઢળી રહ્યો હતો. ડૉ. વિશાલ હજુ ઘરે પાછા ફર્યા ન હતા. તેમનાં પત્ની વિહવળ પરિસ્થિતિમાં આમથી તેમ આંટા મારી રહ્યાં હતાં. એકાએક દરવાજાની ઘંટડી વાગી. ગૌરવનાં મમ્મીએ દોડીને દરવાજો ખોલ્યો અને ફરિયાદ કરતાં સંભળાયાં, ''તમે આજે ખૂબ મોડું કર્યું.''

''અરે, તેં સમાચાર સાંભળ્યા નથી? ગૌરવના સાથીદારને આજે અકસ્માત નડ્યો. હું તેને તમામ પ્રયત્નો કરવા છતાં બચાવી ન શક્યો.'' થાકેલા અવાજે ડૉ. વિશાલે જવાબ આપ્યો.

''શું? રાઘવ હવે નથી રહ્યો? તે કેમ બન્યું? કેટલો વ્હાલો લાગે તેવો અને બુદ્ધિશાળી છોકરો હતો? ખૂબ જ ખોટું થયું.'' ગૌરવની મમ્મીએ આઘાતજનક સ્વરે કહ્યું.

''સાંભળ, ગૌરવ ક્યાં છે? તે હજી આવ્યો નથી? તેને પણ રાઘવના મૃત્યુથી આઘાત લાગશે.'' ઊંડો નિસાસો નાખી ડૉ. વિશાલ બોલ્યા.

દરવાજાની ઘંટડી ફરી વાગી, ''ગૌરવ આવી ગયો લાગે છે.'' ગૌરવનાં મમ્મીએ ખાતરીપૂર્વક કહ્યું.

''અરે, ડેડી, મારો મિત્ર રાઘવ હવે નથી રહ્યો! હું તેના વગર નહિ જીવી શકું!'' ગૌરવ રડતાં રડતાં તેના પિતાને વળગી પડ્યો.

''હિંમત રાખ બેટા... હવે, જે કંઈ નિર્મિત બનવાનું હતું તે બની ગયું. પરમ દિવસથી તારે પરીક્ષા છે, તેમાં તું ધ્યાન કેન્દ્રિત કર.'' ડૉ. વિશાલે પોતાના અવાજ પર કાબૂ રાખી કહ્યું.

''પણ ડેડી...''

''હવે, પણ-બણ નહિ, બહુ લાગણીશીલ થા મા. તારા લક્ષ માટે ચિંતા કરવાની

છે. મેં તને હૉસ્ટેલમાં મૂક્યો હતો જેથી કરીને તું તારામાં આત્મવિશ્વાસ કેળવી શકે, પરંતુ..."

"તે વાત છોડો હવે, તે હમણાં જ આવ્યો છે અને તે સવારથી ભૂખ્યો તરસ્યો હશે અને તમે અત્યારે તેને ઠપકો જ આપી રહ્યા છો! જા, બેટા ફ્રિજમાંથી કંઈક ખાવાનું કાઢી લે અને તારા ડેડી માટે પણ થોડું લઈ આવ." ગૌરવનાં મમ્મી વચ્ચે પડ્યાં.

"હું ફક્ત કોફી લઈશ. હું કંઈ ખાવાના મૂડમાં નથી. ગૌરવ, તારે કંઈક ખાવું જ જોઈએ." ડૉ. વિશાલે કહ્યું. ગૌરવ રૂમ છોડીને ગયો અને ડૉ. વિશાલ તેની પત્ની તરફ વળ્યા.

"જો દીપિકા, ગૌરવ સિવાય, આપણા બીજા દીકરાઓ ઘણા જ બુદ્ધિશાળી છે. બીજા બન્ને આજે સારી જગ્યાએ છે. આપણી દીકરી પણ વધુ અભ્યાસાર્થે અમેરિકા ગઈ છે, મારે ફક્ત ગૌરવની જ ચિંતા છે, હું તેને ડૉક્ટર બનાવવા માગું છું. પરંતુ તે 'મગજ' જેવી કોઈ વસ્તુ ધરાવતો જ નથી. મારું કહેવાનું છે, તેને 'ગ્રે મેટર'નો અભાવ છે."

"હવે, તમે સામાન્ય લોકોની ભાષામાં નથી બોલી રહ્યા. તમે 'ગ્રે મેટર' એટલે શું કહેવા માંગો છો? તે વસ્તુ જ ફક્ત બુદ્ધિ માટે જવાબદાર છે?" દીપિકાએ નારાજ થતાં પૂછ્યું.

ડૉ. વિશાલે અસ્વસ્થતાથી જવાબ આપ્યો, "અરે, હું ભૂલી જ ગયો કે તેં પણ માનસવિજ્ઞાનમાં વિશેષતા મેળવેલી છે. મને લાગે છે, મારે 'ગ્રે મેટર'ને બદલે 'નિઓપેલિયમ' તારી સામે કહેવું જોઈએ. પરંતુ મેં આજથી શસ્ત્રક્રિયાને 'ઑપરેશન ગ્રે મેટર' નામ આપ્યું છે."

"જેમાં તમે અસફળ રહ્યા." દીપિકાએ લગભગ કટાક્ષમાં કહ્યું.

"કદાચ, સંપૂર્ણ અસફળ તો નહિ! હજીયે મને આશાનું કિરણ દેખાય છે." ડૉ. વિશાલે ન સમજાય તેવા અવાજમાં કહ્યું.

"તમે શું કહેવા માંગો છો? રાઘવ હજી પણ બચી શકે છે?"

"મૂરખ થા મા, મૃત માણસમાં ક્યારેય જીવ આવી શકતો નથી."

"તો પછી તમે તમે કયું આશાનું કિરણ જુઓ છો?"

"કોઈ કિરણ નહિ!" રાઘવ ફક્ત ક્લિનિકલી જ નહિ પરંતુ બાયોલોજીકલી પણ મૃત્યુ પામ્યો છે. તું ખૂબ જ સારી રીતે જાણે છે કે બાયોલોજીકલી મૃત્યુ એટલે શું? બધું જ પૂરું થઈ ગયું! મગજના બધા જ કોષો નિર્જીવ થઈ ગયા છે!"

"તો પછી તમે જૂઠ–મૂઠ વાતો કેમ કરો છો? જો બધું જ ખલાસ થઈ ગયું હોય તો પછી ત્યાં આશાનું કિરણ ક્યાંથી હોઈ શકે?"

"એ ભૂલી જાવ. હું વગર વિચાર્યે બોલતો હતો. મારી બોલવામાં ભૂલ થઈ

ગઈ હતી...'' અચાનક ગૌરવના આગમનથી ચર્ચા અટકી.

''હું હૉસ્ટેલ જાઉં છું, મમ્મી.''

''આજે હૉસ્ટેલ ન જા, અહિયાં વાંચ.'' દીપિકાએ આજીજીભર્યા સ્વરે કહ્યું.

''પણ મારી નોટબુક્સ અને પુસ્તકો બધું ત્યાં છે.''

''અચ્છા તને ઠીક લાગે તેમ કર. આ વખતે તારા બધાં પેપરો પરમ દિવસે છે અને તે પછીના દિવસે પરિણામ આવશે કે ખરું ને?''

'હા.''

''તો જા વાંચ, તારી પાસે સમય બહુ ઓછો છે.''

''અને જો સાંભળ, આવતી કાલે એ જ સમયે મને મળજે-લેબોરેટરી પાસેની મારી કેબિનમાં બરોબર આઠ વાગે. તું આવીશ ને?''

''ઓ.કે. ડેડી, મમ્મી ગુડનાઈટ.''

''વિશાલ અને દીપિકા સાથે જ બોલ્યાં, ''ગુડનાઈટ.''



છાપાંના ફેરિયાએ બહાર બૂમ પાડી - 'પેપર.'

દીપિકા ગઈ અને પેપર લીધું. એક સાહજિક રસથી જ હેડલાઈનો વાંચી- ''ઓહ! આપણા ગૌરવનો ફોટો છે, મને તો માનવામાં જ નથી આવતું. ગૌરવ પી.એમ.ટી.માં પ્રથમ ક્રમે આવ્યો છે. વિશાલ! વિશાલ! જુઓ, આજના સમાચાર જણાવે છે કે આપણો ગૌરવ પી.એમ.ટી.માં પ્રથમ ક્રમે આવ્યો છે. તેનો ફોટો આગળના પાના ઉપર છપાયેલો છે!'' દીપિકાનો અવાજ ઉત્તેજનામાં થરથરી રહ્યો હતો.

''ખરેખર! મને ખબર હતી મારો દીકરો પરીક્ષામાં પ્રથમ જ હશે.'' ડૉ. વિશાલે વિશ્વાસપૂર્વક જવાબ આપ્યો.

''અરે, ભૂલી જાવ તે વાત, મને ડર છે ક્યાં ભૂલ થઈ હશે, એટલે કે... તેમાં ખોટું છપાયું હોય.''

''તું શું કહે છે? ગૌરવ ખરેખર પહેલા નંબરે જ છે. મને તેનામાં પૂરેપૂરો વિશ્વાસ છે. સમાચાર 100 ટકા સાચા છે!''

''પરંતુ આ બધું કેવી રીતે બન્યું? હજુ તેમ છતાં મારા માનવામાં આવતું નથી...''

ટેલિફોનની ઘંટડી વાગી ન હોય તો ચર્ચા હજુ આગળ ચાલી હોત, ''હલ્લો, ડૉ. વિશાલ બોલે છે.''

''અભિનંદન ડૉ. વિશાલ, હું મધુકર બોલું છું. કૉમ્પિટિશન કોચિંગ સેન્ટરના અધિકારી. ગૌરવ પી.એમ.ટી. પરીક્ષામાં પ્રથમ આવ્યો છે તેને ફોન ઉપર બોલાવો, હું તેને રૂબરૂ અભિનંદન આપવા માંગુ છું.''

"હલ્લો, પરંતુ તે અહિયાં નથી, હકીકતમાં હું તેને હૉસ્ટેલથી ઘરે આવવાનું કહેવા જતો હતો, તે ત્યાં હૉસ્ટેલમાં નથી?"

"નહિ, ડૉ. વિશાલ તે અહિયાંથી ગઈ કાલે સાંજે જ જતો રહ્યો છે. તેના મિત્રોએ જ મને કહ્યું છે તે લોકો પણ તેની આતુરતાથી તેને અભિનંદન આપવા રાહ જોઈ રહ્યા છે, મને આશ્ચર્ય થયું કે તે હજુ ઘરે પહોંચ્યો નથી. પરંતુ, તે ક્યાં ગયો હશે?"

"એ જ પ્રશ્ન તો મને પણ મૂંઝવી રહ્યો છે, મિ. મધુકર! ગઈ કાલે રાતથી અત્યાર સુધી તો લાપતા છે તે વાત નિશંકપણે ગંભીર છે. આપણે પોલીસમાં તુરત જ જાણ કરવી જોઈએ!"

"ખરું, ડૉક્ટર, હું પણ તેના માટે તપાસ કરું છું. આ વાતની રેડિયો કે ટી.વી.માં અથવા બીજી રીતે જાહેરાત કરવી વધારે સારી રહેશે અથવા તો આપણે બેએક કલાક હજુ રાહ જોઈએ, શક્ય છે તે કદાચ આવી જાય, તેના કોઈક મિત્ર જોડે ક્યાંક ગયો હોય, હું તમને પાછો ફોન કરીશ."

ડૉ. વિશાલે ધ્રુજતા હાથે ફોનનું રિસિવર મૂક્યું.

દીપિકા ફોન ઉપર થતી વાતો સાંભળીને ગભરાઈ ગઈ, તેણે પૂછ્યું, "મને ચિંતા થાય છે. ન કલ્પી હોય તેવી ઘણી બધી વસ્તુઓ બની રહી છે! મહેરબાની કરીને તમારે ગૌરવને તાત્કાલિક શોધવો જ પડશે."

"તું નાનીઅમથી વાતમાં ગભરાય છે, તે તેના મિત્રને ત્યાં ગયો હશે."

"નહિ, નહિ તમારે પોલીસને જાણ કરવી જ જોઈએ."

"ભલે, હું જ પોલીસને, રેડિયો અને ટી.વી.માં પણ જાણ કરું છું, તે દરમ્યાન હું મારા મિત્ર ગૌતમને પણ મળી લઈશ જેનું મારે થોડું ખાસ કામ છે."

"ડૉ. વિશાલ મિનિટોની અંદર ઘરની બહાર નીકળી ગયા."



"અરે, આવો, વિશાલભાઈ! તમારા દીકરાએ તો પી.એમ.ટી.માં પ્રથમ આવી કલ્પના બહારનું કામ કર્યું છે. ખૂબ ખૂબ અભિનંદન!" ડૉ. ગૌતમે કહ્યું. ડૉ. ગૌતમ ડૉ. વિશાલના ખૂબ ગાઢ મિત્ર હતા.

ડૉ. વિશાલ અભિનંદનની પરવા કર્યા વગર વચ્ચે જ બોલ્યા, "ડૉ. ગૌતમ હું પોલીસ સ્ટેશનેથી સીધો આવું છું."

"કેમ? હું માનું છું, બધું બરાબર છે ને?"

"શું બરાબર? ગૌરવનો ગઈ કાલ રાતથી પત્તો જ નથી, સવારથી જ લોકો તેને શોધી રહ્યા છે, લોકો સતત અમને તેને અભિનંદન આપવા માટે ફોન કરી

રહ્યા છે, પણ તેનો ક્યાંય પત્તો નથી.''

''તેના મિત્રને ત્યાં કે ક્યાંક ગયો હશે, તમે લોકો વગર કારણે આટલા બધા ગભરાઈ ગયા છો.''

''નહિ, ભાઈ! તેણે તેની સફળતાના સમાચાર જાણી અમને મળવા આવવું જ જોઈએ.''

''વિશાલ! હું કંઈક કહું જો તમને વાંધો ન હોય તો? ગૌરવ પી.એમ.ટી.માં પ્રથમ આવ્યો તે ન માની શકાય તેવી વાત છે! એકાએક તેનામાં કેટલો ફેરફાર થઈ ગયો. તે હંમેશા સાધારણ વિદ્યાર્થી હતો! તેનાથી વિશેષ, તમને હંમેશા તેની ખૂબ જ ચિંતા રહેતી!'' ડૉ. ગૌતમ ધીમા અવાજે બોલ્યા.

''ગૌતમ, હું તમારાથી કંઈ નહિ છુપાવું, ગૌરવનું પી.એમ.ટી.માં પ્રથમ આવવું એક ગુપ્ત બાબત છે. હું તમને એકલાને તે ગુપ્ત બાબત જણાવીશ, કારણ કે તમે મારા સંશોધનમાં સહાધ્યાયી છો ખરેખર તો, ગૌરવની સફળતા તે આપણી શોધનું પરિણામ છે!''

''તે કેવી રીતે શક્ય છે?'' ડૉ. ગૌતમે ઉશ્કેરાઈને પૂછ્યું.

ડૉ. વિશાલે અવાજ પર કાબૂ રાખી શરૂ કર્યું, તમે યાદ કરો, જ્યારે અમેરિકન વૈજ્ઞાનિક મેકકોનેલ યાદશક્તિની ફેરબદલી માટે કોઈક દરિયાઈ જીવ ઉપર પ્રયોગો કરી રહ્યા હતા, ત્યારે હું તેમની લેબોરેટરીમાં કામ કરતો હતો. એકાએક મને ભાન થયું કે ઉચ્ચ વર્ગનાં પ્રાણીઓમાં પણ સ્મૃતિની ફેરબદલી પણ કરી શકાય છે.''

''તેથી, અમેરિકાથી આવીને, તમે આ પ્રોજક્ટ ઉપર કામ શરૂ કર્યું. મને ખબર જ હતી કારણ કે જ્યારે હું જોડાયો ત્યારે તમે તેમાં મશગૂલ હતા.''

''પરંતુ, મારા વ્હાલા ગૌતમ, તમે બીજી કેટલી હકીકતોથી જ્ઞાત નથી. આજે હું તમને તેના વિષે વધુમાં કહીશ... જ્યારે અમે જાણ્યું કે મેસેન્જર આર.એન.એ. (mRNA) યાદશક્તિનો કોષ છે, ત્યારે મેં તમને નીચલી કક્ષાના જીવમાં mRNAનો માર્ગ યાંત્રિક પદ્ધતિથી શોધવાનું કામ સોપ્યું, તે દરમ્યાન હું રૂહીસસ વાંદરાના મગજમાં મેમરી મોલેક્યુલનું સંશ્લેષણ જે કોષમાં થાય છે તેને શોધવામાં તલ્લીન હતો.''

''અને તમે તે હકીકત મારાથી છુપાવી!'' ડૉ. ગૌતમે નંદવાયેલા અવાજે કહ્યું.

''મને માફ કરો, મારા મિત્ર! મને ડર હતો કે હું સફળ નહિ થાઉં અને તમે બધા મારી મજાક ઉડાવશો.''

''ભલે, આગળ કહો.''

''આર્થર કોઈસ્લરે તેના એક પ્રખ્યાત વૈજ્ઞાનિક લેખમાં મેમરી ટ્રાન્સફર (યાદશક્તિની ફેરબદલી) અને તે પ્રયોગોમાં રોકાયેલા વૈજ્ઞાનિકો વિશે લખ્યું છે. તે લેખે મને ઉત્સાહિત કર્યો અને વાંદરાના મગજના કોષોમાં એમ.આર.એન.એ.ની હાજરીની મિનિટે મિનિટની નોંધ કરવાનું શરૂ કર્યું અને આ કોષને સ્થાપિત કરવામાં

સફળ થયો. જ્યારે મેં તેને બીજા વાંદરાના મગજના કોષોમાં બેસાડ્યા અને સફળ થયો, ત્યારે મારા આનંદની કોઈ સીમા ન રહી, મેં આ પ્રયોગ અનેક વાર કર્યો અને એ જ પરિણામ આવ્યું કે મેમરી ટ્રાન્સપ્લાન્ટ (સ્મૃતિ પ્રત્યારોપણ) શક્ય બન્યું હતું!''

''અને તમે માણસ જાત ઉપર પણ આ પ્રયોગ કરી જોવાનું નક્કી કર્યું.'' ડૉ. ગૌતમે દેખીતો કટાક્ષ કરી ઉમેર્યું.

''હા, અને મેં તે માટે ગૌરવની પસંદગી કરી, જ્યારે હું તેના રૂમ પાર્ટનરને બચાવી શક્યો નહિ, તાત્કાલિક મેં તેના મગજના કોષો કાઢી લીધા, મને તરત જ સૂઝી આવ્યું કે મારે રાઘવની યાદશક્તિ (મેમરી) ગૌરવના મગજમાં ટ્રાન્સફર કરવી જોઈએ.''

''અને આથી જ ગૌરવ પી.એમ.ટી. પરીક્ષામાં સફળ થયો અને એ પ્રથમ રહ્યો, આ બતાવે છે, ડૉ. વિશાલ કે તમારા પ્રયોગ માણસ જાતિ ઉપર પણ સફળ થયા.'' ડૉ. ગૌતમ કડક ભાષામાં બોલ્યા.

''પરંતુ ગૌતમ, મને ખબર નથી... મારું મગજ ગંભીર આશંકાઓથી ઘેરાયેલું છે, હજુ સુધી ગૌરવનો પત્તો નથી.''

ડૉ. ગૌતમ કંઈ કહે તે પહેલાં ટેલિફોનની ઘંટડી વાગી, ડૉ. ગૌતમે રિસિવર ઉપાડ્યું, ''હલ્લો.... હા.... તે અહિયાં છે.... વિશાલ, ભાભીજી છે, ફોન ઉપર તારી સાથે વાત કરવા માગે છે.''

''હલ્લો... હા... હા... શું? ગૌરવ ત્યાં ગયો છે? પણ કેમ? ભલે, હું ત્યાં તરત જ જાઉં છું.''

ડૉ. વિશાલે રિસિવર તેના હૂક ઉપર મૂક્યું અને ધ્રુજતા અવાજે કહ્યું, ''વિચિત્ર વાત. ગૌરવ રાઘવના પિતૃગૃહે ગામડામાં પહોંચ્યો છે.'' રાઘવના પિતાએ આ માહિતી આપી. તેમણે મને તાત્કાલિક ત્યાં પહોંચવાનું કહ્યું. તેનું ગામ અહીંથી સાઠ કિ.મી. દૂર છે, ગૌતમ, મહેરબાની કરીને મારી સાથે આવો, તમારી ગાડી કાઢો ઝડપથી!''

એક મિનિટની અંદર જ ડૉ. ગૌતમની મારૂતી કાર બહાર નીકળી ને ગામ તરફ દોડવા લાગી.



રાઘવના પિતાજીએ ઘરની બહાર ગાડી ઊભી રહેવાનો અને તેના હોર્નનો અવાજ સાંભળ્યો. તેમણે તેમની પત્નીને કહ્યું, ''લાગે છે કે ડૉ. વિશાલ આવ્યા છે, જરા જો, ગૌરવ રાઘવના રૂમમાં છે કે નહિ, હું જઈને ડૉક્ટરને આવકારું છું.''

તેમણે ગૌરવના પિતાજીનું ઉષ્માભર્યું સ્વાગત કર્યું, ''આવો! આવો! ડૉક્ટર,

અમે તમારી આતુરતાપૂર્વક રાહ જોતાં હતાં.''

ખબરઅંતર પૂછવાની શિષ્ટાચારમાં પડ્યા વિના ડૉ. વિશાલ સીધા જ વાત ઉપર આવ્યા, ''ગૌરવ ક્યાં છે? તમે લોકોને જાણ કરી હતી કે તે અહીં આવ્યો છે, તે સાજો સારો તો છે? અરે, મારા મિત્ર ડૉ. ગૌતમને મળો!''

''નમસ્તે! મહેરબાની કરીને બેસો. ઊભા કેમ છો?'' રાઘવના પિતાજીએ કહ્યું.

ડૉ. વિશાલ એટલી વારમાં આકુળવ્યાકુળ થઈ ગયા અને ફરી પૂછ્યું, ગૌરવ અહિયાં નથી? તે ક્યાં ગયો છે?''

''ના, તે મોટેભાગે રાઘવના રૂમમાં બેઠો રહે છે. જેમ રાઘવ બેસતો હતો તેમ જ. તેને એ જ આદત છે તેના રૂમમાં બેસી રહેવાની અને કોઈ પુસ્તક વાંચવાની. ડૉક્ટર, એવું લાગે છે કે તે ઘણો બદલાઈ ગયો છે, તે એકદમ રાઘવની જેમ જ વર્તે છે. તે પોતાની જાતને રાઘવ જ માને છે, હું કંઈ સમજી શક્તો નથી. તે મને તેનો પોતાનો બાપ ગણી રહ્યો છે અને રાઘવની માને પોતાની મા.''

''રાઘવના પિતાજી વધુ કંઈ આગળ કહેવા જતા હતા ત્યાં ડૉ. વિશાલ વચ્ચે બોલ્યા, ''શું વાત કરો છો?''

''વિચિત્ર!'' ડૉ. ગૌતમ પણ કંઈ પરિસ્થિતિ સમજી શક્યા નહિ, એ જ ઘડીએ ગૌરવ રૂમમાં દાખલ થયો, બધાની દૃષ્ટિ તેના પર પડી.

''નમસ્તે! ડૉક્ટર! નમસ્તે કાકા! ગૌરવે એક પછી એક મહેમાનોનું અભિવાદન કર્યું.

''કાકા નહિ, બેટા! તે તારા બાપુ છે.'' રાઘવના પિતાજીએ સુધારો કર્યો.

''તમે શું કહી રહ્યા છો, પિતાજી? તમે શું ધારો છો હું મારા કાકાને ઓળખતો નથી? આ બન્ને કાકાઓ ખૂબ ભલા છે, તેઓ મારી ખૂબ સંભાળ લ્યે છે.''

''વ્હાલા ગૌરવ, તું શું કહે છે? તને શું થયું છે?'' મૂંઝાયેલા ડૉ. વિશાલ વચ્ચે જ બોલી પડ્યા.

''કાકા, તમે મને ગૌરવ કેમ કહો છો? હું રાઘવ છું ગૌરવ તમારી સાથે કેમ આવ્યો નથી?''

ડૉ. ગૌતમે વિશાલને ધીમેથી કહ્યું, ''તમે તમારો દીકરો ગુમાવ્યો છે, મારા મિત્ર! તમારું ઑપરેશન 'ગ્રે મેટર' નિષ્ફળ ગયું છે.''

''અરે, નહિ, એવું ન બોલો, હું સહન કરી શકું.''

''તમારે આ કડવા સત્યનો સામનો કરવો જ પડશે. તમે તમારા વૈજ્ઞાનિક સંશોધનની આડઅસરને નજર સમક્ષ જોઈ નહિ શકો! એવું લાગે છે કે સ્મૃતિનો એક ભાગ જે તમે બદલાવવા માગતા હતા તેને બદલે રાઘવની આખેઆખી સ્મૃતિ ગૌરવમાં આવી ગઈ છે. રાઘવના પિતાજીએ મૂંઝાયેલા અવાજે પૂછ્યું, ''તમે લોકો શું વાત કરી રહ્યા છો? હું કંઈ સમજી શક્તો નથી.

ડૉ. વિશાલે હારીને જવાબ આપ્યો, ''ગૌતમ, મહેરબાની કરીને તમે તેમને

સમજાવી શકશો, હું કંઈ કહી શકું એવી પરિસ્થિતિમાં નથી, અરે મેં શું કર્યું!''

''શું વાત છે, ડૉ. ગૌતમ? મને પણ કહો. મને ચિંતા થાય છે.'' રાઘવના પિતાજીએ કહ્યું જેઓ અત્યાર સુધી સંપૂર્ણ અંધારામાં હતા.

''હા, તમને તો કહેવું જ પડશે હવે... તમારો દીકરો ખૂબ જ હોંશિયાર હતો. અને તેણે પી.એમ.ટી.માં ખૂબ સારી તૈયારી કરી હતી.''

''ઓહ, મને મહેરબાની કરીને તે બધું યાદ ન કરાવો, ડૉક્ટર તેને યાદ કરવાથી હું કેટલો વ્યથિત થાઉં છું! પરંતુ તમે તેના વિશે કેમ વાત કરો છો? ઊંડો નિઃસાસો મૂકતાં રાઘવના પિતાજીએ પૂછ્યું.

''કારણ કે, રાઘવ હજી જીવે છે મર્યો નથી!''

''તમે શું વાત કરો છો? આવી મારી ક્રૂર મશ્કરી ન કરો, ડૉક્ટર મેં મારા પોતાના હાથે તેની ચિતાને આગ લગાડી છે.'' રાઘવના પિતાજી ગળગળા થઈ ગયા.

''તે સાચું છે કે રાઘવનું ખોળિયું હવે નથી રહ્યું પણ તેનું દિમાગ હજી ગૌરવના મગજમાં હયાત છે.''

''ડૉક્ટર મહેરબાની કરીને મને કંઈક સમજાવો, હું આ સમજવા માટે અસમર્થ છું.''

''જુઓ, જ્યારે ડૉ. વિશાલ રાઘવને બચાવી શક્યા નહિ, ત્યારે તેમણે તેની મેમરીના કોષો જુદા તારવી લીધા અને તેને ગૌરવના મગજમાં તેને બુદ્ધિશાળી બનાવવા માટે બદલાવ્યા, ડૉ. વિશાલે વિચાર્યું હતું કે જ્યારે ગૌરવ પી.એમ.ટી.ની પરીક્ષાનાં પ્રશ્નપત્રો આપવા બેસશે ત્યારે રાઘવની મેમરીના કોષો ગૌરવના મગજની અંદર કામ કરતાં થઈ જશે અને ગૌરવને પ્રશ્નપત્ર હલ કરવામાં મદદરૂપ થશે. ડૉ. વિશાલે આમ સારું ધાર્યું હતું. તેઓ સમજવામાં નિષ્ફળ રહ્યા કે રાઘવની જે આખી મેમરી (યાદશક્તિ) ગૌરવના મગજમાં આવી ગઈ છે, તેથી ગૌરવ માનસિક રીતે રાઘવમાં ફેરવાઈ ગયો છે.''

ડૉ. વિશાલે દુઃખી સ્વરે ઉમેર્યું ''મારો પ્રયોગ આમ જોતાં અસફળ રહ્યો, મારા સ્વાર્થ માટે, આ પ્રયોગની દૂરંદેશી અસરો માટે વધારે વિચાર્યું હતું. મેં ક્યારેય ધાર્યું નહતું કે મને આટલી કડક શિક્ષા મળશે આહ, હવે શું થઈ શકે?''

''કદાચ તમે ગૌરવના મગજની તપાસ કરી શકો, અને જરૂર જણાય તો, શસ્ત્રક્રિયા કરી તેની પહેલાંની પરિસ્થિતિમાં પાછો લઈ આવો. ''રાઘવના પિતાજીએ સલાહ આપી.

''નહિ, હું જોખમ લેવાનું સાહસ નહિ કરી શકું. તેની આખી મેમરી (યાદશક્તિ) શસ્ત્રક્રિયા દરમ્યાન ધોવાઈ પણ જાય. અત્યારે એટલું તો છે કે ગૌરવ જેમ છે તેમ બરાબર છે!''

''બેટા, તું સાંભળતો હતો? આ ડૉ. વિશાલ તારા પિતા છે. હું નહિ!'' રાઘવના

પિતાએ પ્રેમથી તેના ખભે હાથ મૂકી કહ્યું.

"તે જે હોય તે હું કંઈ સમજી શકતો નથી, હું તદ્દન ગૂંચવણમાં છું, હું એટલું જાણું છું કે તમે મારા પિતા છો અને ડૉક્ટર મારા કાકા છે." ગૌરવે સ્પષ્ટપણે કહ્યું.

"ઓહ, મારે હવે શું કરવું? મેં મારો દીકરો ગુમાવ્યો! હું ક્યારેય મારી જાતને માફ નહિ કરી શકું." ડૉ. વિશાલ ગદગદિત થઈ ગયા. તેમની આંખોમાં આંસુ ભરાઈ આવ્યાં.

"હિંમત રાખો!" ડૉ. ગૌતમે દિલાસો આપતાં કહ્યું, "જોકે તેઓ પોતે દેખીતી રીતે ભાંગી ગયા હતા. વાતાવરણ ખૂબ જ તંગ બની ગયું હતું.

રાઘવના પિતાએ શાંતિનો ભંગ કરતાં કહ્યું, "મારે એક વિનંતી કરવી છે, રાઘવ અમારા ઘડપણનો સંપૂર્ણ આધાર હતો. અમે તેના મૃત્યુથી તદ્દન ભાંગી પડ્યાં છીએ. અમારા જીવવાનો કોઈ હેતુ રહ્યો નથી, તમને ડૉક્ટર, ઘણા હોનહાર દીકરાઓ છે, જો તમે અમારા દુ:ખને સમજી શકો તો!"

"તમે શું કહેવા માંગો છો?" ડૉ. વિશાલે આશંકાથી પૂછ્યું, "ફક્ત એટલું જ કે તમે મંજૂરી આપો તો મને ગૌરવને દત્તક લેવાનું મન છે. આ વિનંતી છે, ડૉક્ટર તેનો અસ્વીકાર ન કરશો."

"તારી શું ઇચ્છા છે, ગૌરવ... ર... ર... વ્હાલા રાઘવ?" ડૉ. ગૌતમે આશાભરી નજરે ગૌરવ તરફ જોતાં કહ્યું.

"હું પણ અહિયાં પપ્પા પાસે રહેવા માંગુ છું." ગૌરવે હિંમતથી કહ્યું.

"આવો ત્યારે, ચાલો જઈએ, વિશાલ, આપણે વારંવાર ગૌરવને મળવા આવતા રહીશું, નાસીપાસ ન થાવ, કદાચ, તે કોઈક દિવસે પોતાના ખરા સ્વરૂપમાં આવી જશે! ત્યાં સુધી તેને અહિયાં રહેવા દેવો જ વધુ બરાબર છે."

ડૉ. ગૌતમે ડૉ. વિશાલનો હાથ પકડ્યો અને આસ્તેથી તેમને બહાર લઈ ગયા.

"હા, આ ક્ષણે આપણી પાસે બીજો ઉપાય પણ શું છે?" ડૉ. વિશાલે ઇશ્વરેચ્છાને તાબે થઈ શાંત સ્વરે કહ્યું.

(મૂળ હિન્દી)

Lasertypeset at Taran Comprint, Ahmedabad
and printed at Tarang Printers, Delhi-92